નિરુપમા દેવી કૃત

# શ્યામલી



: અનુવાદક :

ભોગીલાલ ગાંધી



એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ-૨



અ ર્પ ણ

પ્રિયભાઇ લલિતમોહન પંડયાને

# નિ વે દ ન

શ્રીમતી નિરુપમાદેવી બંગાળનાં જાણીતાં નવલકથાકાર છે. ગુજરાતને પણ હવે તો જાણીતાં થયાં છે. આ કૃતિ ત્યાં સારી લોકપ્રિય નિવડી છે, એમ એની બીજી આવૃત્તિ ઉપરથી સહેજે કહી શકાય. ગુજરાતી વાચકોને ય ગમે એવી વાર્તા તો એમાં છે જ. મૂળ બંગાળી ઉપરથી ગુજરાતીમાં ઉતરી છે, એટલો ઉલ્લેખ કરી લઉં.

૬-૬-૪૧ અનુવાદક.

# ૧

શ્રાવણ માસનો મેઘપૂંજ સમસ્ત આકાશને આવરી જામી રહ્યો હતો. ગાઢ શ્યામવર્ણા હાથીઓના ટોળાની જેમ આ મેઘખંડો ક્યાંક ક્યાંકથી એકાએક દોડતા આવી નભપ્રદેશને છાઈ રહ્યા હતા. બૃંહિત–ધ્વનિ નથી, વપ્રક્રીડાનો સમારોહ નથી, તેમની ધીર મંથર ગતિમાં ક્રીડા કૌતુકની ચંચળતા પણ રજ માત્ર નજરે પડતી નથી. શ્યામલી શોભા વડે આકાશ આખાને છાઈને તેઓ કેમ જાણે મૂક રીતે કોઈકની પ્રતીક્ષા કરતા ઊભા છે !

આ મેઘપુંજની શ્યામલી છાયાએ ધરતીની છાતીને વળગી પડી તેના નીલવર્ણને વધારે ગાઢો રંગ આપ્યો છે. મેઘે રચેલા આ શ્યામ આચ્છાદનની નીચે સ્તબ્ધ બની ઊભેલાં દીર્ઘકાય વૃક્ષો ધીમે ધીમે જાણે અંધીર બની રહ્યાં છે. હવે વધારે પ્રતીક્ષા કરાય એમ નથી. જે કંઈ બનવાનું હોય એ જલદી બની જાય; રાહ તે કેટકેટલી જોવાની ? – આવો વિદ્રોહનો ભાવ વ્યક્ત કરતાં તેઓ ચંચળ બની માથાં હલાવવા લાગી જાય છે. કેતકી અને કદમ્બનાં વનમાં નીલ ગર્ભપ્રદેશમાં પોઢેલાં શુભ્ર પુષ્પ મર્મસ્થળ ભેદીને ધીમે ધીમે બહાર

આવવા મથી રહ્યાં છે. વર્ષાઋતુનાં શ્વેત અને રક્તવર્ણા પુષ્પ–સમુહો શ્યામછાયાની નીલ છાતી ઉપર બિલકુલ અણમાનીતાં બાળકોની જેમ એકાએક ફૂટી નીકળે છે. ઊંચે આકાશ અને નીચે ધરતી ઉપરના વિસ્તૃત ઘનશ્યામ રંગ–સાગરમાં આ પુષ્પ સમુહોની રંગ બેરંગીતા અદ્દભુત છે–વાચા હરી લે એવી અદ્દભુત છે.

પરંતુ આ શ્યામકાય પ્રકૃતિની વચ્ચે એક નાનકડી અગાસીએ ઊભીને એક તરુણી રજ માત્ર પણ થડકાર વિના, નિશ્ચલનેત્રે પેલા પુંજીભૂત મેઘખંડો ભણી નિહાળી રહી છે. તેના દેહનો શ્યામવર્ણ અને એ દેહ ઉપર પથરાયેલી કાળી કેશાવલિ કેમ જાણે તે પોતે જ સમસ્ત શ્યામ પ્રકૃતિનો એક અંગીભૂત પદાર્થ હોય એવો ભાસ આપે છે. નીલવસ્ત્રા ધરિત્રીની સાથે જેમ પેલા શ્યામ મેઘખંડનું એકત્વ નીરવપણે વ્યક્ત થઈ રહ્યું છે, તેવી જ રીતે આ તરુણીના સ્વચ્છ વિશાળ નેત્રમાં આકાશ અને ધરતીની શ્યામલતા છવાઈ જઈ તેના અંતસાલની સાથે પ્રકૃતિનું એકત્વ વ્યક્ત થઈ રહ્યું છે. કેમ જાણે, વર્ષાનાં જલ–સ્થલ–આકાશની સાથે તેનાં દેહમનનો રજમાત્ર પણ પ્રભેદ ન હોય એવી રીતે તન્મય બની સંપૂર્ણ નિરપંદ ભાવે તે મેઘાડંબર ભણી નિહાળી રહી છે.

સ્નિગ્ધ ગંભીર ઘોષણાવડે મેઘ ગાજી ઊઠયો. પણ પ્રકૃતિના જડકાન જાગ્રત બન્યા નહિ કેમ જાણે, શબ્દમય અનંતતાને મૂક જડ પ્રકૃતિનો ઉપહાસ કર્યો ન હોય! પેલી તરુણીના પણ મુખ કે ઓઠ ઉપર રજમાત્ર સ્પંદન ફરકયું નહિ. પહેલાંની જેમ જ એ જોઈ રહી. પવન વળી જોરથી વાવા લાગ્યો. આ વખતે તેનું અંગેઅંગ જાગી ઊઠયું. તેનો મુક્ત કેશકલો ઊડવા લાગ્યો, પાલવ અસ્ત વ્યસ્ત થયો. અને તરુણીએ આર્દ્ર વાયુના સ્પર્શથી હર્ષકંટકિત બની આનંદોજ્જવલ દૃષ્ટિ ચારે બાજુ નાખી. સામે જ આકાશને એક ખૂણે વીજળીની સુવર્ણરેખા ક્ષણે ક્ષણે બહાર આવતી નજરે પડી. જાણે શ્યામગિરિશૃંગે

સોનેરીનાગિણી બેલી રહી ન હોય! આ દૃશ્ય જોતાંની સાથે જ તરુણીના સમસ્ત મુખ અને નેત્રો ઉપર પેલી વિજળીની આભા ખેલી ઊઠી. અને અગાસીની પાળ સાથે અઢેલીને તે આનંદોજ્જવલ અનિમેષ નયને એ જ દિશામાં જોઈ રહી.

ઝરમર ઝરમર વરસાદ શરૂ થઈ ગયો. થોડા છાંટા તેના દેહ ઉપર પણ પડ્યા. અને હર્ષપ્રફુલ્લ નેત્રોને સહેજ વધારે ઊંચાં કરતાં જ તેનાં આંખમુખ ઉપર છંટકાવ થઈ રહ્યો. સ્મિતપૂર્વક આંખો લૂછી નાખી વળી તેણે ઊંચું જોયું. વળી પાછી તેની આંખો પાણીથી ભરાઈ ગઈ. પણ આ વખતે તેણે રંગમાં ભંગ પડવા દીધો નહિ. મેઘની ધારાની સાથે સાથે તેણે પોતાના સ્મિતની ધારા મેળવી થોડો વખત અનિર્વચનીય આનંદ લૂંટયો. એની ચારે બાજુએ, એ જ વખતે, આખી ધરતી નહાઈ રહી હતી. પરંતુ આ તરુણીનું લક્ષ એ તરફ લેશમાત્ર ન હતું.

એવામાં એક યુવતી ભીંજાતી ભીંજાતી આવી પહોંચી. અને તેનો હાથ પકડી બોલી: " શ્યામલી ! "

તરુણી ચમકી ઊઠી. આવનાર ભણી જોઈ રહી.

પેલી યુવતી ચીડાઈને બોલી: " ભગવાન જેને નથી આપતો, એને આટલી હદે નહિ આપતો હોય! આ ભીંજાઈ રહી છે એનુંય ભાન નથી ? ચાલ ઊઠ. " એમ બોલતી બોલતી તે શ્યામલીનો હાથ પકડી દાદર સુધી ગઈ.

આ આગંતુક યુવતીના ચીડાયેલા મોં ભણી લવલેશ પણ દૃષ્ટિપાત ન કરતાં શ્યામલી ભારે આવેગપૂર્વક તેના ગળે બાઝી પડી અને એક નાની બાળકીની જેમ અધીર આનંદમાં આવી જઈ બહારના મેઘપુંજ ભણી ફરી ફરી આંગળી કરી પેલી યુવતીના ચીડાયેલા મોંને ફેરવવા મથી રહી.

યુવતી બોલી: "એ તો જોયુંસ્તો. પણ એટલા માટે કંઈ ભીંજાયા કરવાનું ? વાળ બધા પલળી ગયા છે, આખું શરીર ભીનું થઈ ગયું છે, તોય તને તો કશું ભાન ન રહ્યું ! લે, માથું લૂછી નાખ."

સામે પથરાયેલા સુનીલ મેઘથરોની અંદર તીવ્ર પ્રકાશ ઝબૂકવા લાગ્યો. પેલી યુવતી "ઓ મા રે ! આંખો અંજાઈ ગઈ. ચાલ, અલી, ચાલ નીચે." બોલતી સડસડાટ નીચે ઊતરી ગઈ. પણ પેલી કન્યા ? શ્યામલી ? એ તો પાછી છટકી ગઈ હતી. વળી પાછી અગાસીએ જઈ વરસતા મેઘ ભણી નજર નાખી આનંદમાં આવી તાળીઓ પાડતી બેસી પડી હતી.

પેલી યુવતીએ અકળાઈને બૂમ મારી: "વીજળી ! ઓ વીજળી ! પેલીને ખેંચી લાવ તો."

નીચેથી કોઈકે સામો સવાલ કર્યો, "કેમ, મા ?"

"અરે, પેલી ગાંડીને પકડી લાવ, મા. મારાથી તો નથી આવે એવી."

વિદ્યુત્‌રેખા સમી એક કિશોરી માતા પાસે આવી ઊભી. ભવાં ચઢાવી બોલી: "એ તો વાદળાં જોતાંવેંત ગાંડી બની જાય છે – છો રહી – જેવી એની બુદ્ધિ."

"એટલે શું એને પલળીને મરવા દેવી છે ! શરદી ઓછી છે તે ! માંદી પડ્યા વિના રહેશે કે ?"

"ઠીક, તું રહે, હું જોઈ આવું છું."

"ના, ના, તું રહેવા દે; આ વરસાદ તો જોરથી પડવા માંડ્યો. તું ભીંજાઈ જઈશ. હું જ જઈ આવું છું." એમ બોલી માતા દોડી પહોંચી.

કન્યાનો હાથ પકડી ખેંચતી માતા બોલીઃ "ચાલ, અંદર ચાલ, ગાંડી! અંદર ચાલ."

પણ ગાંડી ડગે તો ને? પીંજેલા રૂના ઢગ જેવો મેઘ વૃષ્ટિરૂપે પૃથ્વી ઉપર દોડી આવતો હતો, એના ભણી એની આંખો ચોંટી ગઈ હતી. એની આંખોમાં સંગીતની ઝણઝણાટી ચાલી રહી હતી! માતાએ બંને હાથવડે કન્યાનું મોં પોતા તરફ ફેરવી વ્યાકુળ ભાવે કહ્યુંઃ "શ્યામલી! મારી વાત નહિ સાંભળે? મને હેરાન કરશે? ચાલ, ઘરમાં ચાલ. બારીમાં બેસીને જોજે."

શ્યામલીએ માતાની આંખો ભણી નજર કરી અને તે તેની કોટે વળગી પડી. માતાએ તેને ખેંચી, અને તે ખેંચાતી સાથે ચાલી. માતાએ શ્યામલીનાં કપડાં અને શરીર લૂછી નાખ્યાં. વીજળીએ બબડાટ કરતાં કરતાં પોતાના વસ્ત્ર વડે તેના ભીંજાયેલા વાળ લૂછવા માંડ્યા.

"એ તો સદાની પાગલ છે; પણ તું ય આ વરસાદમાં શું જોઈને એની સાથે પલળી આવી? બાપુએ જોયું હોત તો ભારે થઈ જાત. લાવ; તું કપડાં બદલ, જા. હું શ્યામલીને નીચે લઈ જઈશ. કેમ, નીચે આવીશ ને? કે બાપુને બોલાવું?"

વીજળીના મોં ભણી જોઈ શ્યામલી બંડખોરની જેમ પીઠ ફેરવી ઊભી રહી અને તેણે પોતાના વાળ તેના હાથમાંથી છીનવી લીધા.

વીજળી ઠમકો કરતી બોલી ઊઠી: "જોયું ને, મા? આને તું પાગલ કહે છે? આ તો 'ડાહ્યું પાગલ' છે! મિજાજ તો જોયો ને? કોણ જાણે સાંભળતી – બોલતી હોત તો શું નું શું કરત!"

"તો કંઈ આવી જ ઓછી હોત? નસીબ એનું ને મારું! જા, તું હવે બકબક ના કર. પેલા સાંભળશે ને આવી પડશે તો ભારે થઈ જશે. જા, તું નીચે જા. હું આને લઈને આવું છું."

વીજળી કંઈક બડબડતી નીચે ચાલી ગઈ. માતાએ શ્યામલીને અણુસારો કરી નીચે આવવા જણાવ્યું અને તેનો એક હાથ પકડી પોતે ચાલવા માંડ્યું. શ્યામલી મૂંગી મૂંગી, વળી વળી આકાશ ભણી નજર નાખતી માતાની સાથે નીચે જવા લાગી.

ફરી પાછું શરીર લૂછી, કપડાં બધાં બદલાવી નાખી માતાએ કન્યાને એક બારીમાં બેસાડી. શ્યામલીએ વર્ષાથી છાઈ રહેલી પૃથ્વી ભણી દૃષ્ટિ કરી પ્રેમાવેશપૂર્વક માતાને વળગી પડી ચુંબન કર્યું. માતા ક્ષુબ્ધ સ્નેહના મ્લાન હાસ્ય સહિત બોલી: "બહુ થયું, બહુ થયું. ચૂપચાપ આ બારીમાં બેસી રહેજે. સમજી? પાછી બહાર ન નીકળતી."

કન્યાએ માતાની બધી વાત સમજી લીધી છે એના પ્રમાણરૂપે તેની છાતીમાં માથું નાખી આંખો બંધ કરી. માતા થોડી વાર એમ ને એમ ઊભી રહી બોલી, "છોડ હવે, કામ બધું પડ્યું છે." અને હાથવડે કન્યાનું માથું સરકાવી દઈ માતા ચાલી ગઈ.

શ્યામલી એકાગ્ર ચિત્તે બારીમાં બેસી રહી. આ વૈચિત્ર્યપૂર્ણ ચંચળ પ્રકૃતિના અંતરાલમાં જે ચિર – અમ્લાન ધ્રુવ સ્વરૂપ સદા વિરાજમાન છે, એના સાક્ષાત્કાર અર્થે, તમામ આવરણોને ભેદીને તેનું સુસ્પષ્ટ દર્શન કરવા માટે તે તેના સદા જાગ્રત ચિત્તને પ્રાણપણે દૃષ્ટિ-પથમાં પરોવી રહી હતી. શબ્દમયી – ભાષામયી ધરિત્રીનો તો તેને રજમાત્ર પરિચય ન હતો. એ તો જન્મથી બહેરી હતી, જન્મથી મૂંગી હતી! એથી તો આ રૂપમયી રંગમયી પ્રકૃતિ જ તેનું સર્વસ્વ હતી અને સદા જ્વલંત સદા જાગ્રત બે ચક્ષુઓ જ તેના સમગ્ર અનુભવનાં આધારરૂપ હતાં.

૨

શહેરના એક પ્રસિદ્ધ રસ્તા ઉપરના ચાર માળના એક મકાનની અટારીએ ઊભીને ઘરની ગૃહિણી તેના પુત્ર સાથે વાર્તાલાપ કરી રહી છે. ઘરમાં ઠાઠમાઠનો પાર નથી. વિશાળ અટારી અને તેનો શણગાર ગૃહસ્વામીની ધનમત્તાનો પરિચય આપી રહ્યાં છે. દરેક ખંડમાં વીજળીના દીવા છે; દેશપરદેશથી આણેલી વિવિધ શિલ્પકૃતિઓ, આસનો, પડદાઓ, પૂતળાંઓ, સ્ફટિકની તરેહ તરેહની ચીજો, અને બીજી શણગારની વસ્તુઓનો પાર નથી.

આવા આ સુખ સૌભાગ્યશાળી ગૃહમાં માતા પુત્રના વાર્તાલાપમાં ક્યાંય મેળ અને એકતા દેખાતાં નથી.

માતાએ કહ્યું: "હવે તારે એક અક્ષર પણ બોલવાનો નથી – સમજ્યો ?"

પુત્રે પૂછ્યું; "એક અક્ષર પણ નહિ ?"

પુત્રના મુખ ઉપર હાસ્ય છે. હળવાશ છે. માતાના ક્રોધનો અને ગંભીરતાનો પાર નથી.

"ના, એક અક્ષર પણ નહિ. એમ. એ. થઈ ગયો; હવે વળી તારે શું કહેવાનું છે, બોલ તો? હવે તો હું શોધી આપું એની સાથે તારે લગન કરી નાખવું રહ્યું."

"એમ?– પછી ભલે એ કાણી ઠૂંઠી હોય, બ્હેરી બોબડી હોય? ખરું ને, મા?"

"બસ, હવે બહુ થઈ તારી ચાલાકી અનિલ. એમ તું કંઈ મને બનાવી જઈ નહિ શકે. કાણી કુબડીનું જાણે અમને તો કંઈ ભાન જ નહિ હોય!– એ બધી તારી ચાલાકી હું જાણું છું. આ 'પસંદ છે, ને આ નથી' એવી બધી તારી વાત હું સાંભળવાની નથી, આ કહી રાખ્યું તને. હું પસંદ કરીશ એને તારે કબૂલવી જ પડશે."

"એ શું કહ્યું, મા? છોકરી જરાય પસંદ ન પડે તોય પરણવું પડે?"

"હા-હા–તોય પરણવું પડશે. ભાઈ સાહેબને વળી ગમવાનું ને ના ગમવાનું! આ ચાર ચાર વરસ થયાં કંઈ કેટલી ય પરી જેવી સુંદર છોકરીઓ લાવી લાવીને સામે ધરી પણ એકે નજરમાં ના બેઠી – એવાને વળી ગમવાનું શું ને ના ગમવાનું શું? હવે તો જે મારી નજરે ચડશે એને જ ઘરમાં વહુ કરીને ના લાવું તો કહેજે. જોઉં છું પછી તું શું કરે છે."

દીકરો ખડખડાટ હસતો હસતો બોલ્યો: "માડી, એમ જ કરજે, એમ જ. પેલી વાર્તામાં આવે છે એમ આવડા મોટા દીકરાના લગન માટે ચિંતાતુર બનીને તું ય એવી પ્રતિજ્ઞા કરીને બેસજે કે – પરોઢ ફાટતાં મારે બારણે જેનું મુખ પહેલું દેખાશે એની વેરે મારા દીકરાને પરણાવીશ – ભલે પછી મહેતરાણી હોય કે શાકવાળી હોય. જે પહેલી નજરે પડે એને વહુ કરી લેવી! કેમ ખરું ને, મા?"

"તું મને ચીડવ નહિ, હોં અનિલ! હું તે કંઈ મહેતરાણીને વહુ કરી બેસું એવી છું? તારા કરતાં તો લાખગણી સારી પસંદગી આવડે છે; કેવી વહુ આણી શકું એમ છું, જાણવું છે, તારે?"

માતાએ ચાવીઓનો ઝુમખો કાઢી એક અતિ સુંદર કારીગરી-વાળા કબાટનું એક ખાનું ખોલી અંદરથી ફ્રેમમાં જડેલો એક ફોટો બહાર કાઢ્યો. અને ગર્વપૂર્વક પુત્રની સામે આવી તેની આંખોની છેક પાસે ધરી બોલી, "જો તો ખરો એકવાર."

"વાહ! આંખોની અંદર ઘુસાડી દેવાથી કંઈ જોવાવાનું નથી. હાથમાં આપ, પછી જોઉં વાત કેમ છે." પુત્રે હસતાં હસતાં ઉત્તર વાળ્યો.

"લે જો, પણ પસંદ તો તારે કરવી જ પડશે, એ કહી દઉં છું – નહિ તો પછી જોવા જેવી થશે. હું તો વચન આપી પાકું કરી આવી છું."

દીકરાએ ફોટો માટે લાંબો કરેલો હાથ એકાએક પાછો ખેંચી લઈ કહ્યું, "ઓહ! તું બધું પાકું કરી જ આવી છે – તો પછી જોવા કરવાથી શું ફાયદો? નકામી ધાંધલ! હવે તો ગોવાલણ હો કે માલણ હો."

"અનિલ! તું તો મને ગાંડી બનાવી મૂકીશ! હું તે કંઈ ગમે તેવી ચીજ પસંદ કરી લઉં એવી છું? જરા જો તો આંખો ઉઘાડીને – પછી જે કંઈ બોલવું હોય તે બોલજે."

"પસંદગીનો હવે સવાલ જ ક્યાં છે, મા? એક વાર હુકમ થઈ ગયો પછી પસંદગી બિચારી બસો હાથ દૂર જઈને ઊભી ના રહે તો શું થાય? તને એટલી ય ખબર નથી?"

"ઠીક, ઠીક, ભાઈ. તું જ હવે તો તારી મેળે જો; પછી પસંદ કર. એ પછી લગનની વાત. હવે તો બરાબર ને?"

"હં; હવે ભદ્રલોકને શોભે એવી વાત કરી પણ તેં જે ધમકી મને આપી એ ઉપરથી તો લાગે છે કે જાણે તારા બાપ – હવે શું વધારે કહું –"

માતા કોપ અને પ્રેમની મિશ્રિત લાગણી પૂર્વક ધમકાવતી બોલી, "હું તે કેમ કંઇ ગમે તેવાની દીકરી છું તે તારા જેવો આવડો મોટો દીકરોય એલફેલ વાત કરે?"

પુત્રે પ્રેમ ભક્તિ તથા શ્રદ્ધા પૂર્ણ નેત્રે માતા ભણી જોઈ કહ્યું – "હાસ્તો, એ વાત તો મારે સુદ્ધાં કબૂલવી જ પડશે."

"લે, લે હવે રહેવા દે ગમે તેમ બકવાનું. ફોટો જોવો હોય તો જોઈ લે."

"પણ આપ તો ખરી. નહિ જોઉં તો શું કરીશ? પણ કહું છું મા, કે ફોટાની આપલે કરીને જ લગનનું પતાવી નાખીએ તો?"

"વળી પાછી ચાલાકી? હજી આમ જ કરવાનો હોય તો સાચે જ મારે તો મોં બતાવવા જેવું નહિ રહે."

"ઠીક, ઠીક હવે હું કશું નહિ બોલું. તું તારે બધી ગોઠવણ કર."

"પહેલાં ફોટો તો જો – જો તો ખરો કે કેવી વહુ શોધી લાવી છું હું. કેવી પરી જેવી છોકરીને તું પાછી ધકેલી રહ્યો છે! એને ઘરમાં લાવીશ ત્યારે જ મને તો શાતા વળશે."

દીકરાએ ફોટો પોતાના હાથમાં લઈ બરાબર ઝીણવટથી થોડી વાર જોઇ લઇ કહ્યું: "વાહ! આને ય બે પગ, બે આંખ, બે હાથ છે! પરીના જેવી બે મોટી મોટી પાંખો તો ક્યાંય દેખાતી નથી!"

માતાએ દીકરાના હાથમાંથી ફોટો એકદમ છીનવી લઈ કહ્યું: "જોતો ખરો કેવી સુંદર આંખો, ભવાં, મોં કેવો સુંદર બાંધો ને શરીરનો રંગ છે –"

"વાહ એ તો સાવ નજરે પડે છે – કેવો રાખ જેવો. અદ્દભુત –"

"આ ફોટામાં રંગની શી ખબર પડે, બોલ તો? પેઈન્ટ કરીને આણું પછી જો જે કેવો ગુલાબી રંગ છે. નામ પણ વીજળી છે. જોતાં પણ બરાબર વીજળી જ જોઈલે વિશ્વાસ ના આવતો હોય તો શિશિરને બોલાવી પૂછી જો."

"શિશિરને? મને લાગે છે આ વાતમાં તેં એને જ સાધ્યો છે?"

"ના, મેં પહેલાં બધી તપાસ કરી લીધી હતી પછી એને તો જોઈ આવવા મોકલ્યો હતો. કેમેરા પણ સાથે આપ્યો હતો."

"વાહ! આટલું બધું થઈ ગયું છે, ને છતાં હું તો કશું જાણતો નથી"

"મને એ જ થાય છે કે હું નહિ હોઉં તો તારું શું થશે –"

"એ તો સાચી વાત, મા. તારા જેવી માતા ન હોત તો મારું શું થાત –"

"પણ એટલે આખી જિન્દગી તો કંઈ બાળક થઈને રહેવાવાનું પાલવશે નહિ, બાપુ."

"શું કામ નહિ પાલવે? તારો સલિલ ઘરબાર સંસાર સંપત્તિની દેખરેખ રાખશે ને હું તો તારું બાળક થઈને તારા ખોળામાં જ આખી જિંદગી ગુજારીશ."

"એમ જ તો! એનો અર્થ જ એ કે હું તમારા લોકોની ગુલામ બનું. તું આગળ, સલિલ પાછળ! જો તો ખરો, એકાદ સુંદર વહુ લાવી તારા આ બધા બચ્ચાવેડા કાઢી ન નાખું તો."

"તારી સુંદર વહુ આવીને મારા બધા બચ્ચાવેડા કાઢી નાખશે, એમ ઠીક છે – પણ તું મા છે તે કંઈ મટી જવાની –"

"રહેવા દે, રહેવા દે એ વાત વહુ આવવા તો દે પછી આખા દહાડાને છેડેય માની પાસે જવાનું યાદ સુદ્ધાં નહિ આવે એ વખતે તો આ બચ્ચાંપણાની વાત પણ કરતાં તને શરમ આવશે."

પુત્ર બનાવટી ગંભીરતા ધારણ કરી બોલ્યો: "છોકરાને પરણાવી દેવાની પાછળનો બધો મર્મ તો હવે તારે મોઢે જ પકડાઇ ગયો એમ કહે ને કે છોકરાને તારે પારકો બનાવી દેવો છે!"

"ભલા! સંસારમાં જન્મીને બીજું કરવાનું ય શું હોય છે? છોકરીને કેટકેટલા વહાલ પૂર્વક ઊછેરીને મોટી કરીને એને પારકે ઘેર ધકેલી દઈ 'પરાયાની પરાયી' બનાવી દેવી પડે છે છોકરાને તો છોકરી કરતાંય વધારે લાલન પાલનથી ઊછેરીને પારકી દીકરી સાથે ગાંઠી દેવાનો હોય છે. માતાને ત્યારે જ નિશ્ચિંતતા થાય છે—પછી કોઈનું નસીબ હોય તો છોકરો 'પોતાનો' રહે છે, નહિ તો પારકો બની જાય છે. પણ હું કંઈ એકલી આમ કહું છું? જગત આખું કહે છે. મઝા તો એ છે કે પોતાનાંને પારકાં બનાવી દેવાને માટે જ માણુસ કેટકેટલી ચિંતાને દુ:ખ વેઠે છે!"

માતાએ આંખોમાં દોડી આવેલું આંસુનું બિન્દુ લૂછી નાખ્યું પુત્ર વ્યથિત બની માતા ભણી જોઈ રહ્યો માતા હસીને બોલી: "આમ શું જોઈ રહ્યો છે—દીકરીનાં લગ્ન કરીને માબાપ કેટકેટલું રડે છે. જોયું નથી? તું ય દીકરાની જેમ ક્યાં ઊછર્યો છે? દીકરીની જેમ રાત દહાડો ખોબામાં ને ખોબામાં તો રહ્યો છે. તને મારા કરતાંય વધારે 'પોતાનાં' એવા એક જણુના હાથમાં સોંપી દેતાં આંખમાં પાણી ના આવે?"

પુત્ર અન્યમનસ્ક ભાવે ધીરે ધીરે બોલ્યો: "કોણ જાણે તું સારું કરે છે કે ખોટું કંઈ સમજ પડતી નથી ભગવાન જાણે."

"એ ઠીક કહ્યું. મા તો પોતે કરવાનું કરી છૂટે છે. ફળ ભગવાનને હાથ. તું કંઈ ચિંતા ના કરીશ, અનિલ, સારું કુટુંબ છે. ભલે પૈસો બહુ નહિ હોય; પણ ઘણું સારું છે. કેવી વહુ લાવવી, કેવી જોઈએ એની ફિકર મને ય નહિ હોય શું?"

"એ હું ક્યાં નથી જાણતો, મા? તું બધી બાજુનો વિચાર કરીને જ કરશે. હું એની કશી ચિંતા નથી કરતો. પણ કોણ જાણે શાની ચિંતા થાય છે, એય સમજાતું નથી. કોણ જાણે મન ભારે ખરાબ થઈ ગયું છે."

માતા લજ્જિત ભાવે બોલી: "મારા જ વાંકે એમ થયું છે. અનિલ કેમ જાણે સાથે સાથ છોકરીને સાસરે વળાવતી ન હોઉં એવો ઠાઠ મેં કર્યો! તું તો મારો દીકરો છે, તું તો મને વહુ આણી આપશે, દીકરા દીકરી આણશે, મારો સંસાર અખંડ રાખીશ તું તે કંઈ દીકરી ઓછી છે કે પારકી થઈને પારકે ઘેર જઈશ? છિઃ હવે એવી વાત યાદ ન કરીશ શિશિરને બોલાવવા મોકલ્યો છે. એની પાસેથી તારે જાણવું હોય તે જાણી લેજે. આ છોકરી પસંદ ન પડે તો કહે જે, બીજી લઈ આવીશ પણ મને તો કહેજે, બીજી લઈ આવીશ પણ મને તો આ જ બહુ ગમી ગઈ છે."

"તને પસંદ પડી છે તો બસ છે, મા હવે હું શું વધારે જાણવા કરવાનો હતો?"

"ના, રે ના એમ તે કંઈ ચાલે! બચ્ચાની જેમ રહેવું છે પણ એટલે કંઈ બચ્ચું જ ઓછું થઈ જવાય છે! મારા જેવી સ્ત્રી માણસ ઉમર બધો બોજો નાખી દે એય કેમ ચાલે? લે, આ શિશિર આવ્યો ......... અનિલને કહેતો શિશિર, કેવી છોકરી જોઈ આવ્યો છે.?"

અનિલે પ્રયત્નપૂર્વક મોં ઉપર હાસ્ય આણી મિત્રને પૂછ્યું: "કેમ રે છૂપી પોલિસ! તારો જ આ બધો ધંધો છે જો? તું કોણ જાણે શુંનું શું કરશે, ને શુંનું શું બનશે! આ જન્મ બ્રહ્મચર્ય પાલન કરી બીજો ભીષ્મ બનશે કે શું?"

શિશિર હસીને ખાંસી ખાઇ માથું નીચું નાખી બોલ્યોઃ "વાહ! હું તે કંઇ મોતે થઇને ગયો હતો શું? હું તો માના હુકમને વશ થઇ તારી કન્યા જોવા ગયો હતો!"

"માત્ર કન્યાને જોવા ગયો હતો? કેમેરા સાથે લઇને ભારે બહાદૂર! બીજાને માટે ગરદન ભાંગ્યા વિના પોતાને માટે જ મહેનત કરી જોઇ હોત તો સારું થાત."

"એને શું કામ વઢે છે? એ કંઇ તારા જેવો હઠીલો નથી. એ કંઇ મારું કહ્યું ઉથામે એવો છે? લો હવે વાતચીત કરી બધું નક્કી કરી રાખો હું પૂજા કરવા જાઉં છું. આવતે મહિને લગનનું ગોઠવવું છે, એટલું ધ્યાનમાં રાખજો."

માતાના ચાલ્યા જતાં અનિલે શિશિરને પૂછ્યું: "માને આમ ચગાવી શું કામ, કહે તો!"

"જરાય અતિશયોક્તિ કરતો નથી, ભાઈ, સાચે જ છોકરી ઘણી જ સુંદર છે."

"તો તારે પોતા માટે જ ગોઠવવું હતું ને?"

"આ તું શું બોલે છે! ગયો હતો તારે માટે કન્યા જોવા—"

"એટલે શું થઈ ગયું? તારો ને મારો ભેદ શો?"

"ભેદ? જમીન આસમાનનો. તું લક્ષપતિ, વિદ્વાન, સુંદર, સુચરિત્ર—"

"અને તું એક એમ. એ. પાસ હતભાગી ઉલ્લુ! મારી પાસે

ચાર પૈસા વધારે છે એટલા માટે મારાં આ બધાં વિશેષણ—અને તું—છટ્ જેના પ્રારંભમાં જ મિત્રવિચ્છેદ શરૂ થયો એનું પરિણામ કોણ જાણે ક્યાં જઈ—"

"મિત્રવિચ્છેદ? તું શું બોલે છે, અનિલ?" શિશિર રૂંધાયેલા કંઠે બોલ્યો.

ફોટા તરફ વારંવાર દૃષ્ટિપાત કરી અનિલ બોલ્યો: "આપણે અહીંની કન્યાની જેમ છેક નાની નથી લાગતી. હશે ચૌદ પંદર વરસ, નહિ?"

"થોડી ઓછી હશે. તેર ચૌદ હશે. પણ તેં મિત્રવિચ્છેદ કહ્યું, એ શું, અનિલ? આવા શુભ દિવસની સંભાવનાને સમયે આવા શબ્દો—"

"ઉફ! મોટે ભાગે જે બને છે એ જ તો મેં કહ્યું. એમાં શું થઈ ગયું? આ હમણાં જ મા પોતાનાં સંતાન પરાયાં થઈ જવાની કલ્પના કરી કરી રડી. અને એમ છતાં લગ્ન કર્યા વિના કંઈ રહેવાની છે? અને તું પણ પેલી "અપૂર્વ" સુંદર છોકરી જોઈને એમ તો વિચારતો થઈ જ ગયો છે કે આપણી મૈત્રીમાં સદાનો વિચ્છેદ પડવાનો. તારી જગાએ હું પણ એમ જ વિચારત. એટલે તો કહું છું કે હવે એક નવો તબક્કો શરૂ થયો આપણે માટે. ખરું ને?"

શિશિર બોલ્યો: "હા, એવું કહેવાય ખરું. પણ એ તો જીવનનું આવશ્યક અંગ છે, તારે એ કરવું જ રહ્યું. અનિલ."

"વાહ! સુંદર છોકરી જોઈ તારો મત પણ બદલાઈ ગયો છે! આજ લગી તો તું આવું નહતો બોલતો."

"હું કંઈ મારે માટે ઓછો કહું છું? તારે માતાના વચન ઉપર લગ્ન કરવાનું જ છે, એટલે કર્તવ્ય જ ગણાય ને? આવી છોકરી કદાચ ન યે મળે, અનિલ."

ફરી એકવાર ફોટો જોઈ અનિલ બોલ્યો : "હં...સુંદર તો છે. કુળ પણ સારું છે, પણ મા–દીકરાની વચ્ચે ગોઠવાઈ જાય ત્યારે..."

માતા એકદમ ખંડમાં આવી બોલી ઊઠી : "લે, તારી લાય'માં મારાથી પૂજા કરવાય ન બેસાયું. હજી શું વિચારે છે? તારી મા જો હું થઈ શકી છું તો પેલીની ય બરાબર થઈ શકીશ, એ નક્કી સમજજે."

"છોકરાના લગનની વાત કરવામાં જ તારાથી સંધ્યાપૂજા ન થઈ શકી તો ખરેખર લગન વખતે તો તારું શું થશે એનો વિચાર કરતાં જ મારું પેટ હસી હસીને દુ:ખવા આવે છે. ચાલ, હવે કશો વિચાર નથી કરવો કરીશ તો લગનની તૈયારી અંગેનો જ –" એમ બોલી તેણે મિત્ર ભણી કટાક્ષ કરી માતા ન જુવે એમ તેને ફોટો બતાવ્યો.

બંને મિત્રો એક સાથે જોરથી હસી ઊઠ્યા. માતા કશું ન સમજતાં – "વારુ – વારુ – બધામાં વાકચતુરી ! તમારે કશી તૈયારીની ચિંતા નહિ કરવી પડે, બાપુ; જા હવે સ્નાન કરવા જા –" એમ બોલતી બોલતી તે હાસ્યભર્યા મોઢે પોતાને કામે ચાલી ગઈ.

૩

શરદઋતુની પ્રકૃતિ દેવીએ ગામડા ગામમાં જઇ પોતાનું આસન જમાવી દીધું છે. પણ કોને એની પડી છે! મનુષ્યો પોતાનાં સુખદુઃખ અને મુશ્કેલીઓમાં એવા તો ગળાબૂડ હોય છે કે તેમને બીજી તરફ દૃષ્ટિ કરવાની ફુરસદ જ હોતી નથી. એમની અનુભવ શક્તિ પ્રતિક્ષણુ પોતાનાં જ સુખદુઃખમાં રચીપચી રહે છે; એમની આગળ પ્રકૃતિની આ નિત્યનવીન વિવિધતાનું જરાય આકર્ષણ નથી હોતું. એ લોકો તો જાણે છે કે ગ્રીષ્મ પછી વર્ષા, શરદ પછી હેમન્ત, શીત પછી વસંત – એ તો પૂર્વાપર ક્રમે ચિરકાળથી ચાલતું આવેલું છે અને આવશે. એ લોકો તો જુવે છે કે ગ્રીષ્મના રૂદ્ર અગ્નિભર્યા આકાશને તથા દગ્ધ રતુમડા દિગન્તને વર્ષાનો મેઘ શ્યામલ કરી જાય છે; શરદનાં વિવિધ મેઘભર્યા સુવર્ણ કિરણોથી પ્રકાશિત નીલ આકાશને તથા દશે દિશાઓને ધુમ્મસથી છાઈ દઈને હેમન્ત આવે છે. ત્યારબાદ શીતની તુષારજાલ ભેદીને વસંત પોતાનો પીળો પાલવ જલેસ્થલે પાથરી દે છે. એ લોકો તો સાંભળે છે કે ગ્રીષ્મના બળ્યાઝળ્યા પક્ષીઓનો તીવ્ર કંઠ, અષાઢશ્રાવણની નદીઓનો નિર્ઘોષ, શરદહેમન્તનો

વિચિત્ર કલકલ ધ્વનિ: ઠંડીથી થાજી ગયેલાં પર્ણોનો કંપિત સરવરાટ; અને ત્યાર બાદ વસંતસ્પર્શથી મુગ્ધ બનેલા જગતનો શતકંઠ શતગાન શતતાન. પરંતુ આ બધામાં એમને વિસ્મય પામવા જેવું કે મુગ્ધ બનવા જેવું કશું નથી જણાતું. જેમની પાસે સતેજ ઇન્દ્રિય અને મન છે, શામાંથી શું થઈ રહ્યું છે એ બધું સમજી શકે એવા છે, તેઓ તો પ્રકૃતિના દ્વારે ભિક્ષુક બની બેસતા નથી. અને જેઓ અર્ધદગ્ધ છે, અને આ અનુભવમથી પ્રકૃતિનો અર્ધાથી વધારે અનુભવ કરી શકતા નથી એવા દેખતા છતાં આંધળા અને સૂણતા છતાં બહેરાઓ જ પ્રકૃતિની ચંચળતા અને નિત્યનવીનતા ભણી આશ્ચર્ય અને આકર્ષણ-ભર્યાં નેત્રે જોઈ રહે છે. જેઓ દેખી શકતા નથી તેઓ તેમની તમામ ઇન્દ્રિયશક્તિ ખરચીને કેવળ સાંભળવા મથે છે. અને જેઓ સાંભળી શકતા નથી તેમનું સર્વાંગ ભિક્ષુકની જેમ મુગ્ધ બની પ્રકૃતિને દ્વારે દર્શન અર્થે સદાકાળ ઝૂરે છે.

વિસ્તૃત જલાશયને કિનારે શ્યામલી બેઠી હતી. તેની માતા તથા બહેન સ્નાન કરી રહી હતી. માતાએ શ્યામલીના વાળ અને માથું મોઢું લૂછી નાખીને તેને કિનારે રવાના કરી હતી. વીજળી હજી તરી રહી હતી. શ્યામલી સામી દિશામાં મુગ્ધ દૃષ્ટિએ જોતી તન્મય બની બેઠી હતી. વચમાં વચમાં તે આનંદના આવેગમાં આવી જઈ ઊભી થઈ જતી હતી.

માતા અને બહેન સ્નાન કરીને આવી પહોંચતાં શ્યામલીએ હાથના અણુસારા વડે દૂરના એક વૃક્ષ ઉપર એક ખૂબ નાનું પંખી બેસીને ઘડીમાં તેની ડોક હલાવતું હતું તો ઘડીમાં ગળું ફુલાવતું હતું, તે બતાવ્યું. માતાએ એ તરફ જોયું. વીજળી મુગ્ધભાવે માતાભણી જોઈ બોલી, "જો તો મા, કેવુ એકાગ્ર બની ક્યાંય આડુંઅવળું જોયા વિના કૂજ્યા જ કરે છે! ઓહ! પકડી લીધું હોય તો?"

માતા બોલી: "પાંજરે પૂર્યા પછી આવું કૂજે ખરું કંઈ?"

વીજળીએ હાવભાવ અને ઈશારાવડે શ્યામલીને કહ્યું: "આ પંખીનું રૂપ તો કેવું ખરાબ છે! એનો અવાજ તો તું સાંભળી શકતી નથી–પછી શું રાખ તને ખબર પડે! મોં ફાડીને જોવા જેવું એનામાં કશું નથી. જે કંઈ સાંભળવાનું છે તે તો તેનું મિષ્ટ ગાન–એ તો તું ક્યાં પામવાની છે?"

બહેનના આ હાવભાવ અને કાન આગળના વારંવારના સ્પર્શથી શ્યામલી ડઘાઈ જતી. હમણાં જ તેણે માતાની દૃષ્ટિમાં દુઃખની રેખા જોઈ હતી. તે ફિક્કા મોંએ સ્તબ્ધ દૃષ્ટિએ કેવળ પક્ષી ભણી ટગી રહી. પોતાનામાં શેનો અભાવ હતો, તેની જ તેને સમજ પડતી નહિ–એને થયા જ કરતું કે, શું કામ સૌ તેની ભણી આમ વિશેષ પ્રકારે જોતું હશે!

નજીકમાં માણસો છે એવા જ્ઞાનથી પક્ષીઓ ઊડી ગયાં. જતાં જતાં ફૂ–ફૂ–ફૂ ધ્વનિથી દિશાઓને ભરી દીધી. વીજળી આનંદથી ઉભરાતા કંઠે અને હર્ષવિકસિત દૃષ્ટિએ માતા ભણી જોઈ બોલી: "શું સુંદર અવાજ છે એમનો! આ પપૈયાના જેવું મીઠું ગળું બીજા કોઈ પંખીને નથી, નહિ?"

માતાએ 'હં' કહી ચિરબધિર કન્યાની પીઠ ઉપર હાથ મૂકી સ્નેહ અને વિષાદપૂર્વક અણસારાથી સમજાવ્યું: 'ચાલ મા, ઘેર જઈએ.'

માતાનો પાલવ પકડીને શ્યામલીએ તદ્દન ધીમી ગતિએ ચાલવા માંડ્યું. તેના મોં ઉપર વિષાદની વિહ્વલતા હતી. પંખીઓ દેખાતાં ન હતાં, તેમ છતાં બહેન તો હજી કોઈ સુંદર વસ્તુનો અનુભવ કરી રહી હતી – એ શું? એ અનુભવ શબ્દસૌંદર્યના દર્શનથી કંઈ ઓછો ન હતો. વીજળીને જોઈ જોઈ આજે શ્યામલી પોતાનામાંના કોઈ અભાવનો તીવ્ર સ્વરૂપે અનુભવ કરી રહી. આમ છતાં, એ કયો અભાવ હશે, એ સમજવા જેટલી પણ તેનામાં શક્તિ ન હતી. હાય! પ્રકૃતિની આ કેવી ભયંકર મશ્કરી! કેવો ભયંકર અભિશાપ!

તેઓ ઘેર પહોંચતાં જ ગૃહસ્વામી ઉતાવળે બોલી ઊઠ્યા: "સાંભળે છે કે? આ મંગળવારે વીજળીને છેલ્લીવારનું જોવા માટે આવશે. વચમાં ત્રણ જ દિવસ છે. ગજા પ્રમાણે કંઈ તો કરવું પડશે ને? સગાંસંબંધીને આમંત્રણ પહોંચાડવાં પડશે! સમજી?"

ગૃહિણી કશું બોલ્યા વિના ભીનાં કપડાં સુકવતી હતી, સ્વામી ઉત્સાહપૂર્વક આગળ બોલ્યે ગયા: "એ લોકો કંઈ લેવાના નથી, પણ લગનની થોડી ધામધૂમ તો કરવી પડશે ને? થોડાને જમાડવા તો પડશે. ઈશ્વરેચ્છાએ આવો સારો મુરતિયો મળ્યો છે – લગન પણ ટૂંકડું છે. સમજીને? આજથી જ તૈયારી કરવી પડશે."

ગૃહિણી લાંબો નિશ્વાસ નાખી ધીમે ધીમે બોલી: "ગામનાં નાનાં છોકરાં ખાવા આવશે; પણ મોટેરાં તો કંઈ આ લગનમાં ખાવા નહિ આવે!"

"શું કામ નહિ આવે? સૌ આવશે ને ખાશે – મજેથી ખાશે."

"મોઢે મીઠાશ બતાવશે; પણ કોઇ મોટેરાં હોઠે કોળિયો નહિ અડાડે."

"તું તે બોલે છે શું? આપણા કુળમાં તે કંઈ આંચ છે? આપણે કંઈ એમના કરતાં ઊતરતા છીએ? શું કામ નહિ ખાય?"

"સૌ કહે છે કે તમે પતિત છો – મોટી છોકરી ઘરમાં કુંવારી સંઘરી છે, ને નાનીને પરણાવવા બેઠા છો – બોલો, પછી કોણ ખાશે?"

સ્વામી ફાટી આંખે સ્ત્રી ભણી જોઈ રહી બોલ્યા: "કોને મોઢે સાંભળી આ વાત?"

ગૃહિણીએ વેદનાભરપૂર કંઠે કહ્યું: "સાંભળી છે તેમાં તો કહું

છું; બહુ ધામધૂમ કરવાની જરૂર નથી. એથી તો ઊલટું અપમાન વહોરવા જેવું થશે.”

સ્વામી ઉત્તેજીત થઈ બોલી ઊઠયા: “અપમાન શાનું? કોઈને શું ખોડવાળું સંતાન નહિ જન્મતું હોય? એટલે શું એ નીચો થઈ ગયો? એટલે શું એને ત્યાં કોઈ જાય નહિ?”

“એમ નહિ. આજ લગી તો સૌ ખાતું. પણ લગન વખતે કોઈ મોટું નહિ ખાવા આવે.”

“પણ તેમાં આપણો વાંક? આપણે શ્યામલીના લગન માટે ય ઓછા પ્રયત્ન કર્યા છે! કાળી બોબડી છોકરીને લેવા કોઈ તૈયાર યે થતું નથી ને વળી પાછા ન્યાતબહાર મૂકે—એમ? આ તે કેવો ન્યાય?”

“જન્મજન્માતરનાં કર્મફળ અનુસાર જેમને ત્યાં ખોડવાળું સંતાન જન્મે એમને દુઃખ જ સહન કરવું પડે હમેશાં. એમાં ક્રોધ કરવાથી કંઈ વળે નહિ.”

“તો શું મૂંગેમૂગાં સહ્યા કરવું? આ તે શું ભગવાનની સજા છે? એણે જે સજા આપી છે એ તો નીચું માથું નાંખી સહન કરી જ રહ્યાં છીએ - પણ માણુસોનો અત્યાચાર પણ સહન કરવાનો? એ તો નહિ બને.”

“નહિ બને તો શું કરશો? સજા તો બધી ભગવાન જ કરે છે—થોડીક પોતાને હાથે, થોડીક વળી માણુસને હાથે.”

“મારાથી તો એ નથી મનાતું. આ તો એમની ઇર્ષ્યા છે. વિદ્વાન લક્ષાધિપતિ જમાઈ આપણુને વિના પૈસે મળે છે, એની ઈર્ષ્યાથી સૌ મરી જાય છે. નહિ તો આટલા દા'ડા કયા ક્રિયાકર્મમાં કોણે નથી ખાધું?”

ગૃહિણી ધીરે કંઠે બોલી: “અહીંયાં જ એકલે એવું ઓછું છે? મારે પિયરને દેશ પણ એમ જ ચાલે છે. એક આદમીએ એની

ખોડવાળી મોટી છોકરીનું લગન પતાવ્યું નહિ ત્યાં લગી એનાથી નાનીને પણ પરણાવાઈ નહિ. છેવટે ગમે તેવા એકની સાથે પેલી ખોડવાળીને વળગાડી દીધી પછી જ નાનીનો ય છુટકારો થયો."

"તારી આ છોકરી માટે ય મેં ક્યાં ઓછું કર્યું છે? પેલા ખોડાલંગડા સાથે વિવાહ કરવા ઘણું ય કરી જોયું પણ એની મા કબૂલ જ ન થઈ. થાય યે શી રીતે? તારી છોકરી ઓછી બ્હેરી બોબડી છે? એ તો ગાંડી ય ઓછી નથી. આ પથરો કોણ ગળે વળગાડી મરવા માગે?"

માતા નીચે મોંએ ચૂપચાપ બેસી રહી.

સ્વામી બડબડી રહ્યો: "પોતાની મેળે ખાઈ શકતી નથી, નહાતાં આવડતું નથી, ભૂખ લાગી છે કે તરસ એની ય સમજ પડતી નથી – સાવ પશુથી ય બદતર છે. નહિ તો આંધળી છોકરીઓ ય ક્યાં જોઈ નથી? આશરે આશરે હાથ મૂકી ઘણું ઘણું કામ કરે છે. પેલા મથુર મોચીની જન્માન્ધ છોકરી તો રસોડું આખું ચલાવે છે. તારી તે કંઈ છોકરી છે! બ્હેરી બોબડી હોય એટલે કંઈ મૂઢ પણ હોય? સાત જનમનાં પાપનું ફળ – બીજું શું? પણ એને કારણે આવું સારું પાત્ર હાથ આવેલું જતું ય કેમ કરી શકાય? સારી છોકરીના નસીબમાં આવું સારું પાત્ર આવી મળ્યું છે, તો ગમે તેમ કરીને સાચવવું જ જોઈએ – ભલે પછી લોકોને ખાવા આવવું હશે તો આવશે. મને તો હતું કે સારી ધામધૂમ કરીશ – પણ યા નસીબ! શું થાય? પણ ન્યાત બહાર મૂકે અને ઘેર પ્રસંગ આવે કોઈ જમવા ન આવે એ તો અસહ્ય છે."

ગૃહિણી બોલી: "પણ થાય યે શું?"

સ્વામી રાડ પાડી બોલી ઊઠયા: "તે એ તે કંઈ મેં પહેલાંથી ગોઠવી રાખ્યું છે? જોયું જશે. પણ એક વાત નક્કી કે જ્યાં હું છોકરી આપવા ઇચ્છતો હઈશ ત્યાં જ જશે. કોઈનું સાંભળવાનો

નથી – તારું ય નહિ, હા, પછી તારી પેલી ગાંડીને કોઈ લેવાનું નથી એ વાત નક્કી – રહેશે, ઘરમાં રહેશે. મને તો એની કંઇ ફિકર નથી. પણ એને ઊતરતા ઘરમાં તો નહિ જ આપું એમ કરવા જઈશું તો વીજળીનું માગું આવ્યું છે તે ય પાછું જશે. એ લોકો આપણું ઊંચું કુળ અને સુંદર દીકરી જોઇને જ આવ્યાં છે ને આપણે જ આ ગાંડીની ચિંતા ટાળવા ગમે તેવા ઊતરતા કુળમાં કબૂલ થઈએ એ કેમ પોસાય? સમજાય તો છે ને? જા, હવે તું તૈયારીઓ કરવા માંડ. અને હું ય જોઉં છું ગામલોક ખાવા આવે છે કે નહિ."

નક્કી કરેલે દિવસે વરપક્ષ તરફથી કન્યા જોવા અને લગ્નનો દિવસ નક્કી કરવા આવ્યાં. વીજળીના પિતાએ યથાશક્તિ સ્વાગત કર્યું. ગામના કેટલાક પ્રતિષ્ઠિતોને પણ તેણે આમંત્રણ આપ્યું હતું. પરંતુ ગૃહિણીની ધારણા સાચી પડી. બહુ આવ્યા ન હતા. અને જે થોડાક આવ્યા હતા તેઓ પણ ભોજન પહેલાં પલાયન કરી ગયા હતા. રખેને વરપક્ષમાં વાત ફેલાઈ જાય કે ગામલોકે આનો આ રીતે બહિષ્કાર કર્યો છે, એ બીકે ગૃહસ્વામીએ ગામલોકને આમંત્રણ આપ્યાની વાત જ સામાપક્ષને ન કહી અને કશો ઉહાપોહ યે ન કર્યો.

કન્યાનું રૂપ જોઈ ને તથા કન્યાપક્ષની રીતભાત જોઇને વરપક્ષ અત્યંત સંતુષ્ટ થયો. અને લગ્નનો દિવસ નક્કી કરી ચાલ્યો ગયો. એમ છતાં ગૃહસ્વામી તો હજી શ્યામલીને માટે મુરતિયો શોધવાની ચિંતામાં જ હતા – રખેને વીજળીના લગનને દિવસે જ શ્યામલીનું બહાનું કાઢી કોઈ મહાઆપત્તિ ઊભી કરવામાં આવે! પરંતુ આ બ્હેરી બોબડી અને પાગલ કન્યાને માટે ન્યાતનો અને કૂળવાન એવો કોઈ જ મુરતિયો હાથ ન લાગ્યો. વીજળીના લગ્નનો આનંદ એક બાજુ અને બીજી બાજુ એ જ શુભ અવસરે શ્યામલીને કારણે અપમાનિત થવાનો ભય! પિતા આમ અસ્વસ્થતા અનુભવી રહ્યા.

# ૪

વીજળીના પિતા કાર્તિક મહિનો કેમ કરીને વહેલો વહેલો પૂરો થઈ જાય એની અધિરાઈ સેવવા લાગ્યા. પરંતુ એમની અધિરાઈ ઉપર સૂર્યદેવ પોતાની ગતિ ફેરવે એવું તો કંઈ બન્યું નહિ! તેઓ તો યથાસમયે ફરતા ફરતા માર્ગશીર્ષમાં આવી પહોંચ્યા.

અને માગશરની બીજ પણ ઊગી – લગનનાં ચોઘડિયાં પણ વાગ્યાં.

સવારના પ્રકાશમાં સ્વામીના મોં ઉપર કશીક દૃઢ રેખાઓ નિહાળી વીજળીની માતા અજ્ઞાત ભયથી કાંપી ઊઠી. પરંતુ તે સ્વામીથી સારી પેઠે ડરતી હોઈ કશું પૂછી શકી નહિ; પોતાના જ કામમાં લીન રહી. તેણે જોયું કે સ્વામી ગામના મુખ્ય મુખ્ય ગૃહસ્થોને આમંત્રણ દઈ આવ્યા હતા. સ્વામીની આ અદમ્ય વાસનાનું કેવું ફળ આવશે એની કલ્પના કરતાં જ તેનું હૃદય થડકી રહ્યું. વેવાઈ પક્ષની હાજરીમાં અપમાનિત થવાનો આ રસ્તો ન લીધો હોત તો કેવું સારું થાત! કન્યાદાન વગેરે બધું ચુપચાપ પતાવી દીધું હોત તો કેવું સારું થાત! – એમ એ વિચારી રહી. કોણ જાણે વાત ફૂટી જતાં કન્યા-ગ્રહણમાં વિઘ્ન આવી પડશે કે શું – એ દુશ્ચિંતામાં તે પીડાઈ રહી

હતી; એ ખ્યાલે તેના હાથપગ ઢીલા પડી જતા હતા. તેમ છતાં પૂતળાની જેમ તે યંત્રવત્ બધું કર્યે જતી હતી. સ્વામી આગળ એકાદવાર આની વાત કરવા જતાં તે એવી તો ધાક ખાઈ બેઠી હતી કે અત્યારે તે ભગવાનનું સ્મરણ કરી આખી ઘટના કેમ સરળ રીતે પાર ઊતરે એની જ યાચના કરી રહી હતી.

શ્યામલી જોઈ રહી હતી કે કેટલા દિવસ થયાં એને ત્યાં નવી હલચલ થઈ રહી હતી. કંઈ કેટલી નવીનવી ચીજો, આવજા, આનંદની રેખાઓ, આશાના ઉચ્છ્વાસો નજરે પડતા હતા અને સૌથી વધુ ધ્યાન ખેંચતું હતું બહેનનું ઉજ્જવલ સ્મિતભર વદન. કેમ જાણે એના સુંદર મુખ ઉપર કોકે અવનવી રૂપની પીંછી ફેરવી દીધી ન હોય! ઘડી ઘડીમાં એની આંખો ભગિનીના એ મુખ ઉપર જઈ ચોંટી જતી હતી. કવચિત્ એ મુખ લજ્જાની રતુમડી રેખાઓથી છાયેલું, તો કવચિત્ દુઃખકલ્પનાથી ઉચ્છ્વસિત, તો કદીક વળી આનંદભરી ઉષાના ગુલાબ સમું અદ્ભુત દેખાતું હતું. એ મુખ ઉપર તેની સદાની રોજિન્દી કંટાળાવાળી અને ચીડભરેલી રેખાઓ કે ભ્રૂભંગ નથી, પણ માતપિતા પ્રત્યેના પ્રત્યેક વર્તાવમાં, અરે પોતાની સાથેના પ્રત્યેક ઈશારામાં અને હાવભાવમાં સુદ્ધાં આજે કંઈ ઔર માધુર્ય ઝરી રહ્યું છે. વીજળીમાં એકાએક આવું જબરજસ્ત પરિવર્તન શી રીતે થવા પામ્યું હશે, એની શોધમાં શ્યામલી ડૂબી ગઈ. ઠાઠમાઠ અને આનંદના ઓઘ, આખા વાતાવરણને ભરી રહ્યા છે અને વીજળી જ આખા સમારંભની નયિકા છે, એ વાત શ્યામલી ધીમે ધીમે સમજી રહી હતી. સખીઓ આવી આવીને વીજળીને રીઝવી રહી છે; પીઠી શરીરે ચોળીને અથવા તો પાયસાન્ન ખવડાવીને તેને આશીર્વાદ આપી રહી છે. શ્યામલી આ બધું અવાક્ બની જોઈ રહી છે. પરંતુ આ બધું શાથી, શું કામ? એવા પ્રશ્નથી ભરેલી આંખો તે જ્યાં ત્યાં ફેરવી રહી છે પણ કોઈ એને સમજતું નથી. ઉત્તર તો કોણ જ આપે? સમજે

છે એક માતા! અને એથી જ તો તે શ્યામલીની નજર અને પોતાની નજર ભેગી થવા દેતી નથી.

બની ઠનીને, સાક્ષાત્ ગૌરીની જેમ પુષ્પચંદનથી આભૂષિત બનીને વીજળી આંગણામાંના સુશોભિત કદલીમંડપમાં જઈ પિતા પાસે બેઠી. પિતાએ કંઇ કેટલાં માંગલિક દ્રવ્યો વડે તેના કપાળમાં અર્ચા કરી. આ એક દશ્યે તો શ્યામલીને સાવ તાજ્જુબ કરી મૂકી. આટઆટલા દિવસથી તે કૌતુકપૂર્વક નિહાળી રહી હતી, પણ ધીમે ધીમે તે ટેવાઈ રહી હતી, ત્યાં વળી આજે પિતાને હાથે વીજળીના કપાળમાં થતી અર્ચા અને તેને અપાતા આશીર્વાદ જોઈ આજે તે ચોંકી ઊઠી. કેમ જાણે પિતા પોતાને ભૂલી ગયા હતા, બધો સ્નેહભંડાર કેવળ વીજળી ઉપર જ ઠલવાઇ રહ્યો હતો!–એમ એને લાગવા માંડયું. શુષ્ક મુખે મ્લાન ચક્ષુએ તે કેળવૃક્ષને અડીને દૂર ઊભી રહી. આ ઉજ્જવલ દશ્ય આગળ તે જાણે વેદનાની છાયા સમી ઊભી હતી. માતાની દૃષ્ટિ એની ઉપર પડતાં તે વ્યગ્ર બની ઊઠી અને પોતાની એ અભાગી દીકરીને જગતની તમામ આંખોથી દૂર સરકાવી લેવા અધિરી બની ઉઠી. ચૂપચાપ શ્યામલી પાસે આવી તેણે તેના ખભા ઉપર હાથ મૂકયો. માતાનો સ્પર્શ પારખવા છતાં પણ શ્યામલીએ પાછળ જોયું નહિ. પણ એમ ને એમ દૃષ્ટિ રાખી તે માતાને ગળે વળગી પડી. એ સ્પર્શમાં જ માતાએ પુત્રીના દિલનો સવાલ જાણી લીધો—" આ બધું શું થઇ રહ્યું છે, મા? શાને માટે? અને આ આનંદસમારંભમાં મારું તો કયાંય કશું સ્થાન જ નથી! શાથી?"

માતાએ દીકરીને છાતી સરખી ચાંપી. દીકરી પણ માતાની સાથે સાથે અંદર ખંડમાં જવા લાગી.

"ઉંહું ઉંહું..." સ્વામીનો મનાઈ હુકમ સાંભળી માતા ચોંકી.

સ્વામીએ અણુસારા વડે પત્નીને કશોક નિષેધ કર્યો ને વળી પાછા તે પોતાના કામમાં લાગી ગયા.

પત્નીએ અસ્ફુટ સ્વરે કહ્યું, " છો જતી ઘરમાં. ત્યાં ઊભી ઊભી શું કરશે ? "

પિતાએ ફરી વળી મોટેથી " ઉંહું " કહ્યું અને શરૂ થઈ ગયેલી ક્રિયામાં પરોવાયા. ગૃહિણીને મુંઝવણમાં પડેલાં જોઈ વૃદ્ધ પુરોહિત જે આખી નાતજાતનો વિરોધ કરીને અહીં ક્રિયાકાંડ માટે આવ્યા હતા, તેમણે કહ્યું: " શું કામ મુંઝાવ છો ? બેસારો એનેય અહીં. ભગવાને એને સજા ન કરી હોત તો આજે તો આ વીજળીને ઠેકાણે પહેલાં એ ન બેઠી હોત ? લાવો, બેસારો એને અહીંયાં. ગમે તેવું હોય, આવે શુભદિને એને તરછોડો છો શું કામ ? નાની બહેનને આટલી શણગારી છે; એય બાળક જ છે; એને દુઃખ ન થાય ? જાઓ તો, એનેય જે કાંઈ હોય તે સારું જોઈને પહેરાવી લાવો."

સ્યામલીની માતા તેને અંદર લઈ ગઈ. આંખનાં આંસુ લૂછી નાખી તેણે દીકરીના હાથમાં કેટલાક ફોટા મુકયા અને તેનું મોં હાથમાં લઈ પ્રેમ વ્યક્ત કર્યો. પરંતુ આજે શ્યામલીને આથી સુખતૃપ્તિ ન થઇ. તેની ભાષાભરી આંખો નિઃશબ્દ ટગો રહી. માતાને કામ માટે બહાર જવું પડયું. શ્યામલી ચૂપચાપ બેસી પડી.

ક્રિયાકાંડ પતી જતાં વીજળી પણ અંદર આવી. બહેનને આ સ્થિતિમાં જોતાં તેના દિલને પણ દુઃખ થયું. સાસરેથી આવેલાં સુંદર વસ્રોમાંથી તે એકાદ સારું લઈ આવી અને બહેનને પહેરાવવા લાગી અને " બીજી ભેટમાંથીય તેને આપીશ " એમ વિચારી રહી. વીજળી હમેશાં પોતાને લઢયા કરે છે એવી લાગણી શ્યામલીમાં હોઈ સામાન્ય રીતે તે તેના હાથથી કશું લેતી નહિ. પરંતુ આજે તો

તેણેય કશો વાંધો પાડયો નહિ. વીજળીએ તેને બનાવી ઠનાવી, પોતાનાં ઘરેણાં ઉતારી બ્હેનને પહેરાવી ઇશારા વડે બહાર જઈ બેસવા સૂચવ્યું. શ્યામલી રાજી થઈ મંડપમાંના બાજઠ ઉપર જઈ બેસી પડી. પુરોહિત મહારાજ એ વખતે પિતાજી સાથે કંઇ કેટલીક અગત્યની વાતોમાં પરોવાયેલા હતા. શ્યામલીને આમ બાજઠ ઉપર બેઠેલી જોઈ કેટલાકે હોહા કરી, કેટલાકે મજાક મશ્કરી ઉડાવી; તો કોકે દુઃખ વ્યક્ત કર્યું.

"બેઠી તો છોને બેઠી. લાવો તો જરા, એના કપાળમાંય તિલક કરૂં. બિચારી રાજી થઇને હમણાં જતી રહેશે" પુરોહિત બોલ્યા.

પિતાએ જ દધિચંદન ઘૃત વગેરેનો ચાંલ્લો શ્યામલીના લલાટ-પ્રદેશે કર્યો અને સુગંધીલેપ પણ લગાડી આપ્યો. શ્યામલી અત્યંત આનંદમાં આવી જઈ માતા ભણી દોડી અને તિલકલેપ બતાવવા લાગી. સૌની હોહા થતાં માતા તેને અંદર લઈ ગઈ અને તેને થોડુંક કંઈક ખાવાનું તથા છબીઓ આપી બારીમાં બેસાડી તે બહાર નીકળી. થોડીવારે અંદર જઈ જોયું તો શ્યામલી બારીમાં જ પડી પડી ઊંઘે છે! માતાએ થોડીવાર માટે તો નિશ્ચિંતતાનો એક નિશ્વાસ નાખ્યો અને તે કામમાં પરોવાઇ ગઈ.

સંધ્યાસમયને હવે બહુ વાર નથી.

રાતે દસ વાગે લગ્ન છે. ભારે વાજાંઢોલ સાથે રાતને પહેલે પહોર વરપક્ષનાં આવી પહોંચ્યાં. વરનું રૂપ, એના ગુણ અને ધનની વાત જાણી આખું ગામ ગુંજી ઊઠયું. ગામના પ્રતિષ્ઠિતો ટોળે વળી ઊભા હતા ત્યાં જઈ કન્યાના પિતાએ હાથ જોડી કહ્યું: "લગ્નને હજી વાર છે—જમવા કરવાનું પતાવી લઇએ તો?"

"જરૂર જરૂર. વરવાળાઓને ખવડાવવા પડશે તો! જાવ

અલ્યા જુવાનિયા, વરવાળાઓને બરાબર ખવડાવો; જો જો ગામની આબરુ ન જાય. ભાઈ તો કશામાં મણા રાખતા નથી. જમાઈ પણ જેવો તેવો મળ્યો નથી—ખરચ તો કરવું જ પડે ને! અલ્યા, ગામની આબરુ બરાબર સાચવજો. ખવડાવવાપીવડાવવાની જવાબદારી તો ગામની જ ને!"

"અને આપ પણ ભોજન......"

"અમે? ભોજન? અરે, અમે તો ઘરનાં જ ગણાઈએ, ખાધું તોય ઠીક, ને ના ખાધું તોય ઠીક. પછી જોયું જશે. પહેલાં વરપક્ષને તો—"

"એટલે શું આપ આજ નહિ જ જમો? મને જુદો પાડો છો, એમ જ ને!"

"હં...હં...હં...એ શું બોલ્યા? અત્યારે વળી એવી વાત કઢાય? કન્યાદાન થઈ જવા દો. અમે તે કંઈ એવા ઈર્ષ્યાળુ છીએ કે આવા શુભપ્રસંગને બગાડીએ? છોકરીને પરણી તો લેવા દો, પછી તમે છો, અમેય છીએ, ને ખાવા ના ખાવાનું પણ છે."

"ભલે પણ હુંય પ્રતિજ્ઞા લઉં છું કે તમને સૌને સાથે બેસાડીને જ આજે હું જમીશ." બોલતાં બોલતાં વીજળીના પિતાની બંને આંખો ભરાઈ આવી.

એક સાગેસાચ હિતચિંતકે તેને બાજુએ લઈ જઈ કહ્યું: "આ કરો છો શું? અત્યારથી હોહા થઈ જશે તો લગનમાં વિઘ્ન આવશે. પછી જોઈ લેવાશે, ખાશે તો ઠીક; નહિ તો વહ્યા જશે."

"વહ્યા જશે! તમે રતન ભટ્ટાચાર્યની વાત નથી જાણતા? એને ન્યાત બહાર કર્યો, પછી એ મર્યો ત્યાં લગી કોઈ એને ત્યાં ઢૂકાયું નહિ! ઘેર અવસર હોય ત્યારે ન જાય; ધોબી હજામ બંધ કરે;

છૈયાં છોકરાંના વિવાહ સુદ્ધાં રવડે ! જે એની સાથે બેસી ખાતું પીતું કે બેસતું ઊઠતું એને ય એ લોકોએ ન્યાત બહાર કાઢ્યો હતો. એ તે કંઈ સહેલી વાત છે ?"

"શું થાય ભાઈ ? આ કન્યાદાન તો પતી જવા દો. એમાં જ કંઇ વિઘ્ન ન આવે."

"ઠીક છે—હું ય—" એમ બોલતા બોલતા કન્યાના પિતા ચાલ્યા ગયા.

ધીમે ધીમે લગ્નસમય પૂરો થવા લાગ્યો. પણ હજી કન્યાના પિતા દેખાતા નથી ! સૌ અકળાઈ રહ્યા છે એવામાં કન્યાના પિતાએ અન્તઃપુરમાથી આવી કન્યાની માતાનું શરીર એકાએક બગડયું હોવાના સમાચાર આપ્યા. અને રખેને શુભ લગ્નમાં ભંગ પડે એ બીકે તેમણે વરના પિતાને ખાનગીમાં બોલાવી જલદી જલદી પતાવવાનું સમજાવ્યું.

તડાતડી ચાલી. કન્યાને જલદી જલદી ચૉરીમાં લઈ આવવામાં આવી. ક્રિયાકાંડ ધમધમાટ થવા લાગ્યાં પુરોહિતની વ્યગ્રતાનો ય પાર ન હતો. બીજી બાજુ પેલા પ્રતિષ્ઠિત જનો કન્યાસંપ્રદાન પતી જતાં જ કન્યા અને વર પક્ષનાં નાકઆંખમાં કેવી રીતે પાણી આણવાં—એની પેરવી અને યોજનામાં પડયા હતા. ગૃહિણીની મૂર્છાના ખબર મળતાં તો તેઓ ઉલટા રાજી થયા. "તો તો ખરો રંગ જામશે"—બોલી આખરી મઝાની ગાહ જોઈ રહ્યા. કન્યાસંપ્રદાન થઈ ગયું. અનિલ પણ બધી ધાંધલથી વાકેફ હતો એટલે એણે પણ અનેક નાની મોટી ત્રુટીઓ તરફ ધ્યાન આપ્યું નહિ. ઉપરાંત ક્રિયાકાંડની બાબતમાં એને કંઈ સમજ પણ ન હતી. પરંતુ તેના મિત્રો બબડી રહ્યા હતાઃ "આ તે કેવું લગ્ન ? કેમ જાણે 'બલિ' હોમવાનો

સમારંભ ન હોય! નહિ શુભદષ્ટિ, નહિ સ્ત્રી-આચાર, ન આનંદ-ઉત્સવ; આ તે કંઈ લગ્ન?"

શિશિર એક બાજુ ઊભો હતો. સૌ એની ઉપર ચીડાવા લાગ્યા.

"અલ્યા એ, આ કયા દેશમાં કન્યા જોવા આવ્યો હતો? આમ અંધારે અંધારે લગ્ન થઇ જતાં તો કદી ભાળ્યાં નથી!"

કોઈ વળી બોલ્યું: "સાંભળ્યું તો હતું કે કન્યા ખાસી પરી જેવી છે. આપણે તો અત્યારે જોવાનો અવસર હતો. પણ આ તો બહાર પ્રકાશનો પાર નથી, ને મંડપમાં અંધારું ઘોર! આ ભૂતિયા દેશમાં અનિલ યે ભૂતની જેમ જ પરણી રહ્યો છે ને! હા...હા...હા...!"

"અરે દીવો આણો! દીવો આણો." એમ બોલી વરપક્ષવાળાઓએ કોલાહલ કરી મૂકયો: સૌ વ્યગ્ર બની ઊઠયાં. કોકે બહારથી દીવો ઉઠાવી લાવી લગ્નમંડપને ઝગમગાવી મૂકયો.

વરપક્ષના એક જણે પુરોહિતને પૂછ્યું: "કેમ મહારાજ, લગન તો પતી ગયું ને? હવે અમે વરકન્યા પાસે સારો પેઠે 'માલાબદલ' કરાવીશું. ચાલ તો એ શિશિર, અનિલને પકડી આણ. જે બધી ક્રિયાઓ વચમાં છોડી દીધી છે એનું આપણે સાટું વાળીએ. અરે કન્યાને પણ એમ ને એમ જ લઈ ચાલોએ. લગનની ઉતાવળમાં શુભદષ્ટિ સુદ્ધાં હડસેલાઇ ગઇ. આપણાથી તે કંઈ એવું સહી લેવાય? કેમ ખરું કહું છું ને?"

ટીખળીખોર મિત્રો વરકન્યાને ખેંચી જાય એ પહેલાં તો ફિક્કા મોંએ કન્યાના પિતા દોડતા આવી હાથ જોડી બોલવા લાગ્યા: "બાબુજી! તમે જરા થંભી જાવ. કલાકેક પછી બાજુમાં એક લગન છે. એ લગ્ન વખતે તમને મનગમતો આનંદ કરાવીશ. એ વખતે મનગમતી કન્યા પણ મળશે. જે લગન માટે તમે સૌ આવ્યા છો

એ તો આ નોંય—એ કન્યા પણ નથી. આ તો મારી બ્હેરી મૂંગી મોટી દીકરીનું પત્યું. એનું પતી ન ગયું હોત ત્યાં લગી ગામના મુરબ્બીઓ વીજળીના લગ્નમાં જમવા આવવા સુદ્ધાં તૈયાર ન હતા. તમારા ને અમારા કુટુંબને ન્યાત બહાર મૂકતે, અપમાન કરતે. જોયું નહિ, એ લોકો એની જ ગડભાંજમાં દૂર ઊભા છે? એમાંના એકે પણ થાળીને હાથ નથી અડાડયો. સમાજના આ અત્યાચારમાંથી બચવા માટે જ મેં આ અભાગીને વીજળીની પહેલાં પધરાવી દીધી. મારા એ દોષ માટે મને સૌ માફ કરો. એમ જ માનો ને કે કશું જ થયું નથી. જે કન્યા જોઈ ગયા છો, જેને માટે નક્કી થયું છે એની સાથે જ બાબુજીનું લગ્ન થશે. આ લગન તો સમાજના મોં ઉપર ડૂચો મારવા પૂરતું જ છે. ખરું લગ્ન તો હજી હવે છે—એ વખતે બધી ધામધૂમ થશે."

## ૫

ઝગડો જામી ગયો. પહેલાં તો થોડી નરમ બોલાચાલી થઈ પણ જોતજોતામાં મહા ભીષણ કાંડ! કન્યા પક્ષના મૃદુ કંઠને ઢાંકી દે એવો વર પક્ષનો ગગનભેદી સ્વર ગાજી ઊઠ્યો: "લુચ્ચા! બદમાસ! ધાડપાડુ! આટલી બધી લફંગાઈ? સુંદર છોકરી બતાવી કાળી બોબડી બઝાડી દીધી! મારો સાલા બદમાશને..."

વરપક્ષવાળાઓ બાંયો ચઢાવવા લાગ્યા. કન્યા પક્ષના નિરપરાધી ગામડિયાઓ પહેલાં તો ભોંઠા પડી ગયા, પણ વરપક્ષ તરફથી ગાળોની ઝડીઓ વરસતાં તેય તીવ્ર કંઠે જવાબ આપવા લાગ્યા: "મોં સંભાળીને વાત કરો. સભ્ય માણસની જેમ બોલો. નહિ તો અમે ય તમને શહેરના ગણીને જતા નહિ કરીએ."

જોતજોતામાં યુદ્ધ જામી પડયું. અલબત્ત, આ સ્થળે ગજ અને ઘોડા તો હતા પણ તેમણે યુદ્ધમાં ભાગ લેવાને બદલે ગ્રામપ્રદેશની આમ્રકુંજોમાં ચરવાનું જ વધારે પસંદ કર્યું. અસવારો પણ તલવાર હાથમાં પકડવાને બદલે પૂરીઓ ઉપર જ હાથ જમાવવામાં પડયા હતા. ગામના પ્રતિષ્ઠિત મુરબ્બીઓ બંને પક્ષના જુવાનિયાઓને છૂટા

પાડવાને બદલે ઊલટા દૂર ઊભા રહી તમાશો જોતા હતા અને સ્વચ્છંદ પણે મોટે મોટેથી અભિપ્રાયો ઉચ્ચાર્યે જતા હતાઃ

"બધા છોકરા છોકરા જ છે. કોઈ મોટું આવ્યું હોત તો પછી આંખમાં ધૂળ કેમ નંખાય છે એની ખબર પડતે, પણ આદમી તો ભારે ફંદાબાજ! અમારી આંખોમાં સુદ્ધાં ધૂળ નાખવાની? હવે બીજી છોકરી આપી બચી જવા વાત કરે છે. પણ આ છોકરાઓ ય કંઈ ઓછા નથી. એનો ઈન્કાર કરીને આ ભાઈસાહેબને સીધો કર્યા વિના રહે એવા નથી."

કન્યાના પિતા બંને પક્ષના યુવકોને દબડાવીને શાંત કરવા મથે છે, પણ એમને સાંભળે છે કોણ? એમણે તો આ આગ સળગાવી છે. ચોરીમાં વર-કન્યા સ્તબ્ધ બની થોડે દૂર થઈ રહેલા તોફાનને જુવે છે. યુવકોનો રોષ કન્યાના પિતા ઉપર ઊતરી રહ્યો છે. થોડાક એમને ખેંચી રહ્યા છે. કેટલાક ધક્કા મારે છે. પિતા બે હાથ જોડી કંઈક યાચી રહ્યા છે, પણ પેલાઓ તો એમની ઉપર તૂટી પડ્યા છે. શ્યામલી લગ્નમંડપમાંથી આ દૃશ્ય જોઈ રહી છે. એ એકાએક ઊભી થઈ જઈ દોડે છે. અરે! છેડો ગાંઠેલો છે! પરવા નહિ. ગાંઠેલે છેડે એ પિતા પાસે દોડી પહોંચે છે અને અપમાનિત પિતાની પીઠ ઉપર હાથ ફેરવતી તેમને પોતાભણી ખેંચતી વ્યથિત ચક્ષુએ કેમ જાણે વિના બોલ્યે બોલી રહી છેઃ "બાબા! બાબા! આ બધા લોકો શું કામ તમને આમ સતાવે છે? તમે એ લોકોનું શું બગાડ્યું છે? આવો, આ બાજુ આવો. એમનાથી દૂર ચાલ્યા જાવ."

પિતાએ પીઠ ફેરવી જોયું અને રોષમાં આવી કન્યાને જોરથી ધક્કો મારી તેઓ બોલ્યાઃ "ખસ, મર અહીંથી, અભાગણી! શું કામ અહીં મરવા આવી? ખસ." એમ બોલતાં બોલતાં તેમણે જોયું તો શ્યામલીના પાલવ સાથે ગંઠાયેલા-ઉત્તરીયવાળો અપ્રતિમ કાંતિમાન

યુવક અનિલ કોમલ કરુણ દૃષ્ટિએ પિતાપુત્રીને નિરખી રહ્યો છે. યુવકો ભણી એક વાર નજર કરતાં, એમનો રોષ ફળી જઈ શ્યામલીના પિતા ક્ષણ વાર સ્તબ્ધ બની જઈ મોટેથી રડવાને સૂરે બોલ્યાઃ "બાબા અનિલ !"

અનિલની એ દેવ સરખી દૃષ્ટિએ જ એમનામાં આટલી હિંમત પ્રેરી હતી. એ દૃષ્ટિ કેમ જાણે વરદાન આપવા ઉત્સુક હતી.

અનિલ કશો જવાબ ન આપતાં ઉપસ્થિત યુવકોના ટોળામાં દાખલ થયો. પોતાના પક્ષના યુવકો ભણી જોઈ સ્થિર કંઠે બોલ્યોઃ "શું કરો છો, તમે? પાગલ તો નથી થયા ને?"

"પાગલ શું કામ ન થઈએ? આવું અપમાન થતાં કોણ પાગલ ન થાય? ગામડા-ગામનો આ બદમાસ આપણા ઉપર પણ ચાલ ચાલી જાય? આજે એ બેટાની ખોપરી ઠેકાણે ના લાવીએ તો કહેજો."

"એમ છે કે? કોની ખોપરી ક્યાં સલામત છે એ જોવું હોય તો તૈયાર થઈ જાવ." સામા પક્ષના એક જુવાને જવાબ વાળ્યો.

બંનેના આ સંભાષણથી ત્રાસી ઊઠેલા અનિલે કહ્યુંઃ "રહો– કશું ખોટું થયું નથી."

વરપક્ષના સૌ અનિલના મોં ભણી ટગી રહ્યા. એમને તો થયું કે અનિલનું દિમાક ઠેકાણે નથી. એક જણ તો બોલી પણ ઊઠ્યોઃ "શું કહે છે, અનિલ? તારું જ મગજ ઠેકાણે નથી લાગતું. તારું આટલું ભયંકર અપમાન—"

અનિલ વચમાં બોલી ઊઠ્યોઃ "શિશિર! શિશિર! શું કરે છે? તું ય આ લોકોની વાટે ગાંડો બન્યો છે?"

એક બાજુ ઊભેલો, શું કરવું તેની સૂઝ વિનાનો શિશિર વર પાસે આવી ઊભો રહ્યો.

અનિલ કન્યાપક્ષવાળાઓ તરફ ફરીને બોલ્યોઃ "કૃપા કરી આપ આ લોકોની બેઅદબી માફ કરજો. હું એ સૌની વતી આપ સૌની માફી યાચું છું."

આ શબ્દો પૂરા થાય તેની સાથે જ વરપક્ષના કેટલાક યુવકોનો પિત્તો ઊછળી ગયોઃ "શું? અપમાન થયું તે અમારું ને માફી યે અમારે જ માગવાની? અનિલ તું—"

અનિલ શાંત સ્વરે બોલ્યોઃ "હા, આપણે જ માફી માગવાની. આપણે જ પહેલાં જંગલીની જેમ વર્તવું શરૂ કર્યું."

"વાહ રે! અને આ જાળ બિછાવી લગન કરવું, સુંદર મજેની છોકરી દેખાડી કાળી કુબડી મૂંગી પરણાવી દેવી એ કેવો વ્યવહાર?"

"ચૂપ રહો તમે. હું કહું છું મારું કશું અપમાન થયું નથી. તમે શું કામ અમસ્તા ધાંધલ તોફાન કરો છો?"

યુવકો હતબુદ્ધિ બની જઈ સ્તબ્ધ નિર્વાક્ ભાવે અનિલ ભણી જોતા ઊભા રહ્યા.

કન્યાપક્ષવાળાઓ પણ શરમાઈને પાછા હઠી ગયા. કન્યાના પિતા સૌની વચમાં હાથ જોડીને ગદ્ગદ કંઠે બોલવા લાગ્યાઃ "દોષ આપનો કોઈનો નથી. દોષ મારો એકલાનો છે. પણ મારી સ્થિતિનો વિચાર કરી સમજી મને માફ કરો. હજી તો ખરું લગ્ન બાકી છે. આપ સૌ શાંત બેસો. હું બાબુજીના શુભલગ્નની પાકી તૈયારી કરું છું. જે કન્યા બાબુજી માટે નક્કી કરવામાં આવી હતી એને જ હું એમને ચરણે ધરીશ. કહો તો પહેલાંથી હાજર કરું. હું લાચાર હતો. મારી એ લાચારીનો ગુનો માફ કરી આપ સૌ શુભ લગ્નમાં સાથ આપો. આ થયું તે લગ્ન તો લગ્ન જ નથી, એમ આપ સમજજો." બોલતાં બોલતાં શ્યામલીના પિતા વિમૂઢ કન્યાના પાલવ સાથેની

અનિલના ઉપરણાની ગાંઠ છોડવા જતાં અનિલ વચમાં પડી બોલી ઊઠ્યો: "આ શું કરો છો આપ?"

"બાબા, કહી તો રહ્યો છું કે શુભલગ્ન તો હજી થયું નથી."

"આપ શું કહો છો? આ હમણાં તો આપની દીકરી સાથે મારાં લગ્ન થયાં!"

"એ તે કંઈ લાયક કન્યા ઓછી છે, બાબા?"

"એ ગમે તે હો–કન્યાદાન આપે જ કર્યું છે, એમાં તો કંઈ ભૂલ નથી. અને મેં પણ એની જ સાથે સપ્તપદી બોલીને લગ્ન કર્યું છે."

વળી એક નવા ભયથી ચોંકી પડી કન્યાના પિતા બોલી ઊઠ્યા: "ના રે બાબા, એ તે કંઈ કન્યાદાન નથી, સ્વીકાર પણ નથી." એ દીકરી તો મારે ઘેર જ રહેશે. હું તમને—"

"જુઓ, આપના મનમાં ગમે તે હોય–પણ આપે જ તો રીતસરનું કન્યાદાન મંત્રોચ્ચાર સહિત કર્યું છે. હવે ના કહેવાથી કંઈ લગ્ન મટી જતું નથી."

"મને અભયવચન આપીને હવે આ શું કરો છો? તો શું મારી પુત્રીનો સ્વીકાર નહિ કરો?"

"સ્વીકાર તો કર્યો છે! આ પણ આપની જ પુત્રી છે."

અનિલે પાસે ઊભેલી મૂઢ નારી પ્રત્યે નજર કરી આંખો ઢાળી દીધી. શ્યામલીના પિતા વ્યથિત બની કાતર સ્વરે મોટેથી બોલી ઊઠ્યા: "છોકરી તો મારી ખરી, પણ એ તે કંઈ આપને યોગ્ય છે? જે લાયક છે એને માટે તો આ બધી તૈયારીઓ છે. મારો અપરાધ માફ કરો; વીજળીનું કન્યાદાન કરવા દો. મને નિરાશ ન કરો."

અનિલ નમ્ર કંઠે બોલ્યો: "આપ શું કામ વિચારો છો? એક જ જણને બે દીકરીઓ આપવી એ તે કંઈ યોગ્ય છે? આપ તો પિતા છો; જરા વિચાર કરી જુવો."

"એવી દીકરી હોત તો હું બાપ થઈને આવું કરત કે ખરો? આ તો બોબડી બ્હેરી જડ પથરા જેવી છે; એની વળી આટલી બધી ચિંતા શું કામ કરો છો? તમારે ને એને કશું છે એ ભૂલી જાવ. નિરાંતે વીજળીને લગ્ન કરી ઘેર તેડી જાવ. આની કશી ચિંતા ન કરતા. આ તો સાવ જડ છે."

અનિલે વળી પેલી નિર્વાક્ નિસ્તબ્ધ સજીવ પથ્થરની મૂર્તિ તરફ દૃષ્ટિ કરી વ્યથિત કંઠે કહ્યું: "જડ? ના–ના–આપ ભૂલ કરો છો."

પિતાને માથે કાંઈક વિપત્તિ આવી રહી છે એવા ખ્યાલે શ્યામલી જે પ્રકારે વ્યાકુળ બની ઊઠી, એ ભાવ અને દૃશ્ય અનિલના ચિત્તમાં સાફ અને ઉજ્જ્વલ હતું.

"ના, ના, બાબા, ભૂલ નથી. બે દહાડા પરીક્ષા કરી જોશો કે...જવા દો એ બધી વાત. અનુમતિ આપો. વીજળીને લઈ આવું."

"વખત થઈ ગયો છે. હવે મોડું ન કરો." કન્યાપક્ષના પુરોહિતે મોટેથી કહ્યું.

વર તથા કન્યાપક્ષવાળાઓ સ્તબ્ધ કુતૂહલતાપૂર્વક વર ભણી જોઈ રહ્યા. ક્ષણ વારમાં બધો કોલાહલ શાંત પડી ગયો.

જોરપૂર્વક નિશ્વાસ નાખી અનિલ બોલ્યો: "હવે નહિ બને. નાની દીકરીને બીજે ક્યાંક વરાવજો."

શિશિરે અનિલ પાસે જઈ તેના કાનમાં કહ્યું: "આ શું કરે છે, અનિલ? આ તે કંઈ તારું લગન થયું કહેવાય? ગાંડીની સાથે? તારી માનો ય ખ્યાલ કર્યો? આ તો એક રમત થઈ ગઈ એમ જ સમજ ને? જો, તારે સારી કન્યા સાથે લગ્ન કરવું જ પડશે."

અનિલે કશો જવાબ ન આપ્યો. કેવળ માથું નીચું નાખી હલાવ્યું. તેના અપમાનિત મિત્ર વર્ગને કેમ જાણે અપમાન–સમુદ્રમાં કિનારો લાધ્યો! ખરી વાત છે. આ હરામીની દીકરીનો સ્વીકાર?

અરે, જોઈએ એટલી સુંદર કન્યાઓ અનિલને મળી રહેશે. હવે તો આના ઘરની કન્યા નજ લેવાય. સાએ એકમતે અનિલને ટેકો આપ્યો, અને મનફાવતું બોલવા માંડયું.

"બોલ બાબા, અનિલ! સાચે જ મારી દીકરીને તારે ચરણે સ્થાન નહિ આપે?"

"આપે તો કન્યાપ્રદાન કર્યું છે. એક માણસને જ બે કન્યાનું સંપ્રદાન કરો એ યોગ્ય નથી."

"તે શું કામ યોગ્ય નથી? આપણા સમાજમાં તો એમ આજ લગી ચાલતું આવ્યું છે."

"ભલે ચાલતું આવ્યું હોય. હું તો એમાં માનતો નથી."

"તો શું આખરે મારે બહિષ્કૃત જ રહેવું પડશે, બાબા? જેને કારણે આ બધું કર્યું એજ મારા નસીબમાં ચોંટશે? તમારા જેવા જમાઈ પામીને ય મારું દુર્ભાગ્ય દૂર થયું નહિ!"

"શાથી એમ બોલો છો? આપની મોટી દીકરીનું લગ્ન તો થઈ ગયું. હવે શું કામ બહિષ્કૃત થશો?"

"નાની છોકરીનું ય આજે જ લગન છે. બધું તૈયાર થઈ ગયું છે. માંડવેથી પાછી ફરેલી કન્યા ઘરમાં રાખું તો બીજું શું થાય, બાબા? આ રીતે હું મુરતિયો શોધવા પણ કયાં જાઉં?"

અનિલ વિચારમાં પડયો. એણે માથું નીચું નાખી દીધું. શિશિર તેના કાન પાસે આવી નમીને કંઈક બોલી રહ્યો: "પેલા ફોટાની વાત યાદ કર. હા પાડી દે ભાઈ, હા પાડી દે."

એ દરમિયાન મૂઢ શ્યામલીના દિમાકમાં એટલી વાત તો ઊતરી ગઈ હતી કે તેના પિતાનું અપમાન થઈ રહ્યું છે, તેઓ કંઈક વિપદમાં છે, પણ એથી વધારે કશું એની સમજમાં ઊતરતું ન હતું. આ બધા શું કામ તેની તરફ વચમાં વચમાં નજર નાખતા હતા, અને હોઠ

ફફડાવતા હતા, તે ય તેનાથી સમજાતું ન હતું. અરે, એ સૌ છોને હોઠ કરડતા ને ફફડાવતા, પણ તેના બાપુ શું કામ માથે હાથ દઈ ઊભા છે? તેને પિતાને ખભે હાથ અડાડી સવાલ કરવાનું મન થયું, પરંતુ તેના પિતાએ અકળાઈ ઊઠીને અણુસારો કરી તેને અંદર ચાલ્યા જવા ફરમાવ્યું.

શ્યામલી પણ આ બધો સમય આ સૌની વચમાં ઊભી ને, એ સૌની વિચિત્ર દૃષ્ટિ જોઇ જોઈને વ્યથિત બની રહી હતી. તે અનિલના ઉપરણા સાથે બાંધેલા પોતાના પાલવનો છેડો છોડી નાખીને અંદર ચાલી ગઈ. કોઈએ એને રોકી નહિ. અને એ પણ જાણે કોઈનો સંગ સહન કરી શકતી ન હતી!

આજુબાજુ ઊભેલાંઓએ શ્યામલીના આ વર્તન ઉપર હાસ્ય કર્યું અને કેમ જાણે તેઓ અનિલને સૂચવી રહ્યાં—જો, તો; તારા નસીબમાં કેવી આવી મળી છે! અને તું એની આટઆટલી ચિંતા કરે છે! આ તો એક જાનવર જ છે!

પરંતુ અનિલના દિલમાં બીજી જ કલ્પના આવી—જાણે તેની નવપરિણીતા પત્ની સ્વામી ઉપરનો પોતાનો અધિકાર ઉઠાવી લઇને કહેતી ગઈ—હું તમને મુક્ત કરું છું. મારી સાથે તમારો કશો સંબંધ નથી. હું એક દુનિયાનું પ્રાણી છું, તમે બીજા જગતના જીવ છો. તમને ને મને કોઇ જોડી શકે એમ નથી. માનવીએ બાંધેલું બંધન હું ખોલી નાખું છું—હવે તમારે કશો ભય નથી. તમે હવે ઇચ્છા મુજબ કરી શકો છો."

શિશિરે પૂછ્યું: "અનિલ! શું નક્કી કર્યું?"

"ભગવાને જે કર્યું છે એજ, ભાઈ."

"તો સાચે જ તું લગન નહિ કરે?"

"ના. પણ તેમનો ધર્મ યે સાચવવો જોઇશે, અને હવે તો એ આપણા આત્મીય ગણાય."

"એ તો કહું છું-માને ય મરવા જેવું લાગશે."

"એ વાત જવા દે-આમને આપદ્ધર્મમાંથી ઉગારવા જોઇએ, એ મુખ્ય સવાલ છે."

"પણ શું થાય જો તું હઠ કરે તો?"

"કહું? તું જ વીજળી સાથે લગ્ન કરી લે. એ રીતે એ સુંદર કન્યા આપણે ત્યાં જ આવશે."

"હું? એ શું બોલે છે, અનિલ? કંઈ ડાગળી તો ચસકી નથી ગઇ ને? જેની સાથે તારું પરણવાનું નક્કી થઈ ગયું છે, એની સાથે—"

"હા, હા, તું. એમાં શું થઈ ગયું? ભગવાનની ઘટના અચિંત્ય છે, એનું આથી વધુ ઉદાહરણ બીજું શું હોઇ શકે? હં...ચાલો, આપ આગળ થાવ. આ શિશિર મારો ભાઈ જેવો જ છે-ભાઈ કરતાં ય વધારે છે. એમ. એ. થયો છે, ને કૂળવાન પણ ખાસો છે. મને ચારિત્ર્યવાન લેખી કન્યા આપતા હતા, શિશિર એથી ય વધારે સુશીલ અને સચ્ચરિત્રવાળો છે. એને આપ ખુશીથી નાની દીકરી આપો. હું સાચું કહું છું આપની એ દીકરી વિષે મેં જે સાંભળ્યું છે, એને બરાબર યોગ્ય આ વર છે."

શિશિરે ગમે તેટલી આનાકાની કરી પણ અનિલ તેનો હાથ પકડી ઓરડીમાં ઘસડી ગયો અને તેને બાજઠ ઉપર બેસાડી દઇ ચૂપ કરી દીધો.

## ૬

આંખનાં પાણી લૂછતાં લૂછતાં વીજળીના પિતાએ શિશિરના હાથમાં વીજળીનું સંપ્રદાન કર્યું. હવે ન્યાતબહારનો ભય ટળ્યો. સવાર થતાં થતાં તો ગામના સૌ મુરબ્બી સુદ્ધાં ભોજન ઉડાવશે અને કંઈ કંઈ આમોદજનક વાતોમાં એમનું દિલ બહલી ઊઠશે. ‘અરે! આપણા નસીબમાં વિધાતાએ આવું ભોજન લખ્યું જ હોય પછી કોની મગદૂર છે કે એમાં વિક્ષેપ પાડે! ભાઈ, તમારે માથે આવો પ્રસંગ લાવીને ભગવાને અમને જમાડ્યા ત્યારે જ છોડયા. તમારું ય કંઈ ઓછું નસીબ છે? બબ્બે જમાઈ – મોટ મોટા જમીનદારના દીકરા! એ તે કંઈ તમારી શ્યામલીને લઈને ઘર ઓછા માંડવાના છે? એ તો ઘેર પહોંચીને સીધો બીજો માંડવો મંડાવશે. ગમે તેમ હોય, પણ તમારા જમાઈ થઈ ગયા – એ કંઈ ઓછું નસીબ છે? આવા જમાઈ કંઈ રસ્તે પડ્યા છે? તમારે તો, ભાઈ ‘હાથમાં ચંદ્રમા’ જેવી વાત થઈ. ખેર, હવે તો મોજ કરાવો આજની રાત, બીજું શું? કંઈ નહિ તો, વીજળી તો કાલે સાસરે જશે?’— વગેરે વગેરે વાતો ચાલી રહી.

કન્યાના પિતાએ બધું પતાવીને એક ઓરડીમાં જઈ અંદરથી આગળો મારી ઊંડો શ્વાસ ભર્યો. બહિષ્કૃત થવાનો ભય નિર્મૂળ થયો હતો, પણ એનો આનંદ એમના મોં ઉપર ક્યાં દેખાતો હતો!

બીજે દિવસે વરકન્યાની વિદાય હતી. અનિલે શિશિરનાં માતપિતાને તાર કરી કેટલીક હકીકતો જણાવી અને વિદાયની તૈયારીઓ કરવા માંડી. અલબત્ત તૈયારી પોતાને કરવાની ન હતી, સાજસજ્જા પોતાને નહિ પણ શિશિર અને વીજળીને માટે જરૂરી હતાં. વરકન્યાને ઘટતાં માનઠાઠપૂર્વક એમને વળાવવાનાં હતાં.

ગમે તેમ પણ વિદાયની વેળાએ કેમ જાણે કશો આનંદ ઉલ્લાસ નજરે પડતો ન હતો. હજી અમંગલનું વાદળું શાથી પૂરેપૂરું વિખરાઈ ગયું ન હતું? હજી કન્યાના પિતા ઊઠયા સુદ્ધાં ન હતા. અરે, વરપક્ષના જાનૈયાઓ સુદ્ધાંમાં આજે વિજેતાની ખુમારી કે આનંદ ન હતો. અનિલ ઉપર એમના રોષનો પાર ન હતો. અનિલે જો શિશિરની સાથે વીજળીનું લગ્ન ન કરાવ્યું હોત, અને પોતે પણ વીજળીને પરણ્યા વિના ચાલ્યો ગયો હોત તો તો બાજી કંઈક હાથમાં રહેત; પણ ઉફ્! અનિલ કેવુંક કરી બેઠો! પોતે કદાચ હવે બીજે ક્યાંક પરણશે, પરંતુ શિશિરની સાથે વીજળીને પરણાવી આ લોકો સાથે સંબંધ બાંધ્યો, એનું શું? શિશિર એનો સગાભાઈ જેવો છે એ તો સૌ કોઈ જાણે છે. આથી અનિલના મિત્રો પણ અનિલની આ ઉદારતા કેમે કરી સહી શકતા ન હતા. અને શિશિર ઉપર પણ તેમને અપાર ગુસ્સો ચઢયો હતો. પરંતુ અનિલથી બીને કોઈ એક શબ્દ પણ બોલી શકતું નહિ. એટલું જ નહિ પણ એમનામાંના જ કેટલાકને શિશિરની સાથે જવા માટે પણ તૈયાર થવું પડયું.

મુરબ્બીઓએ કન્યાના પિતાને ઉઠાડવા ઘણા પ્રયત્ન કર્યા પણ ફાવ્યા નહિ. તેમ છતાં એમણે રાડો તો પાડયે રાખી: “અરે, સાંભળો તો ખરા? આ જમાઈરાજ ચાલ્યા. અરે, ગમે તેમ કરી, પગે પડીનેય નાની દીકરીને સાથે સાથે વળાવી નથી દેવી? છોકરીને

તે કંઈ જિંદગી આખી માથે રખાવાની છે? ગમે તેમ હોય, પણ છોકરીને પરણાવી છે. ઉઠયા વિના તે કંઈ ચાલવાનું છે? એ તો ઠીક થયું છે અમે ખવડાવવા પીવડાવવાનું અને અગ્નિહોમનું પતાવી લીધું—નહિ તો, બધાં બિચારાં કયાં લગી રાહ જોયા કરત? હવે નાની છોકરીને વળાવવા માટે તો તમારે જ જમાઈને હાથ જોડવા રહ્યા. એ ય કંઈ અમારાથી ચાલી જાય એવું ઓછું છે? અમે કંઈ કેટલું કહ્યું ત્યારે વીજળીને તેડી જવા તૈયાર થયા છે."

પુત્રીના પિતા આમ છતાં નિઃશબ્દ જ રહ્યા.

પરંતુ અનિલે આવીને ધીમેથી બારણું ઠોકયું અને બોલ્યો: "આપ બહાર પધારો. અમે જઈએ છીએ. અમને આશીર્વાદ આપો."

જવાબમાં વીજળીના પિતાએ રુંધાયેલા ભાંગેલા કંઠે ઓરડી-માંથી જ જવાબ આપવાનો પ્રયત્ન કર્યો. પરંતુ "બાબા! અનિલ" સિવાય વધારે બોલી ન શકાયું.

અનિલે ફરી બારણું ધકેલી કહ્યું: "ખોલો તો."

કન્યાપિતાને બારણું ઉઘાડવું પડયું. તેઓ સરીને એક બાજુએ ઊભા રહ્યા. પોતાના અપરાધના ભયથી તેઓ એટલા બધા ઢીલા પડી ગયા હતા કે જમાઈ તરફ જોવાની પણ હિંમત ચાલી નહિ. અનિલ અંદર આવી બોલ્યો: "આપ આટલા બધા શોકવ્યાકુલ શું કામ બનો છો? ભગવાને પોતે જ આ બધું કર્યું છે, એમાં માણસની શી ગુંજાશ? આપની નાની દીકરી ગમે તેવાને હાથે નથી પડી. ધીમે ધીમે આપને જણાશે કે શિશિરના જેવું પાત્ર દુનિયામાં સુલભ નથી. આપની કન્યા સદા સુખી થશે."

"બાબા! શિશિર ગમે તેટલો સારો હોય, વીજળી ગમે તેટલી સુખી થાય, પણ તારા જેવાને તો હું પામીને ગુમાવી બેઠો, ન્યાતની બીકે તારા જેવાને હું પોતાનો ન કરી શકયો, એ તે કંઈ જેવી તેવી—" બોલતાં બોલતાં એમનો કંઠ રૂંધાઈ ગયો.

અનિલ જરા રહીને નમ્ર પણે બોલ્યો: "એમ આપે શાથી માની લીધું? મેં ક્યારે આપણા નવા સંબંધનો અસ્વીકાર કર્યો?"

"બાબા! તું તો દેવ છે—કાલે જ મને એની ખાત્રી થઇ ગઈ. તું તારી ઉદારતાને કારણે ગમે તે કહે, પણ કયા જોરે હવે હું તારી સાથેના સંબંધનો હક્ક કરી શકું? મારી એવી દીકરીના સ્વામી તરીકે, મારા જમાઈ તરીકે, હું કયે મોઢે તને બોલાવી શકું? લોકો શું કહેશે એ તો દૂર રહ્યું, પણ મારું પોતાનું દિલ જ ભડકે બળી રહ્યું છે, બાબા. જો વીજળીનો સ્વીકાર તેં કર્યો હોત તો થોડીક ઠંડક થાત—"

"આપ જ વિચારી જુવો, એમ કરવાથી જરાય સારું ન થાત. આપ આપની મોટી દીકરીને ગમે તેટલી જડ કહો, પણ કોણ એમ ખાત્રીપૂર્વક કહી શકશે કે તેની બહેનની સાથે મારે શો સંબંધ છે એ તે કદી પણ જાણી સમજી ન જ શકતે, અને દુઃખ ન અનુભવતે? છતાં પોતે એ સૌભાગ્યથી વંચિત છે એવો ખ્યાલ, તેના અપાર દુર્ભાગ્યમાં કેવો ભયંકર ઉમેરો કરતે? એ ઘા એની આંખો ઉપર સદાસર્વદા બળ્યા જ કરતે. બોલો, એ શું સારૂં થતે?"

પિતા થોડીવાર શાંત રહી નિશ્વાસ નાખી બોલ્યા: "તું તો દેવતા છે. એટલે જ, જો ને, આમ દેવતાની જેમ વિચારે છે. પરંતુ મેં બાપ થઇને તારી જેમ વિચાર્યું હોત તો મેં આવું કશું કર્યું જ ન હોત. ઉફ્! મારા કામની સજા મને મળી ગઇ. હવે તું આખી ઘટના મનમાંથી સાવ ભૂંસી નાખ. સારી કન્યા જોઇ લગ્ન કર–સુખી થા; બસ એજ મારા તને આંતરિક આશીર્વાદ છે."

"ચાલો, શિશિર અને વીજળીને આશીર્વાદ આપો."

એમને આશીર્વાદ આપવા જતાં જ પિતાએ જોયું તો શ્યામલી પણ બહેનની સાથે પટોળું પહેરી બેઠી છે. તેના કપાળમાં ય સિંદુર

છે; બહેનને જોઈ એણેય માથા ઉપર બરાબર ઓઢ્યું છે. અનિલ બાજુમાં હોવાને કારણે પિતાએ કશી ચીડ વ્યક્ત કરી નહિ. કેવળ એની તરફથી નજર ફેરવી લઈ શિશિર અને વીજળીને આશીર્વાદ આપી તે ચાલ્યા ગયા.

એક સ્ત્રીએ આવીને સંકોચપૂર્વક અનિલને કહ્યું: "આપનાં સાસુજી બોલાવે છે."

અનિલે જોયું કે અહીં કોઈ એને પોતાનું ગણીને એની સાથે વર્તતું નથી. સૌ સકોચાય છે. સૌ દૂર રહે છે. જ્યારે શિશિર સાથે સૌ છૂટથી બોલી વર્તી શકે છે. સ્ત્રીઓ પણ શિશિરને 'આપ'ને બદલે 'તમે' કહી બોલાવે છે. અરે, એની મશ્કરી પણ કરી લે છે. પણ પોતાની આગળ તો કોઈ બોલવા સુદ્ધાં આવતું નથી. ખાસ જરૂર પડતાં મોટેરાંમાંથી કોઈ બોલે છે તો તેઓ પણ ઘણા સંકોચ અને માનપૂર્વક, બીતાં બીતાં! કેમ જાણે કોઇ મોટા માણસનો ભારે ગુનો કરી નાખ્યો હોય એવી રીતે સૌ એની આગળ ગુનેગારની જેમ માથું નીચું રાખી વર્તે છે.

અનિલે જે ખંડમાં પ્રવેશ કર્યો એના એક ખૂણે એક સ્ત્રી ધૂળાટિયાં મેલાં કપડાં પહેરીને બેઠી હતી. અનિલે પ્રણામ કરતાં જ એ સ્ત્રીએ પોતાના છેડાવડે મોં ઢાંકી દીધું. એનું ક્ષીણ શરીર થોડી વારમાં અત્યંત કાંપી ઊઠયું. અનિલ ચૂપચાપ નીચે મોઢે ઊભો રહ્યો. થોડી વારે ઘણા કષ્ટપૂર્વક માતાએ કહ્યું: "શ્યામલીને ત્યાં લઇ ન જશો."

અનિલે આ દુઃખી જનનીની સામે કંઈ વધારે બોલવાની હિંમત ન કરી. મૃદુ સ્વરે કેવળ બોલ્યો: 'આપ તો જાણો છો. ઘેર ય માતાજી છે. મારા જીવનની બધી ચિંતા એ જ કરે છે એમને ચરણે હું જે કાંઇ ધરી દઉં છું."

શ્યામલીની માતા વધારે દૃઢ સ્વરે બોલી. " એટલે તો હું ના પાડું છું. તમે તો અમારે હાથે ગમે તેવું અપમાન સહી લીધું છે. પણ તમારાં માતાથી નહિ સહેવાય."

" ભગવાનનું ફરમાન માનવીએ સહ્યા વિના છૂટકો નથી. એકદમ ન સહેવાય તો ધીમે ધીમે પણ તે સહેતો થઈ જાય છે."

શ્યામલીની માતા આ સાંભળી જરા ઉંચે અવાજે બોલી: " ભગવાનની લીલા સૌ સહન કરી લે; પરંતુ અમ માનવીનાં આવાં કૃત્યો તમારાં માતા શી રીતે બરદાસ્ત કરી શકે? બાબા, કોઈ પણ એવું બરદાસ્ત કરવા તૈયાર ન થાય."

" બધાં જ કાર્યો ભગવાનનાં જ હોય છે. માણસ તો નિમિત્ત માત્ર છે."

ક્ષણવાર શાંત રહી શ્યામલીની માતા બોલી: " ગમે તેમ પણ એમની નજર સામે એ અભાગીને લઈ જશો નહિ. એમને ભારે આઘાત લાગશે. અને કદાચ મારી દીકરી......ના, ના, એને અમારી પાસે જ મૂકી જાઓ, બાબા." બોલતાં બોલતાં તે વેદનાપૂર્વક કાંપી ઊઠી.

વ્યથા અને લજ્જાથી કંપિત બની ઊઠેલી આ મહિલાના શબ્દોમાં રહેલું દુઃખ અને તેના અભાગી સંતાન વિષેની ચિંતા તથા શંકા અનિલ પૂરેપૂરી જોઈ શકયો. એક અજાણ્યા સ્થળે દુર્ભાગી દીકરીને મોકલતાં માતાને થતી વેદના તથા સંકોચ અનિલ એ માતાના મોં ઉપર વાંચી શકયો પણ એથી નારાજ ન થતાં તે બોલ્યો: " આપ એમ ન બોલો. આજ્ઞા આપો, એને સાથે લઈ જવાની. માતાજીને દુઃખ તો થશે જ પણ એણે ય સહી લેવું રહ્યું એક વાર. અને બીજી કોઈ શંકા કે ચિંતા ન કરશો. હું બધું સંભાળીશ."

શ્યામલીની માતા આવેગમાં ધસડાઇ અશ્રુપૂર્ણ કંઠે બોલી: "બાબા! કયે મોંએ તને આશીર્વાદ આપું?" આટલું જ બોલતાં વળી તેનો કંઠ રૂંધાઇ ગયો. પોતે પોતાની જાતને ગુનેગાર અને સ્વાર્થપરાયણ માનવા લાગી.

થોડીવાર શાંત રહી વળી બોલી: "મારા જેવાને વારંવાર ના પાડવી પણ શકય નથી. પણ ફરી એકજ વિનંતી કરું છું કે, એ હતભાગી દીકરી માટે તમે તમારા સોનાના જીવનમાં અશાંતિ ઊભી ન કરશો. તમે અમારે માટે ઓછું નથી કર્યું. વીજળીને યોગ્ય પાત્ર મેળવી આપી તમે અમને મહાઆપદમાંથી ઉગારી લીધાં છે. અરે, આ હતભાગી છોકરી માટે ય તમારી કરુણાનો પાર નથી. પણ બાબા! હવે બહુ થયું. માતાને એક વાર બતાવવા ઇચ્છો છો? પણ શું બતાવશો? એના કરતાં તો એને ન લઇ જવામાં જ સાર છે. વિચારી જુઓ."

પરંતુ અનિલ કબૂલ ન થયો. એનો દૃઢ નિશ્ચય જોઈ માતા ફરીથી દીર્ઘ નિશ્વાસ નાખી બોલી: "ભલે તો એક વાર લઇ જાવ. પણ પછી પાછી મૂકી જજો. એને માટે તમેય શું કામ દુ:ખી થાઓ! અને......એ પણ......" બોલતાં બોલતાં વળી તેનો કંઠ રૂંધાઈ ગયો.

અનિલે પ્રણામ કરી વિદાય લીધી. શ્યામલીની માતા વળી પાછી ખૂણામાં પડી રહી. વિધાતાએ શ્યામલીને માટે આવો સ્વામી નિર્મ્યો હતો, તો એને આવી રહેવા દીધી શું કામ? આ દુર્ભાગી માતાના નસીબમાં અનિલ જેવું રતન ક્યાંથી આવી ચઢ્યું? જે માણસ જે વસ્તુ ભોગવી શકનાર નથી એવી ચીજ એના હાથમાં આપી ભગવાને એની ય કેવી ક્રૂર ઠેકડી કરી છે? કેવો ભયંકર કટાક્ષ! કેવો દુર્લભ સ્વામી શ્યામલીને મળ્યો છે એ સમજાવવા જેટલી પણ કોઇ શકયતા એનામાં ક્યાં છે? હાય! શ્યામલીના પિતાએ આમ કર્યું શું કામ?

આજે તેના મોં સામે એક બીજું જ મુખ તરવરી રહ્યું હતું. એ મુખ સામે જોઇ જોઇ તે આજે પોતાનું દુ ખ ભૂલવા મથતી હતી. પણ એ મુખ તો જાણે દૈવી પ્રકાશની જેમ હાથમાં જ ન આવે એવું હતું.

શું કામ એ આટલી ઉદારતા વરસાવી ગયો ? શું કામ એણે અકારણ સંબંધ જાળવી રાખ્યો ? શું કામ એ શ્યામલીનો ત્યાગ કરી ચાલ્યો ન ગયો ? અમારા પાપની સજા એણે અમને શું કામ ન આપી ?

ભગવાન ! એ દેવકુમારને દુ:ખી ન કરતો; શ્યામલીને પાછી મૂકી જઇ એ ફરી યોગ્ય લગ્ન કરી જીવનની સાર્થકતા પામે તો કેવું સારું ?

# ૭

શ્યામલી માતાનો ખોળો છોડી ક્યાં આવી પડી છે અને શું કામ આવી પડી છે, એનો હજારવાર વિચાર કરવા છતાં કશું સમજી શકતી નથી. વીજળીની દેખાદેખી એણે ઘણું ઘણું કર્યું હતું. માતાની વિદાય લઇ તે પોતે પાલખીમાં જઈ બેઠી હતી. પણ એ પછી આ શું થઈ ગયું! આ અજાણ્યા માણસો એને ક્યાં ઢસડી લાવ્યા છે! આટલું મોટું ઘર, આટલો ઠાઠ, અને આટલાં માણસો તેણે કદી ક્યાંય જોયાં ન હતાં. પરંતુ એ બાજુ તેનું મન કે દૃષ્ટિ ન હતાં. આજે ત્રણ દિવસ ને ત્રણ રાત થયાં તેણે તેની માતાને જોઇ ન હતી. માતા ક્યાં? માતા ક્યાં?—એવું જ એ વિચારી રહી હતી. આ લોકો એને ફસવીને શું કામ એના જનમભરના માળામાંથી આટલે દૂર ઘસડી લાવ્યાં હતાં? શ્યામલી આ લોકોને ઘૃણા અને ચીડપૂર્વક જ જોતી હતી. એના રોષનો પાર ન હતો. તેની માતાના જેવી જ એક ગૃહિણી આ ઘરમાં હતી ખરી, પણ ઉફ! શો ભયંકર મુખભાવ! શ્યામલી આ ઘરમાં આવી ત્યારથી આ સૌના ગંભીર મુખભાવ જોઇને મરી રહી છે. કેમ જાણે કેટલીક સ્ત્રીઓએ આવીને તેને એક ઓરડામાં પૂરી દીધી ન હોય એમ એ

અનુભવી રહી છે. પેલી રાતે એના પિતા સામે જેમ સૌ ઘૂરકી રહ્યાં હતાં, એવો જ મુખભાવ આ સૌનો તેને લાગે છે. કોઇક અનિર્દિષ્ટ વ્યક્તિને લક્ષમાં રાખી આ સ્ત્રીઓ જે દાંતિયાં, હાથપછાડા, આંખ અને ભૃકુટી દ્વારા ચીડ અને રોષ વ્યક્ત કરી રહી હતી એની સાથે પોતાને સીધો સંબંધ છે એમ એ સમજી રહી હતી અને અકળાઈ રહી હતી. કવચિત્ એને થતું કે મારા ઉપર જ સૌ ચીડ અને રોષ છે. પણ તો પછી હું તો એમના હાથમાં પડી છું—શું કામ મને પીંખી નથી નાખતાં?—એમ યે એને થતું, અને એકદમ ફાટી આંખે ઘરના ખૂણામાં બેસી પડી, આ લોકોને જોઈ રહેતી.

પરંતુ શ્યામલીને ધીમે ધીમે સમજાયું કે તેની સાથે આ બધા રોષને સંબંધ હોવા છતાં તેના ઉપર તો તે નથી જ; ત્યારે તેને આશંકા થઈ કે પિતા ઉપર તો નહિ હોય ને? એમને પણ જો આ લોકો પાલખીમાં ઘાલી અહીં ઘસડી લાવે તો? એ ક્યાં હશે? કેટલે દૂર હશે? આ અકળાટમાં દોડી ઝરુખે જઈ નજર નાખતાં તે ગભરાઈ જતી. આ શું? આ આટઆટલી ગાડી ઘોડા ને ધમાલ! આ કેવું ગામ? મોટા મોટા રસ્તા, સેંકડો લોકો, કંઈ ચિત્રવિચિત્ર વાહનો! આ બધું શું? નથી અહીં વૃક્ષોની શ્યામલી શોભા, અહીંનું આકાશ આંખોમાં નીલિમા આંજી દેતું નથી. અહીંથી એનું પોતાનું ગામ કેટલે દૂર હશે? તેની માતા ક્યાં હશે? આમને આમ હજાર વિચારોમાં તે બેબાકળી બની ઊઠતી હતી, પણ કશો ઉપાય ન હતો. આ ઘરમાંથી બહાર જવાય એમ ન હતું. એક વાર પોતાના ખંડમાથી જરા બહાર નીકળતાં જ ઘરની એક બે સ્ત્રીઓએ એની સામે નજર પડતાં જ કટાણું મોં કરી ફેરવી લીધું હતું. એ એને યાદ આવ્યું. અને એનો રોષ સળગી ઊઠ્યો. મૂક ઈસારા વડે સૌ દૂરથી એની ઓળખાણ કરતું ને ત્યાંથી જ વિદાય થઈ જતું.

શ્યામલીનો જીવ આ બંધિયાર જીવનથી રૂંધાઈ રહ્યો હતો.

એણે કદી આવું સહ્યું ન હતું. આમ ને આમ કેટલા દિવસ? કેટલી રાત? કેટકેટલી નાની વહુઓ અને નોકરડીઓ તેની પાસે આવી તેની મશ્કરીઓ ઉડાવી ચાલી જતી હતી તે તેનાથી સમજાયા વિના રહેતું નહિ અને તેના દુઃખનો પણ પાર રહેતો નહિ. બહુ બહુ તો ત્રાસીને એ ખૂણામાં ભરાઈ બેસતી; પણ ત્યાંય એને કોણ છોડતું? વળી વળી હાથ પકડી ખેંચી લાવી તેને બાળ્યા વિના ન રહેતાં. એ વખતે આ મૂક જીવના અંતરાલમાંથી 'મા' એટલો અવાજ બહાર આવવા ઈચ્છતો હતો—'મા રે! આ હું ક્યાં આવી પડી? કોણ મને અહીં ઢસડી લાવ્યું? શું કામ? તું શું કામ દૂર પડી છે? મારાથી તો અહીં એક ક્ષણ વાર પણ રહેવાતું નથી!'

તેનું ભાષાવિહીન મૂક હૃદય આ પ્રકારનાં આંદોલનોમાં અટવાતું રડી રહ્યું હતું. શું કંઈક જાણે તેના હૃદયમાંથી બહાર નીકળવા મથતું હતું. પણ માર્ગ ક્યાં હતો? પ્રકાશનો પથ એણે કદી જોયો અનુભવ્યો ન હતો. એક જ પથનો તેને અનુભવ હતો અને એ તો અંધકાર અને મૂકતાથી ભરેલો હતો. એની આંખોમાંથી આંસુની ધારા વહી રહેતી અને ધીમે ધીમે છાતીનો ભાર જરા હળવો થતો.

એક દિવસ આજ પ્રકારે કેટલીક સ્ત્રીઓએ શ્યામલીને પારાવાર પજવી નાખી છે અને તે રડવાની અણી ઉપર છે એવામાં એક યુવાને અંદર આવીને પેલી સ્ત્રીઓ ઉપર ખીજાઈને સૌને બહાર ધકેલી કાઢી. એ પછી શ્યામલીના ખંડમાં પ્રવેશવાની કોઈની હિંમત ચાલી નહિ. આમ, તે દિવસથી શ્યામલી તેના ખંડમાં એકલી જ રાત દિવસ ગાળે છે. વચ્ચે વચ્ચે તેને ખાવાનું આપવા તથા તેની બીજી જરૂરિયાત વિષે પૂછી લેવા એક મોટી ઉંમરની સ્ત્રી આવી જાય છે, પરંતુ શ્યામલીથી આ સ્ત્રીની દૃષ્ટિ સહેવાતી નથી. એના આવતાં તે મોં ફેરવી લે છે. એ સ્ત્રી રાતે પણ આવે છે ને શ્યામલીની સાથે સૂઈ જાય છે; પણ એથી તો શ્યામલી ત્રાસી ઊઠે છે, એને સુખ થતું નથી.

જેમ તેમ કરી, ન છૂટકે આ સ્ત્રીનું આપેલું અન્ન તે ખાય છે, જેમ તેમ કરી રડી રડી તે એની બાજુએ પડી રહે છે! આ નારી કોઈની આજ્ઞાનુસાર વર્તી રહી છે. એને શ્યામલી ઉપર રજમાત્ર પણ સ્નેહ નથી, ઊલટી ચીડ અને ઘૃણા છે!–શ્યામલી આ બધું જાણે છે, સમજે છે.

થોડા દિવસ તો શ્યામલી મૂઢની જેમ રહી, પણ પછી તેનું આશ્ચર્ય અને તેનો સ્તબ્ધ સંકોચ દૂર થયો. એનો દુર્દમ સ્વભાવ પ્રકટવા લાગ્યો. કેમે કરી તે અહીં નહિ જ રહે, એ માતાની પાસે જ જશે! શું તેના ભયંકર બંદીવાસની ખબર તેની માતાને નથી? શું કામ તેની માતા તેની શોધમાં આવી પહોંચી નથી? એક ઘડી પણ શ્યામલી માતા વિના રહી નથી; માતા પણ વારંવાર એની ભાળ સંભાળ રાખ્યા વિના રહી નથી. એ જ શ્યામલી અને એજ માતા આજે દિવસો થયાં એક બીજાને મળ્યાં નથી! શું આ લોકોએ તેની માતાને પણ આમ ક્યાંક પૂરી રાખી હશે? શું હવે તે તેની માને કદી નહિ મળી શકે? ના — માતાને મળ્યા વિના હવે તે નહિ જ રહે.

અને તેણે ઘરમાંથી બહાર નીકળી દોડવા માંડ્યું. જોતજોતામાં સ્ત્રીઓ ટોળે વળી. મશ્કરી, ટાંણામેંણાં અને ચીડિયાં સહિત સૌ એની ભણી જોઈ જોઈ બીજાને કંઈક કહી રહ્યું હતું. સૌ એને પાછી ઓરડીમાં પૂરાઈ જવા સંકેત કરી રહ્યું હતું. શ્યામલી એ સૌની ભણી દૃષ્ટિ સુદ્ધાં કરતી ન હતી. જડસડ બની ઊભી જ હતી. આજે એણે દૃઢ નિશ્ચય કરી લીધો હતો કે ગમે તેમ કરી, આ લોકોની દૃષ્ટિ ચૂકાવીને પણ ભાગીજ છૂટીશ. અહીં તો કેમે કરી નહિ જ રહું.

પેલાં પણ આ મૂક સ્ત્રીના ચહેરા ઉપરનો ભારે રોષ જોઈ અકળાઈ ઊઠ્યાં. પરંતુ એવામાં જ એક વ્યક્તિ શ્યામલીની પાસે આવી રહી હતી. આજ લગી શ્યામલીએ સૌ કરતાં વધારે આશંકા અને ભીતિ એને માટે જ સેવ્યા હતાં. પણ આજે? આ ઉજ્જવળ પ્રકાશમાં

તે જુવે છે તો એ વ્યક્તિના મુખભાવમાં શક્તિ બનવા જેવું કશું જ ન હતું. આ બધી ટોળે વળેલી સ્ત્રીઓ અને બીજી જે કોઈ સ્ત્રીઓ તેણે જોઈ હતી તે બધી કરતાં આ સ્ત્રી તેને જુદી જ લાગી. સૌ તેની આગળ ઝાંખી પડી જતી, પરંતુ એ ઉજ્જવલ સુંદર મુખનાં વિશાળ ચક્ષુ જેવાં શ્યામલીના મોં ઉપર પડયાં કે તરત જ જાણે અગ્નિ ન ભભૂકી ઊઠયો હોય એમ લાગ્યું. પેલી મુખકાન્તિ એક ક્ષણ વારમાં તો એવી કઠોર અને બિહામણી બની ઊઠી કે શ્યામલીની હિંમત જ એની પાસે જવાની ચાલી નહિ; એટલું જ નહિ પણ એણે ય એના તરફ દૃષ્ટિપાત ન કર્યો. અને તીરછી નજરે સૌ ઊભેલી સ્ત્રીઓને અણુસારા વડે ફરમાન કરતાં જ સૌ એક સામટી શ્યામલીને પકડી લઈ, ખેંચતી ખેંચતી પેલા ખંડમાં લઈ ગઈ, અને તેને અંદર પૂરી બહારથી સાંકળ મારી ચાલતી થઈ.

શ્યામલી સમજી ગઈ કે આ લોકો તેને માતા પાસે જવા દેશે નહિ. આમને આમ સદાને માટે તેણે બંદીવાન રહેવું પડશે. આ બધું કાવતરું જ એને માટે છે. શ્યામલી ક્ષોભ ક્રોધ અને ઉત્તેજનામાં આવી તડફડ કરવા લાગી. જો તેનાથી બની શકત તો આ ઘરના ચૂરેચૂરા કરી, પોતાને પૂરી રાખનાર ઉપર શાપ વરસાવી તે માતાની ખોજમાં ક્યારની નાસી છૂટી હોત, પરંતુ તે અસહાય હતી, નિર્બળ હતી. આ બંધ દ્વાર પણ તે ખોલી શકતી ન હતી.

કલાકો ઉપર કલાકો વીતી ગયા. શ્યામલી એના એ વિચારમાં એમ ને એમ બેસી રહી છે, એટલામાં એક સ્ત્રી ભોજન લઈ અંદર આવે છે. હાશ! આટલે વખતે તેની પાસે સાધન આવ્યું હતું, જેનાથી તે સામો પ્રહાર કરી શકે. અને એણે થાળીનો ઘા કરી આખી ઓરડીને રંગી નાખી, અને જરા પણ સંકોચ કે ડર વિના તે પેલી રમણી સામે ટગી રહી.

પેલી સ્ત્રી ક્રોધ અને ભયપૂર્વક ભાગી છૂટતાં જ શ્યામલીએ

પોતાની ઓરડીનાં બારણાં અંદરથી બંધ કર્યાં, અને બીજી જ ક્ષણે તે જમીન ઉપર આળોટતી રડતી બબડી રહીઃ "મા! ઓ મા!"

એક રાત અને એક દિવસ વહી ગયો છે. પરંતુ ઓરડીનાં બારણાં ખુલતાં નથી. કોઈ બારણે ડોકાતું પણ નથી. બારણું ખખડાવતું નથી. ધીમે ધીમે શ્યામલીને ભૂખનું દર્દ જણાવા લાગ્યું. પણ બારણું ન ખોલવાની પ્રતિજ્ઞા છે! અને તે ઠંડી જમીન ઉપર ઊંધે પેટે પડી પડી ઊંઘમાં ડૂબી ગઈ. સ્વપ્નમાં જોયું તો માતા આવીને તેને કેટકેટલાં વહાલપૂર્વક જગાડવા મથે છે. માતાના હાથમાં સુંદર ભોજનનો થાળ છે! અને સાચેજ તેની ઊંઘ ઊડી ગઈ. ચોંકીને જુવે છે તો તેના માથા આગળ કોક બેઠેલું છે–પણ તે તેની મા નથી. મા નથી, તો શું કામ આ વ્યક્તિ તેને આમ ઉઠાડી રહી છે?

શ્યામલીએ જોયું તો તેની સામે કંઈ કંઈ સુંદર ફળ, કંઈ કંઈ મીઠાઈ અને વિવિધ બીજા ખાદ્ય પદાર્થો પડેલા છે. અરે સુંદર રમકડાં અને સુંદર ચિત્રો પણ છે! પણ શું કામ આ બધી ચીજ આ વ્યક્તિ લઈ આવી હશે? અને આ વ્યક્તિ! આ આખા ઘરમાં તે એને જ થોડી થોડી ઓળખે છે. પેલી રાતે તેના પિતાએ આ વ્યક્તિ સાથે જ તેને બેસાડી હતી, એય તેને યાદ આવ્યું, પરંતુ એને જ કારણે શું એના પિતાને ભયંકર લાંછના સહેવી પડી ન હતી? અને હવે તેને ખાત્રી થઈ ગઈ કે એ લોકો જ તેને અહીં ઉપાડી લાવ્યા છે. એ લોકોએ જ તેને તેનાં માબાપથી જુદી પાડી આ ઘોર સંકટમાં નાખી છે.

પણ તો પછી આ વ્યક્તિ શું કામ બારણાં ઉઘાડીને આ બધી ચીજો સાથે લઈને તેની પાસે આવેલ છે? ફસવીને તેને અહીં ઉઠાવી લાવવામાં આવી છે. હવે એજ રીતે તેને જવા દેવામાં નથી આવતી. એટલા જ માટે આ બધી રમત મંડાઈ છે–ખાવાનું, રમકડાં ને છબીઓ! અને તરત જ તેનો મિજાજ ઠેકાણે ન રહ્યો. બંને હાથે

પેલી ચીજોને તે આખા ખંડમાં ઉછાળવા લાગી અને આવેલ વ્યક્તિની સામે તે પીઠ ફેરવી બેઠી.

ઘણો વખત વીતી ગયો પણ તેને વધુ ચીડ ચડે એવું કશું બન્યું નહિ. એથી તેણે અસહિષ્ણુ ભાવે પેલા માણસ તરફ ફરીને જોયું. એ તો એમને એમ જ બેઠો હતો! આંખો નીચી ઢળેલી છે, મુખ બિલકુલ વિષાદયુક્ત છે. શ્યામલી કે વેરાયેલી ચીજો–એકે તરફ તેની નજર નથી. શ્યામલી જ્યારે આ આદમીની નિશ્ચેષ્ટતા જોઈ જોઈ થાકી ગઈ ત્યારે તેણે શ્યામલી ભણી નજર કરી. આવી વિષાદભરી દૃષ્ટિ શ્યામલીએ કદી કોઈની આંખમાં જોઈ ન હતી. તે એની આંખમાં વિષાદનું કારણ શોધવા થોડી વાર તો ટગી રહી, પણ બહુ વખત એમ ન કરી શકી. એની દૃષ્ટિ પાછી પડી. બીજી વાર જ્યારે શ્યામ-દૃષ્ટિ ઊંચી કરી ત્યારે તેની નજર કોમલ અને અપરાધીના જેવી ભયભીત બની ગઈ હતી.

સામેનું બારણું ખોલી પેલી ગૃહિણી સામે આવી ઊભી. એને જોઈ શ્યામલીને જ બીક લાગી, એમ નહિ, પણ સામે બેઠેલી વ્યક્તિ પણ ફિક્કી પડી ગઈ, ત્યારે ગુનેગારની જેમ એ વ્યક્તિ પણ ગૃહિણી તરફ જોઈ રહી. પરંતુ ગૃહિણીએ એ કશા તરફ નજર ન કરી. શ્યામલી તરફ સળગતી આંખો ઢાળી, ઘૃણા અને વિદ્વેષપૂર્વક હોઠ ફફડાવી તેણે પેલા યુવકનો હાથ પકડયો. યુવક પણ અત્યંત નમ્ર ભાવે તેના તરફ જોઇને વિનંતીપૂર્વક કંઇક કહી રહ્યો, પણ ક્રોધ–શમન માટે એટલું પૂરતું જ હતું. ફરી ફરી ગૃહિણીએ યુવકનો હાથ ખેંચ્યો ને વારંવાર પોતાના કપાળમાં પોતાને હાથે ઘા કરી અશ્રુવિસર્જન કર્યાં. શ્યામલી બેવડી અકળામણમાં પડી. આ આદમી શું કામ મારા ખંડમાં આવ્યો? એ ના આવ્યો હોત તો પેલી બાઈ પણ ન આવત. આવું બધું થાત પણ નહિ. શ્યામલીએ એક ખૂણે સરકી જઇ ભીંતમાં મોં સંતાડી દઈ રડવું શરૂ કર્યું.

થોડી વાર પછી પોતાને ખભે કોઈનો સ્પર્શ થતાં ચોંકીને તેણે પાછું ફરી જોયું તો ખંડમાં પેલા યુવક સિવાય બીજું કોઈ જ ન હતું. યુવકના હાથમાં ફૂલ અને બીજું ખાવાનું હતું. શ્યામલીની સામે છેક પાસે ખાવાનું રાખી યુવક બારણા પાસે જઈ ઊભો અને ધીમે ધીમે સરકી ગયો. આ કરુણ અનુકમ્પાની વેદનાથી ભરેલી દૃષ્ટિ જોઈને શ્યામલી મૂઢ બની ગઈ. આટલી વ્યથાપૂર્વક કોઈ એને જોતું નથી. માતા સિવાય કોઈની પણ આંખમાં તેણે આવી દૃષ્ટિ નિહાળી નથી.

૮

અનિલની માતાથી હવે વધારે સહેવાતું ન હતું. એના લગ્નનું આવું પરિણામ આવશે એવી એણે સ્વપ્નેય કલ્પના કરી ન હતી. કંઈ કેટલાય ગરીબ, અશક્ત મૂર્ખ લોકો પણ કેવી કેવી સુંદર મોટા ઘરની વહુ લઈ આવે છે! જ્યારે એના આ બત્રીસલક્ષણા લક્ષાધિપતિ જુવાન કાંતિમાન પુત્રને કેવી કન્યા મળી હતી! એની એ મનોકામનાને કોણે આમ કચડી નાખી? પેલા બદમાશ કન્યા-પિતાએ જ તો! સુંદર દીકરી બતાવી, કાળીબેબડી પરણાવી દેનાર એ આદમીની હિંમત પણ ઓછી કહેવાય? પણ અનિલે શું કામ એમની ઉપર મહેરબાની કરી? એણે એની બીજી છોકરી ના લીધી એ તો સારું જ કર્યું. પણ શિશિરની સાથે ય એને શું કામ પરણાવી? એને તો સીધો જેલમાં જ મોકલવો જોઈતો હતો. એને તો ન્યાત જાતમાં બધે ફજેત કરવો જોઈતો હતો. એના બદલે અનિલ શું કરી આવ્યો? ક્ષમા આપી આવ્યો! ભારે ક્ષમાશીલ તું, ભાઈ! તારો તો સ્વભાવ જ એવો રહ્યો! ગમે તેવો ગુનો કરીને ય જો કોઈ તારી સામે આવી માથું નીચું કરી ઊભું રહે તો તારાથી એને એક અક્ષરે કહેવાય નહિ; એ તારો સ્વભાવ હું ક્યાં જાણતી નથી? આ આટલા

વખતથી જોતી સહન કરતી આવી છું. પણ કંઈ આટલી હદે જવાનું હશે? લગ્ન વખતે તારું અપમાન થયું એ તો જાણે ઠીક, પણ આ જડ બણુચકને શું જોઈને સાથે લઈ આવ્યો? એને વહુ કરીને ઘરમાં લાવતાં તને શરમ ન આવી? આ તારું જોઈને તો સૌ જડસડ થઈ ગયા છે! મિત્રો સંબંધીઓ બિચારાં દુઃખી થાય છે. શત્રુઓ મશ્કરી કરે છે. અને આ તારી મા? એનો વિચાર યે તને આવ્યો, અનિલ? કંઈ કેટલી લક્ષાધિપતિની દીકરીઓને તારી આ માએ ગણકારી નં હતી, તે આટલા માટે? તારો વિચાર જાણીને તને અનુકૂળ કરવામાં ઓછું નથી ગુમાવ્યું. પણ કોને ખબર કે, છેલ્લે તું આવું કરી આવશે? વહુ આવશે એ આશામાં ને આશામાં હું જીવી છું. એને આવો દા'ડો જોવા વારો આવ્યો! આ છાતીમાં ભાલો ભોંકતાં તને કે વિધાતા એકેને જરા ય દુઃખ ન થયું? દયા ય ના આવી? ઓહ! તું તો આ છાતીનું ધન છે. તને એમ યે ન થયું કે, મારી માથી આ સહેવાશે શી રીતે?

અરે બાબા! થઈ ગયું તે થઈ ગયું. પણ પાછો ગળે વળગાડી લઈ આવ્યો શું કામ? હવે એને શું જોઈને ઘરમાં રાખીએ? એ ખાય છે કે નહિ, બહાર નીકળે છે કે નહિ, રડે છે કે ઊંઘે છે, એ બધું હવે તારે જોવાનું! એને વહેલી તકે વળાવી દે ને? આ જંજાળમાંથી છૂટા થવાનું કંઈક કર! હવે તો આ અપમાનજનક અને લજ્જાસ્પદ પ્રાણીને છાતી સામે રાખવાથી ફાયદો શો? તું શું વિચારે છે?— ઓ બાપરે! આ દયામાં ને દયામાં તું એક દહાડો તારી માનો જીવ લેવાનો છે! મારાથી થશે ત્યાં લગી તો એ દુર્ગંહને મારી આંખોથી દૂર કર્યા વિના રહેવાની નથી. તારી માએ કેટકેટલા કોડ સેવ્યા હતા– તને એકલી માનો મટાવી દઈ સ્ત્રીપુત્રપરિવાર સાથે ઓતપ્રોત કરી દેવા. પણ કોઈ નરાધમ રાક્ષસે એના એ આશાભર્યા બગીચામાં આગ લગાવી દીધી! પણ આપણે એ આગ બુઝાવવા માટે ય કશું ન કરવું, એમ?

અનિલ તેની માતાની આ ધુમાયમાના અગ્નિશિખા અને સાથે સાથે વહી રહેલી અશ્રુધારા અત્યંત નિશ્ચેષ્ટપણે જોઈ રહ્યો હતો. એની સામે કોઈ જવાબ ન હતો. માતાની મુરાદ અફળ રહી હતી. કોણ જાણે કયાંથી વચમાં આવી, કોકે તેના પુત્રને સાવ બદલી નાખ્યો હતો. જે અનિલ માતાનું મ્લાન મુખ એક કલાક પણ જોઈ શકતો ન હતો, એને આજે માતાની આ અસહ્ય વેદનાની સમજ યે પડતી નથી કે શું? એમ યે કેમ કહી શકાય? અનિલના મોઢા ઉપર યે આજે સ્મિતની રેખા સુદ્ધાં કયાં છે? આ ફૂલ સમું કોમલ બાલક એકાએક અણચિંતવી આપદના અગ્નિમાં કેવું કરમાઈ ગયું છે! — માતા પણ એ કયાં નથી જાણતી? એ 'મા' કરતો અંદર આવે છે ને માતા કયાંક ખૂણે સંતાઈ જાય છે. નિશ્વાસ નાંખતો દીકરો પાછો ફરે છે–એ નિશ્વાસમાં, એ દૃષ્ટિમાં વ્યથા જોયા વિના મા રહી પણ શકતી નથી.

પરંતુ તેમ છતાં અનિલે જાણે કશોક દૃઢ નિશ્ચય કરી લીધો છે. એને માટે એ બધું સહેવા તૈયાર છે. એ નિશ્ચય મા પણ કળી ગઈ છે અને એથી તો એ ભારે ચિંતાતુર છે. એ નિશ્ચયની આછી છાયા જોઈ ચૂકી છે અને એ કંપી રહી છે. છાતી ભરીને એ રડે છે અને પ્રાણાન્તે પણ અનિલની એ પ્રતિજ્ઞા ભૂલાવવા માટે—પેલી જડસડ વહુને એને ઘેર પાછી મોકલવાનું અનિલ પાસે કબુલાવવા માટે એ અધીરી બની ઊઠી છે.

પુત્ર અને માતા વચ્ચે એક ખીણ ઊભી થઈ રહી છે. બંનેને માટે એ અસહ્ય છે.

અનિલની માતાનો બોલાવ્યો શિશિર આવે છે ખરો, પણ ભય અને સંકોચપૂર્વક દૂર ને દૂર જ રહે છે. અનિલે મ્લાન હાસ્ય કરી શિશિરને કહ્યું: " માએ તો તને પણ સજા કરવા માંડી છે કે શું?"

પણ થોડી જ વારમાં માતાનો બોલાવ્યો શિશિર અંદર જાય

છે. અનિલ સમજી જાય છે. બેએક કલાક બાદ શિશિર બહાર આવ્યો; પણ મા સાથે શી વાત થઈ તે કહેતો નથી–બીજી જ આડી અવળી વાતોમાં ઊતરે છે.

અનિલે હસીને કહ્યું: "કેમ ભાઇ, તું ય મારો બહિષ્કાર કરી રહ્યો છે? માએ તો કર્યો જ છે!"

અંતરાલમાં બેઠેલી માતાની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડ્યો. હાય રે! આવા સુપુત્રને આવો માઠો ગ્રહ ક્યાંથી આવી નડ્યો?

શિશિર ગંભીર મોંએ બોલ્યો: "દુનિયાંથી ઊલટું કરે એણે દુનિયા બહાર જવું જ પડે ને?"

"મેં શું એવું કર્યું, બતાવ તો?"

"બધું જ. મને ય તેં તારી સાથે ઘસડવામાં બાકી નથી રાખી!"

"વાહ! મિત્ર મિત્રને, ભાઈ ભાઈને ખરી મુશ્કેલીની વખતે મદદ ના કરે એવો તારો નવો મત છે?"

"ઉફ્! હું કંઈ મારો મત કહેતો નથી. દુનિયાની દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ ને!"

"તારાં માતપિતા પણ કંઇ નારાજ થયાં નથી લાગતાં અને ભવિષ્યમાં તારે સહન કરવું પડે એવું ય કશું થયું નથી."

"અરે, પણ હું એવી વાત ક્યાં કરું છું? પણ આ તો કહું છું કેમકે મારે તો મોં બતાવવું કેટલીક વાર ભારે થઇ પડ્યું છે!"

"અરે વાહ! મને એવો કશો વાંધો નથી આવતો, તો તને શાનો આવે છે? સૌ એટલું તો જાણે છે કે, મુશ્કેલીમાં પડેલા આદમીને મદદ કરવા ખાતર જ મારા કહેવાથી તેં આવડું મોટું દુષ્કર્મ કર્યું છે. ઓહ! આ તો ખરેખર મારું મોં જોવા જ ઇચ્છતાં નથી?"

અંતરાલમાં બેઠેલી માતાની આંખો વળી પાણીથી ભરાઈ ગઈ.

શિશિરે જવાબ આપ્યો: “ પણ તું એમના દુ:ખની વાત કેમ કદી વિચારતો પણ નથી ? ”

“ ન શું કામ વિચારું ? પણ ભગવાનની કરણી આગળ માણસ ગમે તેટલું વિચારે તોય શું કરી શકે, ભાઈ ? ”

માતાથી હવે રહેવાયું નહિ. “ ભગવાનની કરણી ? કે અધમ ચમારનું કામ ? બદમાશ દગાખોરનું કાવતરું ! ” બોલતાં બોલતાં તે અંદર આવી એક આસન ઉપર બેસી પડી.

અનિલ માતાને જોતાં જ “ મા ” એમ બોલી એકદમ પાસે જઈ બેસી પડ્યો અને ખોળામાં મોં છુપાવી રહ્યો. મા આટલા દિવસ થયાં એક પણ વાર તેની પાસે આવી સુદ્ધાં ન હતી. માતા પણ આટલે લાંબે વખતે પુત્રને પોતાના ખોળામાં માથું નાખીને પડેલો જોઈ અઢળક આંસુ વહાવી રહી. શિશિર પણ જાણે પોતાને મહા-અપરાધી માની નતમતસ્કે ચૂપચાપ ઊભો રહ્યો.

રડી રડીને માતા જરા શાંત પડી; એટલે શિશિર બોલ્યો: “ જે થવાનું હતું તે થઈ ગયું. હવે શું ? એને પાછી મોકલી દઈએ એટલે પતી જાય. ”

અનિલ એમને એમ માતાના ખોળામાં માથું નાખી રહ્યો. પુત્રને નિરૂત્તર જોઈ માતા બોલી: “ અનિલ ! ”

“ મા ! ”

“ હવે તું મને દુ:ખી ના કરીશ, અનિલ. શિશિરે કહ્યું તે સાંભળ્યું ને ? ”

“ શિશિરે કહ્યું એ તો તારા મનની વાત કહી, મા ! ”

“ ભલે, એમ. પણ મારા મનની વાત શું તારે મન એટલી બધી તુચ્છ છે ? ”

"એમ શું બોલે છે, મા? એવું હોય તો હું આટલી ચિંતા ય શું કામ કરું? તું દુઃખી થઈ રહી છે એ ખ્યાલે તો..."

"મારા દુઃખની તને પડી હોત તો પેલીને ઘેર લઈ આવવાનુ તને કદી ના સૂઝયું હોત!"

અનિલ માથું એમનું એમ રાખી શાંતસ્વરે બોલ્યો: "શું કરું, મા? પહેલાંથી તો કંઇ ખબર પડી નહિ. મંત્રો ને સંપ્રદાન બધું પતી ગયું હતું."

"તે છોને બધું પતી ગયું. તું કંઈ એને અપંગ જાણીને પરણવા બેઠો ન હતો. જે કન્યાની વાત હતી એ હોય જ નહિ તો પછી મંત્ર ને તંત્ર એવું લગન તે કંઇ ખરેખરું લગન ગણાય? આ તે કંઈ પરણવા જેવી કન્યા છે! એને તે કદી કોઇ પરણવાનું હતું?"

"એ ય શું માણુસ નથી? એનેય શું આત્મા નથી? એ મંત્રો જ લગન થયાની સાક્ષી પૂરતા હોય છે. મંત્ર સમજવાની વાત તો કાઢવી જ નકામી છે. એ તો કોણુ સમજે છે? આ નથી સમજતી એમ બીજાં ય નથી સમજતાં; પણુ આપણે એ બીજાંનાં લગન કબૂલીએ છીએ તો આનું શું કામ નહિ? અને આપણુાથી અસ્વીકાર થાય પણુ શી રીતે? ધર્મ, ઈશ્વર, સમાજ સૌની સાક્ષીએ બધાં મંત્રો, બધી પ્રતિજ્ઞાઓ, બધી ક્રિયાઓ કરી છે. છોકરી સારી કે ખોટી એ તો બહાનું છે."

"અરે, પણુ એને ગળે વળગાડી ઘેરે શું કામ લઇ આવ્યો?"

"ભગવાને એને મારે ગળે વળગાડી શું કામ, મા? એના જેવા જ કાળાબોબડાઅપંગ સાથે એનું લગન કેમ ન થયું? તારા દીકરા જેવા પૈસાદાર અને ભણેલાને જ હાથે ભગવાને એને નાખી શું કામ હશે?"

"ભગવાન...ભગવાન...બોલ્યા ના કર, અનિલ. આ તો પેલા બદમાશ ધાડપાડુ—"

"મારી વાત પહેલાં સાંભળી લે. ભગવાને એમ જ વિચારીને આપણા હાથમાં એને સોંપી છે કે—આ એક હતભાગી જીવ છે. પૂર્વજન્મનાં કર્મફલ અનુસાર આવી અવદશામાં આવી પડી છે. પરંતુ એનામાંય પૂર્ણ મનુષ્યત્વાભિમાની જીવ છે. તમે તમારાં જ્ઞાન, દયા, વિદ્યા, બુદ્ધિ અને મનુષ્યત્વદ્વારા, માયામમતા દ્વારા આ જીવને યથાશક્તિ આ ભયંકરતામાંથી મુક્ત કરો.—અને એટલો પ્રયત્ન કરો. ભગવાનની આ ઇચ્છા સિવાય બીજું કશું રહસ્ય મને આમાં દેખાતું નથી. એટલે તો, મા! મેં એને તારા હાથમાં સોંપી છે. અને સદા એ જ વિચાર્યા કરું છું કે ભગવાનની એ ઇચ્છા કેવી રીતે પૂરી થાય?"

શિશિર સ્તબ્ધ બની મિત્ર સામે જોઈ રહ્યો. માતા પણ ક્ષણેક સ્તબ્ધ રહી બોલી: "પણ તું આ જડસડને લઈને કરીશ શું? એની વળી આટલી ચિંતા શી?"

"એમ કેમ, મા? કરવા ધારીએ તો ઘણું કરી શકીએ. બહેરાં મૂગાંનું વિદ્યાલય હોય છે. જો કે એની ઉંમર મોટી છે પણ કોઈ એનું આત્મીય બની, એના ઉપર ધ્યાન આપી, હાવભાવ અને અવાજના ઇશારા કરી, ઉચ્ચારણ અને સાંભળવાનું શીખવે, સાથે સાથે અક્ષર-પરિચય કરાવે તો ધીમે ધીમે કરતાં ઘણુંબધું સમજતી અને વાંચતી સુદ્ધાં થઈ જાય—અડધી ઠેકાણે તો જરૂર આવી જાય."

"ઓહ! તેં આવું બધું વિચાર્યું છે? તને આટલા માટે આટલું ભણાવ્યો હશે? હું જીવીશ ત્યાં લગી તો આ જનાવર સાથે તને રહેવા દેવાની નથી, એ તું નક્કી સમજી લેજે."

અનિલ મૃદુ સ્વરે બોલ્યો: "મા! આથી કંઈ તારા દીકરાને ભણાવ્યોગણાવ્યો એની શરમ લાવવાની જરૂર નથી."

" એ બધી વાત છોડ! પણ ફરી આ ને આ વાત બોલ્યો છે તો ગળે ફાંસો ખાઈશ. એને હું તારી પાસે એક ક્ષણ પણ રહેવા દેવાની નથી. ભગવાન! મેં તે એવાં શાં પાપ કર્યાં છે કે મારા આવા ચાંદને આવા રાહુનો યોગ લાધ્યો છે? શિશિર, જો તું મને મા તરીકે ગણતો હોય, તો કહું છું કે, આજ ને આજ એને એના બાપને ત્યાં મૂકી આવ. એક દિવસ પણ જો એ મારા ઘરમાં રહેશે તો હું જ ગાંડી બની આ ઘર છોડી જઈશ."

શિશિરે અનિલ ભણી જોઈ કહ્યું: "જો, તારે પૈસાની તો કંઈ ખોટ નથી. એક જીવને માટે તને આટલું બધું દુઃખ થાય છે, વળી એ તારા હાથમાં આવી પડી છે, તો ખરચ કર એને માટે થોડું ઘણું. એનાં માબાપ શહેરમાં આવી રહે ને છોકરીને બ્હેરાંમૂગાંના વિદ્યાલયમાં મૂકે એમ ગોઠવ."

" નાનાં બચ્ચાં જેવી વાત કરે છે, શિશિર! એનાં માબાપ આની ખાતર બીજાં બધાં સંતાનો અને જનમભોમ છોડે? અને તું તો જાણે છે, એ લોકો ગામડાગામનાં હિન્દુ છે—છોકરી એમની ઉંમરવાન છે, એમાં વળી પરણેલી! અજાણ્યા પુરુષ-સમાજમાં કે સંસ્થામાં એને મૂકે એ કદી બને એવું છે? અને કહ્યું નહિ કે, ઉપર-છલ્લો પ્રયત્ન કરવાથી ય કશું વળવાનું નથી. એ તો કોક આત્મીય સ્વજને આંતરિક ભાવપૂર્વક એને માટે મથવું રહ્યું. તો જ કંઈ યે પરિણામ આવે. એક જીવના પરિવર્તનને સારુ બીજા એક જીવે તો આત્મદાન દેવું જ રહ્યું."

" એટલે તું તારું જીવન વેડફવા માગે છે, એમ ને? પણ ફરી એવું બોલ્યો છે કે એવું વિચાર્યું પણ છે, તો જાણી રાખજે કે, માતૃહત્યાનું પાપ તને લાગ્યા વિના રહેનાર નથી."

શિશિર સ્તબ્ધ અને ભયભીત બની, માતા તરફ જોઈ રહ્યો.

અનિલે ધીરે ધીરે, "એવું શું બોલે છે, મા?" કહી પોતાનું મોં ઢાંકી દીધું.

માતાએ કશે જ ધ્યાન આપ્યા વિના શિશિરને કઠોર સ્વરે કહ્યું: "સાચા મિત્રની ફરજ, મિત્રનું માની જઈ, સુંદર છોકરી પરણી લેવામાં પૂરી થતી નથી, પણ એ મિત્ર પોતાનું જીવન નષ્ટ કરતો હોય તો એને અટકાવવામાં ય રહેલી છે. આજે જ જો તું એ અભાગણીને એને ઘેર નહિ પહોંચાડી આવે તો, આટલી પાગલ તો થઈ છું, હજી વધારે થઇ જઈશ. અનિલની ઉપર બધી જવાબદારી રહેશે. જ્યાં લગી એને આ ઘરમાંથી નહિ લઈ જાય ત્યાં લગી હું—"

અનિલે માતાને ચરણે હાથ મૂકી મૃદુસ્વરે કહ્યું: "માડી! મને એક દિવસની છૂટ આપ. તું ઇચ્છીશ એમ હું કરીશ. એને મૂકી આવીશ. કશો ય સંબંધ નહિ રહે. આટલી ભીખ સ્વીકાર."

માતાએ પુત્રને અવશ જોઈ જરા અટકીને હિંમત ભેગી કરી કહ્યું: "ભલે–પણ યાદ રાખજે–એક જ દિવસ – પહોંચાડીને એ જ દિવસે—"

"ભલે, એમ જ થશે, મા."

૯

શ્યામલી અને વીજળીનાં લગ્નને કારણે તેમના ગામમાં જે ઉહાપોહ જાગ્યો હતો તે હવે શમી પણ ગયો હતો. ગામલોકની બધી આશા ધૂળમાં મળી હતી, ભલે ને અનિલ જેવા ધનિકે વીજળીનો સ્વીકાર ન કર્યો, પરંતુ શિશિર જેવું પાત્ર જગતમાં બહુ સુલભ નથી એ સૌ જાણતાં હતાં. થોડા સમય બાદ વીજળીની સાથે શિશિર પણ આવ્યો હતો અને જે ચાર દિવસ સાસરે રહ્યો એ દરમિયાન વિદ્યા-બુદ્ધિ અને સ્વભાવના જોરે તે સૌને આંજી ગયો હતો. ભલે ને ધન-વાનના હાથમાં વીજળી ન પડી હોય પણ એનું નસીબ ઊજળું જ છે, એવી ખાત્રી સૌ કોઈને થઈ ગઈ હતી. અને શ્યામલી? એને માટે તો કોઈને કશી ચિંતા કરવા જેવી હતી જ નહિ. મોટા લોકની શી વાત! લગન કર્યું છે તો બે મુઠી ધાન અને કપડાં આપવામાં એમનું શું ઓછું થઈ જવાનું હતું? માબાપને માથેથી ભાર તો ઊતર્યો! "આગે આગે દેખા જાગે"—બીજું વળી શું? એને માટે નકામી ચિંતા કરી મરવા તૈયાર પણ કોણ છે?

પિતાને પણ કેટલી નિશ્ચિંતતા છે? અનિલની મહાનુભાવતાને

લીધે તેના ચિત્તમાં જે સંકોચ અને વેદના તથા શરમ જાગ્યાં હતાં તે આ નિશ્ચિંતતા આગળ ક્યાંય ડૂબી ગયાં. ધોવાઈને બધું સાફ થઈ ગયું. શાંત થઈ ગયું. ન્યાતજાત બધું જળવાયું. વીજળી પણ સારે ઘેર પડી. અલબત્ત, હજી અનિલને જમાઈ તરીકે માનતાં જરા દુઃખ થતું હતું ખરું. એ સંબંધ કંઈ સદાને માટે રહેવાનો છે એવી ખાત્રી ન હતી – એવી આશા રાખવી પણ વધારે પડતી ગણાય. અને દુઃખ પણ એવું જ હતું કે આવા છોકરાને જમાઇ તરીકે સદાને માટે અપનાવી નહિ શકાય! છોડો એ વાત! એમ દુઃખી થયે પાર ક્યાં આવે? ઘણુંબધું સારું થતું હોય તો થોડું વેઠી લેવું પણ રહ્યું.

દિવસ જતા ન હતા માત્ર શ્યામલીની માતાના. આના કરતાં તો અનિલ શ્યામલીને રાખી ગયો હોત તો સારું થાત. પોતાનાં ન્યાતજાત બચાવી લેનાર પેલા જમાઈદેવનું સ્મરણ કરી કરી તે નિશ્ચિંતતા અનુભવતી ખરી; પરંતુ ઉદ્વેગ યે ડોકાયા વિના રહેતો નહિ એ સાહસિક બાળકે આ શું કર્યું? તેના જેવા સમગ્ર રીતે ઉન્નત જીવ સાથે શ્યામલીને સ્થાન આપવું, એ તે કદીય શક્ય છે? દુનિયામાં કદી એવું બન્યું ય છે? શું કામ એ શ્યામલીને સાથે લઈ ગયો? કોણ જાણે એને કેટલું સહન કરવું પડશે! આવું ખોટું સાહસ એણે કર્યું શું કામ? ઘેર જઈ બીજી સુયોગ્ય વહુ એ શું કામ ન લઈ આવ્યો? અને એ પોતે કદાચ ગમે તેમ કરવા માગે, પણ એનાં આત્મીયજનો શું કામ નભાવી લે? ના, ના – આવા દેવ સરખા યુવાનનું જીવન આમ નજ વેડફાવું જોઈએ. દીકરીને પાછી મૂકી જઈ ભલે એ ફરી લગ્ન કરતો. એ અભાગિનીને કારણે એનું જીવન શું કામ દુઃખી થાય? ભગવાન એવું ન થવા દે.

પણ લોકો કહે છે એવું કંઈ કરે તો? અમારાં પાપકર્મે કદાચ એ લોકો શ્યામલીને ખાવાનું આપી એક ખૂણામાં પૂરી રાખે અને પોતે યથેચ્છપણે જીવનયાત્રા ચલાવે એટલા જ ખાતર એને

પાછી ન મોકલે, તો ? ના, ના, એ તો કંઇ સંભવિત નથી. મન માનવા ના પાડે છે. એણે જો એમ જ કરવું હોત તો તે રાતે જ શિશિરની સાથે વીજળીનું લગ્ન કરવાને બદલે એમનો એમ પાછો ફર્યો હોત. પણ એણે તો એથી ઊલટું કર્યું ! એની ઉપર શંકા લાવવી શક્ય છે શું ?

ગમે તેમ, પણ શ્યામલીને તે લઈ ન ગયો હોત તો તો બધી રીતે સારું જ થાત. પેલી અભાગિણી મા સિવાય બીજા કોઈને બીજું કશું ઓળખતી નથી. એ મૂઢ શી રીતે પારકે ઘેર એનું જીવન ગાળતી હશે ? એને સૌ પાગલ ગણતું હશે ને પાગલની સાથે વર્તે એમ વર્તતું હશે – એનાથી એ બધું શી રીતે સહેવાતું હશે ? ભલે ને એ સાંભળી શકતી ન હોય, પણ જોઈ તો શકે છે કે પ્રેમ ક્યાં છે ને તિરસ્કાર ક્યાં છે; દયા અને ક્રૂરતા પણ જોઈ શકે છે. એટલો ભેદ તો તે થોડો થોડો પણ સમજે જ છે. માતાનો ખોળો નથી, માતાનો હાથ નથી – એ ખાતી નહિ હોય, સૂતી નહિ હોય ! એના દિવસો કેમ કરીને જતા હશે ? એને તો થતું હશે – મારી માએ મને ક્યાં ધકેલી દીધી ? અનિલની મહાનતાનો એને ખ્યાલ પણ શો આવે ? ભગવાને એને કેવી અપૂર્ણતા બક્ષી છે ! – નથી એ દુનિયાનો પૂરો અનુભવ કરી શકતી, નથી એ દુનિયાને પોતાનો અનુભવ કરાવી શકતી. એ જાણે છે કેવળ એક માતાને. માતા એને માટે સર્વસ્વ છે. એને છોડીને એ કેમ કરી જીવતી હશે ?

અનિલ ! તું દેવ છે. પણ માનવીની વ્યથાની તને શી ખબર ? એટલે તો તું આવી ભૂલ કરી બેઠો છે !

આમ ને આમ ચિંતામાં શ્યામલીની માતાના દિવસો જતા નથી. સ્વામી અને વીજળી ગમે તેટલું સમજાવે કે રોષ કાઢે પણ એથી એનું મન સ્વસ્થ થતું નથી. એવામાં એક દિવસ શ્યામલી પાલખીમાંથી ઊતરી દોડતી આવી તેને ગળે વળગી પડી. જગતમાં

જેને માટે બીજે ક્યાંય સ્થાન નથી, જેને વિદાય આપવા માટે સૌ ઉત્સુક છે, જેનું સ્થાન કેવળ એક જ હૃદયમાં છે એવી વ્યક્તિ જ્યારે એકાએક આવી ગળે વળગી પડે ત્યારે આત્મીયજન આનંદ અને આશંકા સહિત તેને હૃદય સરસી ચાંપ્યા વિના કેમ રહી શકે? શ્યામલીની માતાએ પણ તેમ જ કર્યું. જાણે કોઈ એને જુવે જ નહિ તો કેવું સારું! એની છાતીમાં એ સંતાઈ રહે – બાપ યે નહિ ને બીજાં સગાં યે નહિ, કોઈ એને ન જુવે એમ – તો કેવું સારું!

શ્યામલી હસતી રડતી અને આવેશમાં આવી જઈ ચૂમી ઉપર ચૂમી દઈ રહી હતી; અને માતા તેના આખા શરીર ઉપર ધીમે ધીમે હાથ ફેરવી રહી હતી; તેના કૃશ શરીર ભણી એકાગ્ર દૃષ્ટિએ જોઈ રહી હતી અને આંસુ વહાવી રહી હતી. એવામાં સ્વામીએ આવીને ખબર આપ્યા: "જમાઈ આવ્યા છે."

શ્યામલીને જરા બાજુએ સરકાવી માતાએ પૂછ્યું: "જમાઈ? કોણ – શિશિર?"

"ના—અનિલ બાબાજી." સ્વામી દુઃખપૂર્વક એટલું બોલ્યા.

માતા શ્યામલીને વીજળીની પાસે બેસાડી પોતે ઊઠી. શ્યામલી કેટલા બધા દિવસ પછી વીજળીને પણ મળી હતી? બીજાને ભલે આટલો સમય બહુ લાંબો ન લાગે, પણ શ્યામલીને મન તો યુગ આખો વીતી ગયો હતો. તે આનંદમાં આવી જઈ વીજળીને ગળે પણ વળગી પડી.

દીકરાની જેમ ગણી જેની આગતાસ્વાગતા કરવી જોઈએ, એનું જ મોં જોતાં અને એને પોતાના સ્વાગતનો સ્વીકાર કરવાની વિનંતી કરતાં શ્યામલીની માતા કંપી રહી છે. ઓહ! આ તે કેવું સૌભાગ્ય? દીકરા તરીકે બોલાવવા ને જમાઈ તરીકે સન્માનવા હૃદય આકુલ બની રહ્યું છે—પણ હાય રે! એને માટે તો એ ભારોભાર અપમાનરૂપ છે! અપનાવી ન શકાય એવું રત્ન ભગવાને આપ્યું જ શું કામ?

અનિલે ફરી પ્રણામ કરતાં તે મૂઢની જેમ જોઈ રહી.

અનિલ મૃદુ સ્વરે બોલ્યો: " હું હવે જઈશ."

" હમણાં જ ? " જેમ તેમ કરી શ્યામલીની માતા એટલું બોલી.

" આ ટ્રેનમાં ન જાઉં તો પછીની ગાડી કામ લાગે એમ નથી." અનિલે નતમુખે જવાબ આપ્યો.

" કંઈ નહિ. જરા રોકાઇ જાવ. બે કોળિયા ખાતા જાવ." શ્યામલીની માતા ખૂબ કષ્ટપૂર્વક બોલી.

અનિલ જરા વિચાર કરી સંમતિપૂર્વક પાસેના એક આસન ઉપર બેસી પડ્યો.

થોડીવાર બંને મૂગાં રહ્યાં. પછી માતાએ એકાએક પૂછ્યું: "તું શું કામ આવ્યો, બાબા ? ગમે તેની સાથે મોકલી દીધી હોત તો ચાલત."

અનિલ અન્યમનસ્કભાવે બોલ્યો: " ના. "

'બે કોળિયા ખાતા જાવ' એથી વિશેષ શ્યામલીની માતા અનિલને કહે પણ શું? 'બે દહાડા રહી જાવ' એવું કહેવાનો અધિકાર કયે મોઢે બજાવે? એને જોતાં પુત્રસ્નેહનો ઉછાળો આવતો હતો, તેમ છતાં એમની વચ્ચે ભાષાહીન શબ્દહીન એક અપાર દરિયો પડેલો હતો !

અનિલ આવ્યો ત્યારે સાંજ પડવાને બહુ વાર ન હતી. ખાતાં કરતાં સાંજ થઈ ગઈ. અનિલ જમતો હતો તે દરમિયાન શ્યામલીની માતા ત્યાં જ ઊભી ઊભી અપલકનેત્રે જોયા કરતી હતી. વીજળી શરમાઈને સામે આવી શકી નહિ. માતા ઊભી ઊભી વિચારી રહી હતી કે, હવે આ જમાઈ અહીંથી જઈ સદાને માટે સંબંધ કાપી નાખશે. શું કામ એમ ન કરે ? આટલા દિવસ એમ ન કરતાં આ

હતભાગીને ઘેર લઈ જઈ રાખી એ જ ભારે આશ્ચર્યની વાત છે. એટલે, હવે જે થવું યોગ્ય માન્યું હતું તેજ થશે; એમાં દુઃખ કરવાપણું છે શું? એમ થતાં જે દુઃખ થશે, એને,—ભલે ને પછી તે ખુદ માતા હોય તોપણ—ભગવાન સજા કર્યા વિના નહિ રહે. શ્યામલીની માતાએ મનમાં મનમાં અનિલને આશીર્વાદ આપ્યા કે, હવે તને યોગ્ય પત્ની મળો-હવે આ અપમાનિતા સ્મૃતિમાંથી ભગવાન તને છોડાવો.

પણ પેલી અભાગિનીને! એ દિવસને માટે પણ ભગવાને જે મહાન સંપત આવી હતી, તેની સ્મૃતિ તે આ જીવનમાં કેવી રીતે ભૂલી શકવાની છે? જેને કારણે તેના ગભીર દુર્ભાગ્યના અંધકાર ઉપર નવોદિત, સમુજ્જવલ અરૂણુ પ્રકાશ પથરાયો છે, અને જેણે તેના જડ જીવનને જીવંત કર્યું છે, તેને શ્યામલી કેવી રીતે ભૂલી શકવાની છે— ભલે પછી તે અરુણુ તેના જીવનપથમાંથી એકાએક સરકી ગયો હોય!

—પરંતુ શ્યામલીની માતાને કયાં ખબર હતી કે શ્યામલી આવું કશું અનુભવી શકતી હશે!

જમીપરવારી વિદાય માટે ઉઠતાં શ્યામલીની માતાએ રૂદ્ધકંઠે અનિલને કહ્યું, "બાબા!"

અનિલ તેનો અવાજ સાંભળી માથું નીચું નાખી દઈ, આંખો બંધ કરી ઉભો રહી ગયો.

"ફરી કયારે આપણે મેળાપ થશે?"

"ભગવાન જાણે, મા." અતિમૃદુ સ્વરે અનિલે જવાબ આપ્યો.

"આજ લગી તો હું મારી જાતને જ ગુનેગાર માનતી હતી, પણ આજે જાણે એમ થાય છે, કે એમાં ભગવાનનો જ હાથ હતો. ભગવાને આ હતભાગી સાથે તમારો સંબંધ જોડી આપ્યો. તેમાં જ

તો આજે ફરીથી તમારાં દર્શન થયાં; નહિ તો આ ઘરમાં......જવા દો, એ બોલતાં ય મને તો શરમ આવે છે. ભગવાન કરે, ને તમે સુખી થાઓ–સૌને સુખી કરો. પણ આજ લગી જેને માટે તમે આટલું સહન કર્યું, એને માટે બીજું પણ થોડુંક કરતા જાઓ."

"મારાથી કંઈ નહિ થઈ શકે, મા–મારી માતા......" અનિલ બોલતાં બોલતાં અટકી ગયો.

"કશું વધારે નથી, બાબા. સાવ સામાન્ય વસ્તુ છે."

"બોલો. પણ મારે આજે તો જવું જ પડશે."

"તે જજો—પણ એને જતાં જતાં એવું કઈંક આપતા જાઓ, કે એને, એના સૌભાગ્યનું સદા સ્મરણ રહે. તમે તમારું આ દુર્ભાગ્ય ભૂલી જજો. પણ એના ભવિષ્યના જીવનના આધાર માટે–બોલતાં બોલતાં તેનો કંઠ રૂંધાયો."

અનિલ પણ થોડીવાર સ્તબ્ધ રહી ભગ્નકંઠે બોલ્યો, "એવી એને શી જરૂર છે? હા જરૂર પડત–જો હું એની સાથે કંઈ પણ સંબંધ રાખી શકવાનો હોત તો–મારાથી જ એવું કંઈ બનવાનું નથી, પછી એણે કશું યાદ કરવાની શી જરૂર? અને કદાચ યાદ રહેશે પણ નહિ. ઉલટું, એ સ્મરણ એને દુઃખકર જ હશે."

"એમ યે હોય—પણ તમારો કશો જ પરિચય એને નહિ થયો હોય?"

"ના, મા. એની સાથે એવો પરિચય થવો કંઈ સહેલ વાત નથી."

શ્યામલીની માતાએ થોડીવાર રહીને જરા હાંફળાં બની પૂછ્યું, "તમારો કોઈ ફોટો તો હશે ને?"

અનિલ તેનાં બે આર્દ્રચક્ષુ માતાના મુખ પર ઠેરવી બોલ્યો, "મેં એને માટે એવું તે શું કર્યું છે? હા, મનમાં તો ઘણું વિચાર્યું

હતું. પણ એમાંનો એક અક્ષરે ય પાળી શકયો નથી, તો પછી તમે આવા ખ્યાલો શું કામ કરો છો ?"

"તમારી આ ઉદારતા જ સદા એની આગળ તરવર્યા કરશે. હું ફરી ફરી એને એ સમજાવીશ. એને એક દિવસ જરૂર સમજાશે કે આ દુનિયામાં એક એવો માણસ હતો કે જેણે એક દિવસ માટે પણ તેની ચિંતા કરી હતી."

"એવી શી જરૂર છે ? મારાથી એવું કશું જ થવાનું નથી, પછી શું કામ એના જીવન સાથે મારી સ્મૃતિને જોડી રાખવા ઇચ્છો છો ?"

"ભગવાને જ એને તમારી સાથે જોડી છે. તમે ભલે એનો વિચાર ન કરો. પણ એક દિવસ કદાચ એના દિલમાં તમારી સ્મૃતિ જાગે-હું મા છું. મારે તો એની યે તૈયારી આજથી જ કરી રાખવી જોઈએ ને ? એટલે જ કહું છું, કે એકાદ ફોટો હોય તો......"

"ઠીક, જોઈશ." જો કે અનિલનું મન આ શબ્દોમાં સાથ આપતું નહોતું. પોતે જ આ સંબંધનો ભાર ઉપાડવા તૈયાર નહોતો; પછી સામું માણસ શી રીતે સંબંધ જાળવા રાખવાનું હતું ? પુરુષ બીજી વાર પોતાનું લગ્ન સ્વેચ્છાપૂર્વક કરી શકે છે, પણ સ્ત્રીને માટે એ શકય નથી, એટલે જ શું આવો ખ્યાલ આવતો હશે ? એની સાથે તો કોઇ ફરી લગ્ન કરવાનું નથી; જેની સાથે લગ્ન થયું છે, એ તો એનો સ્વીકાર કરનાર નથી ! અને તેમ છતાં, અનિલને જ તેણે સ્વામી તરીકે સદાય મનમાં મનમાં ઓળખવો પડશે ! ભલે એ ઓળખની બીજી કશી ય કિંમત ન હોય, પણ એણે બીજા ભય-માર્ગથી દૂર રહેવા ખાતર પણ, એટલું તો યાદ રાખવું જ પડશે, કે એનાં લગ્ન થઈ ગયાં છે, અમુક એનો સ્વામી છે. અલબત્ત, અનિલને કોઈ કહેવાનું નથી કે એ તારી સ્ત્રી છે, ને તારૂં એના પ્રત્યે કંઈ

કર્ત્તવ્ય છે. ઉલટાં સૌ એને કહેશે, બીજી વાર લગ્ન કર. એમાં જ ડહાપણુ છે, એ જ તારૂં કર્તવ્ય છે.

મનુષ્યના આ રહસ્ય આગળ શ્યામલી લાચાર છે. ભગવાને તેની સાથે ક્રૂર રમત કરી છે. તેને મનુષ્ય બનાવીને મનુષ્યત્વ ભોગવવા દીધું નથી. એથીજ તો મનુષ્યે પણુ એની પાસેથી એ અધિકાર છીનવી લીધો છે. બીજી બાજુ ભગવાને જેમની બધી રીતે આળપંપાળ કરી છે, તેઓ જરા પણુ સહન કરવા તૈયાર હોતા નથી. હાય રે માનવી! તારા મનુષ્યત્વનું આ જ રહસ્ય કે?

સાસુને પ્રણામ કરીને નિસરણી પાસે આવતાં, અન્યમનસ્કપણે સામે દૃષ્ટિ પડતાં અનિલે જોયું તો આકાશ મેઘથી છવાઈ ગયું છે. જાણે પીંજેલા રૂના નાના નાના સમૂહો આમતેમ પડયા છે, જાણે કોઈના માથાનો સોનેરી કેશગુચ્છ આખા આકાશને છાવરી રહ્યો છે. સંધ્યાની એ અપરૂપ આભામાં પૃથ્વી સ્નાન કરી રહી છે; અને સામે અગાસીમાં ધ્યાનમગ્ન બની શ્યામલી અત્યંત આનંદમાં આવી જઈ, સમગ્રપણે પ્રકૃતિના સૌંદર્યરાશિનું પાન કરી રહી છે.

અનિલ સ્તબ્ધ બની ઉભો રહ્યો. આવું દૃશ્ય એણે કદિ જોયું નહોતું. એ આટલી એકાગ્રતાપૂર્વક જોઈ શકતી હશે, જોવાનો આનંદ ભોગવવાની એનામાં આટલી તીવ્ર શક્તિ હશે, એની એને કલ્પના ન હતી. શું તેની એ જડ-ચેતના એક દિવસ જાગૃત નહિ થાય? એનું મન શું એક દિવસ બધાંની જેમ, પ્રેમ અને મમતા માટે ઉન્મુખ નહિ બની ઊઠે? શું પ્રયત્ન કરવામાં આવે તો, આને સંપૂર્ણ માનવી તરિકે ન વિકસાવી શકાય? જે આટલી એકાગ્રતાપૂર્વક કુદરતનો અનુભવ કરી શકે છે, જેનામાં આટલી તન્મયતા છે, એનામાં તો જરૂર ખૂબ જ જલ્દી માનવતાના ગુણો વિકસાવી શકાય. પણુ એવું કશું શક્ય ન બન્યું. જેમ શ્યામલી પેલે દિવસે લગ્નમંડપમાંથી ગાંઠેલો છેડો તોડી દોડી હતી, અનિલે પણુ આજે એમ જ કર્યું.

શ્યામલી તલ્લીન બની આકાશ ભણી મીટ માંડી રહી હતી. એને તૃપ્તિ થતી નહોતી. માતા અથવા તો બેનની કલ્પના કરી, પાછળ દૃષ્ટિ કરતાં તેણે અનિલને જોયો, અને તેના મુખ ઉપરની આનંદ-જ્યોતિ તરત જ વિલાઈ ગઈ. ભયંકર ચીઢ અને અસતોષ તેના મુખ ઉપર ઘેરાઈ વળ્યાં. આ એ જ માણસ હતો, જેણે આટલા દિવસ એને ઉઠાવી જઈને રૂંધી રાખી હતી. ફરી પાછો એ શું કામ આવ્યો હશે? મા શું કામ એને ધકેલી કાઢતી નથી?

શ્યામલીને લાગ્યું કે એ આદમી ધીમે ધીમે એની પાસે આવી રહ્યો છે. ભયંકર ક્રોધપૂર્વક તીવ્ર દૃષ્ટિએ એ તેની તરફ જોઈ રહી. અહીં તો મા છે—અહીંથી મને કોઈ બળજબરીથી ઉઠાવી જનાર નથી. હમણાં જ માની પાસે દોડી જાઉં છું. એમ વિચારતી ઉત્તેજીત બની, તે આગંતુક ભણી જોઈ રહી, પણ આ માણસનો એને ઉઠાવી જવાનો ઈરાદો હોય એમ ન લાગ્યું. ચૂપચાપ એ એની તરફ જોઈ જ રહ્યો છે. એ દૃષ્ટિમાં કેટલી કરૂણા ને કેટલી મમતા ભરેલી છે? લગભગ આવી દૃષ્ટિ પહેલાં ય એણે જોઈ છે, પણ વેદનાથી આર્દ્ર, સ્નેહથી કોમળ, સહાનુભૂતિથી વિસ્ફારિત એવી આ દૃષ્ટિ અનન્ય જ છે.

શ્યામલીને કંઈ વધારે સમજ ન પડી, પણ એ એટલું તો અનુભવી રહી, કે આ દૃષ્ટિ એની માતાની દૃષ્ટિ સાથે મળતી આવતી હતી. અને એનું વિદ્રોહી મન ધીરે ધીરે શાંત પડવા લાગ્યું.

સંધ્યાના અંધારમાં વૃષ્ટિનું સિંચન થવા માંડયું. આછી આછી ઝરમરમાં અનિલે સ્ટેશન તરફ ચાલવા માંડયું. શ્યામલીની માતા ઘરના એક ખૂણે આંખો લૂછી રહી અને શ્યામલી અવાક્ બની, માતાની પાસે બેસી, બાળકની જેમ આંસુ લૂછવામાં મદદ કરી રહી.

## ૧૦

કોઈ ભયંકર દુઃસ્વપ્નમાંથી જાગી જતાં માણુસ જેમ નિરાંતની લાગણી અનુભવે છે, તેવી જ લાગણી અનિલની માતાએ શ્યામલીને ઘરમાંથી વિદાય આપીને અનુભવી. એને ખબર હતી કે શરૂઆતમાં તો દીકરાને પારાવાર દુઃખ થશે. પરંતુ એક દિવસ એવો આવ્યા વિના નહિ રહે કે જ્યારે તે સાચેસાચ સમજી જશે કે, એની માતાએ એને સદાને માટે એક ભયંકર દુઃસ્વપ્નમાંથી ઉગારી લીધો છે. અને એ દિવસે જરૂર એ પણુ નિરાંત અનુભવ્યા વિના નહિ રહે.

પણુ હજી એ દિવસ આવ્યો નહિ. શ્યામલીને એના બાપને ઘેર પહોંચાડી અનિલ પાછો આવ્યો ત્યારથી ભાગ્યે જ તે કોઈની સાથે બોલેચાલે છે. ઘરની બહાર એ જતો નથી. પોતાની વાંચવાની ઓરડીમાં એ રાત દિવસ ભરાઈ રહે છે. માતા તેની પાસે જવા વ્યગ્ર બની પ્રયત્ન કરે છે, પણુ પુત્ર એવો કશો યોગ આવવા દેતો નથી. પોતાના વાંચવાના ખંડમાં એક ખૂણે બેસી રહી, ચોપડી મોં સામે ધરી તે દિવસો પર દિવસો વિતાવે છે. કોણુ જાણે કેમ એને કંટાળો ય આવતો નથી. માતાને આશ્ચર્ય થાય છે. એ જાણે છે, કે રોજ તો ભાઈસાહેબ બે ત્રણુ કલાક વાંચી લઈ દોડતા પોતાની

પાસે આવે છે; અથવા શિશિરની સાથે, કે નાના ભાઈની વાતે વળગે છે, કાં તો બહાર નીકળી પડે છે. એકી સાથે લાંબો વખત, એક ઠેકાણે રહેવું એ એના સ્વભાવથી વિરુધ્ધ છે. માતા દીર્ઘ નિશ્વાસ નાંખી વિચારે છે—

આ જે જડ ભીંત અમારી વચ્ચે ઉભી થઈ રહી છે, તે ક્યારે દૂર થશે? હવે તો એક દિવસ પણ સહી શકાય એમ નથી. પણ હાય રે! દુઃસ્વપ્ન ભૂસ્યું ભૂંસાતું નથી. કોઈક કોઈક વાર એમાંથી નીકળવાની કલ્પના આવે છે, ઉપાય પણ સૂઝે છે, પણ એને માટે મહેનત કરવાની તાકાત હવે રહી નથી. પહેલાંથી જ જો અનિલને પરિચિત એવા ઘરમાં લગ્નનું ગોઠવ્યું હોત તો આવું કશું જ ન થાત. મારા સ્વભાવે જ આ બધું સત્યાનાશ વાળ્યું છે. હવે તો અનિલને પસંદ હોય એવી જ કન્યા લાવીશ. ઓહ! પણ અનિલ એવી પસંદગી કરવા માટે તૈયાર જ ક્યાં છે?—માતા આમ વિચારે છે, ને મુંઝાયા કરે છે.

શિશિર પણ અનિલની આ રહેણી કરણીને અતિશયતા તરીકે ગણવા લાગ્યો હતો. અનિલને તે સારી પેઠે ઓળખતો હતો. કેટકેટલી હોંશપૂર્વક લગ્ન કરવા જતાં આવી અણધારી વિપદ તૂટી પડે તો, સ્વાભાવિક છે કે, માણસનું મન તૂટી જાય. અને એમાંય અનિલ જેવા કોમળ દિલના યુવાનને તો આઘાત લાગ્યા વિના રહે જ ક્યાંથી? પણ એથી કરીને આખી જીંદગી કંઈ આમ વેડફી દેવાય છે? શ્યામલી ઉપર દયા કરીને અનિલ એને પોતાની પાસે રાખવા ઇચ્છે, એ બને. પણ એની સાથે કંઈ આખી જીંદગી ઓછી જ ગળાવાની છે? બીજે ક્યાંક યોગ્ય સ્થલે લગ્નનું ગોઠવવું તો પડશે જને! માની હઠને લીધે અનિલ શ્યામલી પ્રત્યેની પોતાની દયાનો અમલ કરી શક્યો નહિ, એથી એને દુઃખ થાય એ પણ સ્વાભાવિક છે. પણ

એથી કંઇ આમ મૂઢ બની બેસી રહેવાતું હશે? માણસો કેટકેટલા સંકલ્પો અને મહાન આદર્શો લઈને આ સંસારમાં પ્રવેશ કરે છે, પણ એમાંથી કોની કેટલી કામનાઓ સિદ્ધ થાય છે? શ્યામલી પ્રત્યે બહુ બહુ તો એને દયા હતી. હૃદયનો પ્રેમ હોવાનો તો કોઇ સંભવ નથી. એવાં તો કેટલાંય હતભાગી, અનાથ, આંધળાં, બહેરાં આ દુનિયામાં છે? એમાંના એકની સાથે અકસ્માત અનિલને સંબંધ થઇ ગયો, એટલે શું એણે સર્વસ્વ એની પાછળ જ બરબાદ કરવું રહ્યું? આ તો ભાઈ, દયાની અતિશયતા કહેવાય! એ વાત ખરી કે મા જરા વધારે કઠોર અને અસહિષ્ણુ બન્યાં છે, પણ એમની દૃષ્ટિએ વિચાર કરતાં, એમણે બહુ ભારે એવું કોઈ અઘટિત કામ કર્યું નથી. અનિલ એની દયામાં ને દયામાં કંઇનું કંઈ કરી બેસે છે, એ ભયે જ તો મા જરા આકરાં થયાં; ને બિચારી હતભાગી છોકરીનો વિચાર સુદ્ધાં ન કરી શકયાં. પણ એ કઠોરતાની પાછળ તો અનિલના હિતની જ લાગણી હતીને? આજે આજન્મ શુભાર્થિની પરમ સ્નેહમયી માતા ખંડે ખડે રડતી ફરે છે, ને અનિલ એની સામું પણ જોતો નથી. એના કરતાં બીજો વધારે મોટો અન્યાય શો હોઇ શકે? અને અરે, હું એનો આટલો નિકટનો મિત્ર હોવા છતાં પણ વીજળી જેવી સ્ત્રીને પામી, અદ્‌ભૂત સૌભાગ્ય પામ્યો હોવા છતાં, આ ઘરમાં મોં બતાવી શકતો નથી. મારૂં સૌભાગ્ય આ ઘરમાં કોઇથી સહ્યું જતું નથી. અનિલ કેમ આનો કશો જ વિચાર કરતો નહિ હોય? એ આવું કરશે, એમ જો મેં જાણ્યું હોત તો હું શું કામ વીજળીનો સ્વીકાર પણ કરત?

આમ ને આમ વિચારતો શિશિર જોરથી પગલાં ભરતો, અનિલના વાંચવાના ખંડમાં દાખલ થયો, અને તેને એક ખૂણામાં પકડી પાડી, તેમા હાથમાંથી ચોપડી છીનવી લઇ બોલ્યો, " તારે શું કરવું છે? સાફ સાફ કહી નાખ તો."

"શું કરવું છે ? જરા કષ્ટ લઇ પુસ્તક ભણી દૃષ્ટિ નાખી હોત તો ખબર પડત. શક્ય હોય તો પી. આર. એસ."

"છેક નાનપણથી તે એમ. એ. સુધી આપણે સાથે ને સાથે ભણ્યા. અને આજે તું એકલો જ સ્કોલર થવા માગે ને મને એની ખબર જ ન પડવા દે ?"

"તું ક્યાં જાણતો નથી ? આપણે તો કેટલાય દિવસ થયાં નક્કી કરેલું છે."

"હા, એ તો ખરી વાત, પણ આ બધી ધાંધલ થઇ ગયા પછી આપણે ફરી કદી એની વાત કાઢી નથી."

"ધાંધલ તો થયું એવું પૂરું ય થયું. હવે તો આપણે પહેલાંનો તાંતણો લઇને આગળ ચાલવાનું."

"તેં તો જાણે ઠીક પતાવ્યું પણ મારી વાત ? તારા આદેશને લીધે તો મારી આજે આ અવદશા થઇ છે. બધાંની આંખો મારા તરફ આગ વરસાવે છે. ને અધૂરામાં પૂરૂ તેં ય મને છોડી દીધો !"

શિશિરના ખભા પર હાથ મૂકી અનિલ બોલ્યો, "એવું શું બોલે છે ભાઇ ?"

"શું કામ ન બોલું, કહે ? શા ગુને તેં મારો અને માના આમ ત્યાગ કર્યો છે ?"

વિષાદપૂર્ણ નેત્રે મિત્ર ભણી જોઇ રહી, અનિલ બોલ્યો, "ગુનો તમારો કોઇનો નથી શિશિર, મારો જ છે. આજે તમારા વિચારો સાથે મારા મનનો મેળ ખાતો નથી, એ દોષ મારો જ નથી શું ? અને મારે કારણે તારે કેટલું સહન કરવું પડે છે, એ હું ક્યાં નથી જાણતો ? પણ એને માટે શું તને ધન્યવાદ આપવો જરૂરી છે ?"

શિશિર લજ્જિત ભાવે બોલ્યો, "મારી વાત હું નથી કરતો. તું માનો કશો ખ્યાલ નથી કરતો, અનિલ. તું એમની પાસે જઇ

કદી બેસતો નથી, આખો દહાડો આ ઘરમાં ભરાઇ રહે છે, માને એથી દુઃખ ન થાય ?"

"પણ મારા એવા કયા ગુના માટે મા આટલાં બધાં ગુસ્સે થાય છે ? જે કંઇ થયું છે, તે બધું મારી ઇચ્છાથી થોડું જ થયું છે ?"

"ના, ઇચ્છાનો સવાલ નથી પણ તું ય એમ વિચાર કરને, કે કોઇ પણ માતા આવું સહન કરી શકે ખરી ? એ આમ ચિડાય નહિ, તો બીજું કરે ય શું ?"

"શિશિર, હું મારી માને દુનિયાની બધી માતાઓ કરતાં બહુ ઉંચી માનતો હતો."

"મૂરખની જેમ ના બોલ. એ ય સ્ત્રી છે-માતા છે. આજ લગી તો તું કેટલીય વાર પોતેજ મા ન હોય એમ એમનો બચાવ કરતો હતો, આજે એમનું દુઃખ પણ કંઇ ઓછું જ પોતાના સ્વાર્થ માટે છે ? તારા જેવા સુપુત્રને ગમે તેવી પત્ની મળે એ શું—"

અનિલ જરા ફિક્કું હસી બોલ્યો. "શિશિર ! એ વીજળીની બહેન છે. એ ય તું ભૂલી જાય છે? આત્મીયજનના હતભાગ્યની વાત આમ નિષ્ઠુર રીતે કરવાની હોય?"

શિશિર લજ્જિત બની શાંત રહ્યો. અનિલ બોલ્યો, "ના, હું માને બધો દોષ દઉં છું, એમ ન માનતો. બધી માતાઓની જેમ એણે પણ કર્યું છે એ જ મને સાલે છે."

"અને એ જ સાધારણ માતાને પેટે તું જન્મ્યો છે. તું ય અસાધારણ ક્યાંથી હોય ?"

અનિલ ફરી ફિક્કું હસીને બોલ્યો, "ખરી વાત. હું પણ દુનિયાની રીતિનીતિ પ્રમાણે જ ચાલુ છું ને ?"

"વારૂ, તું અન્યાય કોને કહે છે તે સમજાવ પહેલાં. એકની

સાથે પરણાવવાનું નક્કી કરી, બીજી સાથે પરણાવી દેવું, એને તું ન્યાય કહે છે? અને સ્ત્રી તરીકે એનો સ્વીકાર કરવો, એને તું ફરજ ગણે છે?"

"તારા શબ્દો જ તને હરાવે છે. માન કે શ્યામલી બહેરી, બોબડી ન હોત, પણ જરા કૂબડી હોત, અને તેનો બાપ તેને પરણાવી દેવા માટે આ પ્રમાણે કરત, તો શું એ મારી પત્ની તરીકે ન ગણાત? અલબત્ત, હું એને પડતી મૂકીને બીજી સુંદર છોકરી સાથે પરણી શકત ખરો–આપણે ત્યાં તો એમ ચાલતું જ આવેલું છે–તમે ય એમ જ કહેતાં હતાં ને? પણ સાચે સાચું બોલ, એ સ્ત્રીને પણ મને સ્વામી તરીકે ઓળખવાનો અધિકાર રહેત કે નહિ?"

"પણ આ તો તદ્દન જુદી વાત છે, અનિલ."

"હા, હા. બહેરી અને બોબડી. પણ એને ય આત્મા છે, મન છે. ભલે એકાદ ઇંદ્રિય ન હોય. પણ એનામાં ય બીજી એવી અનેક શક્તિઓ હોય છે, કે જેના દ્વારા એ સુખ દુ:ખ, વેદના, આનંદનો અનુભવ કરે છે. અને એક દિવસ એ પોતે એક સ્વામીની સ્ત્રી છે, પ્રણયિની છે, સંતાનની માતા થવાને સમર્થ છે, એવી ભાવના શું એનામાં જાગ્યા વિના રહેવાની છે? બહેરી બોબડી હોવાને લીધે શ્યામલીના મનમાં નારીત્વના આ ભાવો કદી પણ નહિ જ જાગે, એમ તું કહી શકે છે?"

"એ વાત ખરી. પણ એના બાપે જો આવી ચાલાકી ન કરી હોત તો તને જ એ ક્યાંથી સ્વામી રૂપે પામત?"

"એ ખરૂં, પણ ગમે તે પ્રકારે-વિધિના લેખ અનુસાર આવી ઘટના બની જ છે, તો શું એક મૂગા આત્માને–ધર્મ, ઈશ્વર, અને સમાજની સાક્ષીએ લગ્ન કરીને જેનો સ્વીકાર કર્યો છે તેને..."

"લગ્ન શાનું? તું ઓછો જ જાણતો હતો, કે કેવી છોકરી સાથે તારૂં લગ્ન થઈ રહ્યું છે? જાણતો હોત તો કંઈ હાથે કરી એ લગ્ન થવા દેત ખરો?"

"ના. પણ 'લગ્ન શાનું,' એમ તું કયે મોઢે બોલે છે, શિશિર? તેં ય તો વીજળીને ઓળખ્યા કર્યા વિના, અનિચ્છાએ જ મંત્ર ભણ્યા હતા. બોલ, જોઉં? કઈ સભ્ય જાતિમાં, કયા દેશમાં, કયા સમાજમાં, આમ કેવળ મંત્રો બોલવાથી જ સ્ત્રી પ્રાપ્તિ થઈ જાય છે? આપણા દેશમાં સ્ત્રી યા સ્વામીનો ત્યાગ કેમે કર્યો થઈ શકતો નથી. એક વાર પ્રભુની સાક્ષીએ જેનો સ્વીકાર કર્યો, ત્યાર પછી ભલે ને જ્ઞાન થાય, કે ધારવા કરતાં એ હજારગણી દુર્ભાગી છે, મહામૂઢ છે, પણ એથી એનો કંઈ ત્યાગ ઓછો થાય છે? આપણાથી જો એના દુર્ભાગ્યનો એક અંશ પણ ઓછો કરી શકાતો હોય—આપણા મન વડે, સ્નેહ વડે, ધન વડે, ને મહેનત વડે જો એની ક્ષતિ થોડી પણ પૂરી શકાતી હોય, તો એમ કરવું એ શું આપણી ફરજ નથી? મારૂં હૃદય તારૂં બનો, મારાં ધર્મ-કર્મ પાપ પૂણ્ય સમસ્તની તું અંશભાગિની બનો, મારા કુળમાં તારી પ્રતિષ્ઠા થાઓ—આ બધી પ્રતિજ્ઞાઓ તારા મારા જેવાએ પણ શું અર્થહીન અને ઉદ્દેશ્યહીન ગણી કાઢવી જોઈએ?"

"તારી મારી વાત શા કામની? ભલભલાઓ પણ એમ જ કરી ગયા છે, ને હજી ય કરે છે."

"ભલે કરતા. એ લોકો ભલે બીજી ગમે તે બાબતમાં મોટા હોય, પણ આમાં તો નહિ જ."

"અરે, આપણા શાસ્ત્રમાં પણ આ પ્રકારનો સ્ત્રીત્યાગ તો સ્વીકારાયેલો છે."

"એકલી સ્ત્રીની જ વાત શું કામ કરે છે? એ પ્રકારના સ્વામી-

ત્યાગની પણ એમાં તો વ્યવસ્થા છે, એ વાત કેમ કોઈ યાદ કરતું નથી ?"

"આપણે ક્યાં સમાજને સુધારવા બેઠા છીએ ? જેમ ચાલતું આવે છે એમ ભલે ચાલે."

"ના, હું મારી જાતને એટલી હીન માનતો નથી. શિશિર ! સમાજને સુધારવાનો અધિકાર મારો–તારો–સર્વનો છે. દૃષ્ટાંત રજુ કરીને જ સુધારો થઈ શકે. સ્ત્રીઓને જો સનાતન ધર્મ પાળવાનો હોય છે, તો પુરુષોએ પણ એ પાળવો જ રહ્યો. સ્ત્રીઓ પતિત, જડ, અંધ સ્વામીનો ત્યાગ નથી કરી શકતી, તો પુરુષો પણ ન જ કરી શકે."

"તારી આ સમાનતાની વાતમાંથી એટલું તો ઝેર ફેલાશે, કે આખા સમાજની વાત તો દૂર રહી, પણ ન્યાતજાતનું પણ કંઈ ઠેકાણું નહિ રહે. સ્ત્રીઓને ફરીથી લગ્ન કરવાનો અધિકાર નથી એટલા માટે પુરુષોને પણ મનાઈ કરવામાં આવે, તો કહું છું, કે સો વરસમાં જ માણસ જાત આ ધરતી ઉપરથી અદૃશ્ય થવા માંડશે. મને ખબર છે કે તું કહેશે–તો પછી સ્ત્રીઓને પણ અધિકાર આપો. એ માત્ર તારી ઉત્તેજનાના જ શબ્દો હશે. તું ય જાણે છે, ને હું ય જાણું છું કે અનેક દેશોમાં સ્ત્રી પુરુષની સમાનતાની ઉહાપોહ થવા છતાં પણ સ્ત્રીઓ કદીય સમાન બની શકી નથી. શી રીતે બની શકે ? કુદરતે જ એમને અબળા રાખી છે. તું કદાચ દુનિયામાંથી વીણી વીણીને થોડીક સ્ત્રીઓના દાખલા આપીશ. પણ એ તો અપવાદ ગણાય. એને કંઈ સામાન્ય નિયમ તરીકે ન ગણાવાય. હજાર ભણાવો, હજાર સગવડો આપો, સ્વતંત્રતા આપો, પણ ભગવાને એને ઘર રૂપી માળો બાંધવા માટે જ ઘડી કાઢી છે. બુદ્ધિ લડાવવા માટે, ને લડાઈમાં જવા માટે નહિ. આવી કોઈક વિરલ સ્ત્રી

નીકળે તો હું કંઈ એની અમાન્યા કરતો નથી, તે તો તું જાણે છે. પણ એ તો કોલસામાંનું રત્ન ગણાય. એને સામાન્ય નિયમ તરીકે ગણીને ન ચલાય. સામાન્ય રીતે તો, ભગવાને સ્ત્રીઓને સ્નેહદુર્બલ, સ્વભાવદુર્બલ બનાવી છે. એમના સ્વભાવમાં પરિવર્તન કરવા મથવું એનું જ નામ સનાતન ધર્મનો ઉચ્છેદ. બાળકને ઉછેરવામાં સ્ત્રીઓએ કેટલાં એકાગ્ર થવું પડે છે એની તને ખબર છે? એને બદલે સ્ત્રી જો પુરૂષની હરીફાઈમાં ઉતરે તો, ન થાય સંતાનપાલન, ન પળાય ગૃહધર્મ, તું કહીશ. પશુ–પંખીઓ તો સમાન અધિકારપૂર્વક સંતાનપાલન કરે છે. પણ મનુષ્યોનું મનુષ્યત્વ જ આ ગૃહધર્મમાં રહેલું છે. ભગવાને સ્ત્રીઓને ઘરની મેરૂદંડ તરીકે જ ઘડી છે. એ લોકો ભણેગણે એ બધું ઠીક છે, પણ આ ગૃહધર્મનું ઉલ્લંઘન કરે, એટલે સમજવું કે નારીત્વ ખંડિત થયું. એમ કરતાં જ ધીમે ધીમે ધર્મનાશ થવાનો. છોડો એ વાત. ક્યાંના ક્યાં આવી પડ્યા!–બુદ્ધિવાદનો આ જ દોષ છે ને? પૂછું છું, તું કદાચ ફરી એનાં લગ્ન કરાવી આપવા વિચારે; પણ એ પોતે જ તૈયાર થશે, એમ શું તું માને છે?"

અનિલ વિષાદપૂર્ણ હાસ્ય કરી બોલ્યો, "હું પુરુષનો જ સ્વેચ્છાચાર પસંદ કરતો નથી, તો પછી સ્ત્રીઓની શી વાત? પરંતુ આપણે જેની ચર્ચા કરીએ છીએ, એને અંગે તો એક બીજો જ સવાલ ઉભો થાય છે. માન કે એ પરણવા તેયાર થાય. પણ એને સ્વેચ્છાએ સ્વીકારવા કોણ તૈયાર છે?"

"યુનિવર્સિટીની સર્વોચ્ચ ડીગ્રી પ્રાપ્ત કરેલ, સહૃદયી શ્રી અનિલચંદ્ર."

"હા શિશિર, મશ્કરીમાં ય તેં સાચું જ કહ્યું. જેને પોતાના ભણતરનું અને હૃદયનું અભિમાન છે, એ જ એનો ભાર લઈ શકે. બીજું કોઈ જ નહિ. ભગવાને જો સાચેસાચ મને શિક્ષિત અને

હૃદયવાન બનાવ્યો હોય, તો એનો ત્યાગ કરવો, એ મારે માટે અધર્મ છે."

"ઠીક, ઠીક. તું તારી હૃદયનીતિ અનુસાર ચાલ. હું માને સમજાવીને શ્યામલીને અહીં બોલાવરાવું છું. તું એનો ત્યાગ ન કરીશ. પણ બીજે કોંક યોગ્ય સ્થળે લગ્ન કર, એટલે બસ."

"ઓહ ! એ હતભાગીએ એવો તો શો ગુનો કર્યો છે, કે એની માતાનો મમતાભર્યો ખોળો છોડાવી, સહાય અને સહાનુભૂતિ હીન આ સ્થળે લાવીને ઝૂરાવી ઝૂરાવીને આપણે એને મારી નાખીએ ? વિધાતાએ એને સજા કરી છે, એ શી ઓછી છે ?"

"અરે, એ અહિંયાં આવી રહેશે; એનાથી થાય એટલું કામ કરશે; તું તારૂં કર્તવ્યપાલન કરી શકશે, માને પણ સંતોષી શકશે."

"વાહ ! આ ખરી તરકીબ–પરણવાનું પણ ખરૂં, ને શ્યામલી પ્રત્યેનું કર્તવ્યપાલન પણ ખરૂં ! કર્તવ્યપાલન એટલું સહેલું નથી, શિશિર ! એક બાજુ શ્યામલી, અને બીજી બાજુ પેલી બિચારી નવપરણેતર – બન્નેની પ્રત્યે અદ્‌ભુત કર્તવ્યપાલન થશે ! અને પછી હું મારી જાતને મહાન પુરુષ માની નિરાંતે મહાલીશ. પણ ભાઈ ! આપણી એવી હિંમત નથી, ફરી પરણીને શ્યામલી પ્રત્યેના યોગ્ય કર્તવ્યનો ભાર ઉપાડવાની."

"તો પછી એમ કહે ને, કે તું શ્યામલીને સ્વીકારે કે ન સ્વીકારે, પણ ફરી લગ્ન કરવાનો તો નથી જ, ખરૂંને ?"

"અરે, જે એક સ્ત્રી પ્રત્યે જ કર્તવ્યપાલન કરી શકયો નથી, તેને વળી બીજું લગન કરવાનો જ અધિકાર જ શો છે, તું જ કહેને ? માન કે એ સ્ત્રી પણ પાછળથી આંધળી થઈ, કે કોઈ ભારે રોગમાં સપડાઈ, તો પછી મારે માથે ત્રીજી વાર લગ્ન કરવાનું કર્તવ્ય ઉભું થાય કે નહિ ? એટલે જ એક વાર કરવું, ને બીજી વાર ના કરવું, એવી વાતમાં જ હું પડવા માગતો નથી."

" એ બધી દૂરની વાત છોડીને, આવી પડેલા કર્તવ્યનો જ વિચાર કર ને ? કુતર્ક છોડી દઈ, જરા ખ્યાલ કર, કે તારા કુટુંબમાં તું પ્રથમ સંતાન છે. એની જવાબદારીનું ય ભાન રાખ. બધી જ વાતમાં પોતાના હૃદયની વાત આગળ ન કર."

" એ જવાબદારીનો અર્થ જો તું વંશવૃદ્ધિ જ કરતો હોય, તો એ ભાર સલિલ ઉપર રહેશે. બાકીનું બધું મારા ઉપર "

" માનો તો ખ્યાલ કર જરા ? તું એમનો સૌથી મોટો દીકરો છે, અનિલ ! "

" એ તો હું છું જ તો ? આ શરીર જ એનું છે. એ ધારે તે આ શરીર દ્વારા જે કંઈ કરાવી શકે છે એક તો ત્યાગ કરાવ્યો. એ જ પ્રમાણે ગમે તે એકનો ધર્મ–સાક્ષીએ સ્વીકાર પણ કરાવી શકે છે. પરંતુ એ અધર્મની જવાબદારી મારી એકલાનીજ નહિ રહે—એણે પણ સહભાગી થવું પડશે. "

શિશિર થોડીવાર સ્તબ્ધભાવે બેસી રહી, મિત્ર તરફ દૃષ્ટિ કરી બોલ્યો : " આ જ લગી તારી પાસે રહ્યો છું, મારા મિત્ર તરીકે મેં સદા તને ઓળખ્યો છે, પણ આજે જણાય છે, કે હું તને જરા ય ઓળખતો નથી. એટલે તો મારાથી સમજાતું નથી કે, જ્યાં પ્રેમનો અંશ પણ શકય નથી, ત્યાં કેવળ કર્તવ્ય અને દયાની જ ખાતર તારૂં હૃદય કેવી રીતે દ્રવી શકયું હશે ?"

" શિશિર પ્રેમ જ્યાંથી ફૂટે છે, ત્યાંથી જ દયાનો પણ જન્મ થાય છે. દયા, સ્નેહ, પ્રેમ એ બધાં એક જ વસ્તુનાં જુદી જુદી સ્થિતિનાં નામ છે. એમાંથી જેના ઉપર જેટલું સિંચન કરશો, એ તમારા મનની અંદર એટલા વિરાટ સ્વરૂપે ખીલી ઉઠશે; અને એમાંય જો કર્તવ્યબુદ્ધિ એની સાથે હશે, તો પછી એના કરતાં ઉચ્ચતર બીજું કાંઇ જ નહિ હોય."

## ૧૧

મ્હાં અભિમાનિની અનિલની માતા શિશિરની પાસેથી તથા પોતાને કાને અનિલની વાત સાંભળી ભયંકર રીસમાં ને રીસમાં પથ્થરની મૂર્તિ સમી બની ગઈ. જેના સુખને માટે પોતે આટ-આટલું કરી રહી છે એ જ જો આમ ઉલટી રીતે વિચાર કરે તો પછી માએ એકલીએ શું કામ હાયબળાપો કર્યા કરવો જોઈએ? જો અનિલને પોતાને મા વિના ચાલતું હોય તો માને શું કામ એના વિના નહિ ચાલે? આટલી ઉંમરે કયો દીકરો માની સોડમાં લપાતો હશે? માને ગમે તેટલું દુઃખ થવા છતાં જો અનિલ પોતાના માનેલા કર્તવ્યને પકડી બેસતો હોય તો ભલે એમ કરતો. માએ એને શું કામ કશું કહેવું જોઈએ? ફરી ના પરણવું હોય તો ના પરણે. પેલી ગમાર સ્ત્રીને લઈ સંસાર ચલાવવા ઇચ્છા હોય તો ભલે ને એમ જ કરતો. હવે પોતે અનિલની આડે ક્યાંય નહિ આવે. એની દૂનિયામાંથી પોતે નિવૃત્તિ લેશે—તીર્થયાત્રાએ ચાલી જશે.

અને ભારે ધામધૂમ સહિત તીર્થયાત્રાની તૈયારીઓ શરૂ થઈ ગઈ. અનિલને કાને પણ એ વાત પહોંચી. એણે એક દહાડો મુનીમને ભારે લગેજ તૈયાર કરતા જોયા અને તે સમજી ગયો. પુસ્તક મૂકી

ઈ તે માતા પાસે દોડ્યો. મા એ વખતે કામમાં હતી. એના રૂક્ષ કેશ, એનું પાતળું શરીર તથા ફિક્કું મુખ જોઈને અનિલ ચોંકી ઊઠ્યો. આ જ શું એની જગદ્ધાત્રી તેજસ્વિની મહાહાસ્યમયી મા ? અનિલ સમજી ગયો કે, કઈ વેદનાને કારણે એની આ હાલત થઈ હતી.

અપરાધીની જેમ અનિલ પગ આગળ બેસી પડી બોલ્યો : "મા !"

મા ચોંકી ઊઠી. અનિલ પ્રત્યે દૃષ્ટિ પડતાં જ તેનું મન રૂદ્ધ વેદનાથી એકદમ ઉત્તેજિત થઈ ગયું અને એકાએક ત્યાંથી ચાલી જવા ઊભી થઈ જતાં અનિલ બંને હાથ વડે તેના પગ દબાવી રાખી બોલ્યો : "મા ! દોષ હશે તો મારો હશે. સલિલ તો દોષિત નથી ને ? તો પછી એને છોડી શું કામ ચાલી જાય છે ?"

માએ એકદમ પોતાના પગ છોડાવી લઈ બાજુના ખંડમાં જઈ બારણાં બંધ કરી દીધાં.

દુનિયાને માટે, સલિલને કારણે અનિલ તેને જતી રોકવા આવ્યો હતો, પોતાને માટે નહિ ! તેને હવે માની કશી જ જરૂર નથી !

યાત્રાનો દિવસ આવ્યો. સવારના પહોરમાં સૌએ જોયું-ગૃહિણી ભયંકર તાવ લઈ પથારીમાં પડી છે. સૌ જાણતું હતું કે છેલ્લા કેટલાય દિવસ થયાં તે ખાધાપીધા વિના આ ખંડથી પેલે ખંડ ફર્યા જ કરતી હતી. એટલે આ તાવ જોઈ કોઈ આશ્ચર્ય પામ્યું નહિ.

પણ "તાવ આવ્યો તો ભલે આવ્યો. હું તો આ ચાલી. શિશિર તૈયાર છે ને ?"-બોલી માતાએ પથારીમાંથી ઊઠવા પ્રયત્ન કર્યો ત્યાં તો કોઈ ચિરપરિચિત સ્પર્શે તેને વળગી પડી પથારીમાં

પાછી સુવાડી દીધી અને છાતી ઉપર માથું નાખી અનિલ બોલ્યો : “ મા ! મા !”

માનું આખું શરીર કંપી ઊઠ્યું. તેણે ચિત્કારપૂર્વક બૂમ મારી : “ શિશિર ! શિશિર ! મને લઇ જા—મને અહીંથી લઈ ચાલ. ”

“ મને મૂકી ક્યાં જઇશ, મા ? તો હું ય તારી સાથે આવીશ. ”

થોડીવાર પછી માતાને સ્તબ્ધ પડેલી જોઈ અનિલે તેના મોં ભણી દૃષ્ટિ કરી તો માતા મૂર્છાગ્રસ્ત હતી. હાંફળા બની અનિલે શિશિરને બૂમ મારી. શિશિર આવી ઉપચાર કરવા લાગ્યો. અનિલ ઉદ્વિગ્નકાતર દૃષ્ટિએ કેવળ માના મુખ ભણી જોઈ રહ્યો.

તે જાણતો હતો કે માતા અત્યંત અભિમાનિની હતી. તેની દુનિયામાં તેના પુત્રની તમામ બાબતમાં તે જ સર્વેશ્વરી હતી. વર્ષો થયાં તે અનિલને સાવ નાના બાળકની જેમ ઉછેરતી હતી. આટલું ભણતર અને આટલી મોટી ઉંમર હોવા છતાં અનિલ પણ મા સિવાય ભાગ્યે જ કશું સમજતો અને ઓળખતો હતો. આજે એજ માતા ઊપર ક્રોધ કરી અનિલ જાણે તેની હત્યા કરવાની હદે પહોંચી ગયો હતો ! અનિલના વર્તનથી એને એટલો તો આઘાત થયો હતો કે તેના બીજા એક પુત્રને રડતોરવડતો મૂકીને, પોતાની બધી માયા-મમતાનો ગૃહસંસાર છોડીને પણ તે ચાલી જવા તૈયાર થઈ હતી ! પણ આવડો મોટો આઘાત એ સહન કરે શી રીતે ?

માતાના આકરા અને જીદ્દી સ્વભાવની વાત ભૂલી જઈ અનિલ પોતે શું જોઇને આટલા દિવસ આમ ક્રૂર બની વર્ત્યો હતો ?

થોડીવારે માતાને ભાન આવતાં તેણે અનિલનાં વ્યગ્રવ્યથિત ચક્ષુઓ જોયાં અને વળી પાછી તેણે પોતાની આંખો મીંચી દીધી.

અનિલ કાતરકંઠે બોલ્યો : “ મા ! ઓ મા !”

એકાએક જાણે માતાના સમસ્ત અભિમાનઅગ્નિ ઉપર સ્નિગ્ધધારા વરસી રહી અને આગ બુઝાવા લાગી. બંધ આંખોમાંથી હૃદયની ધારા બહાર ઉલટી આવવા મથી રહી. માતાએ અકળાઈ જઈ આંખો મોં ઢાંકી દીધાં. પરંતુ દુઃખદ સ્મૃતિ એમ કંઈ ઓછી જ ઢંકાઈ કે ધોવાઈ જાય છે?

અનિલે જોરપૂર્વક માતાના મોં ઉપરનું આવરણ ખસેડી નાખી પોતાનું મોં એની છાતી ઉપર નાંખ્યું. અને જોતજોતામાં બધા બંધો તૂટી ગયા. માતાના ઉષ્ણ અશ્રુસ્રોતમાં પુત્રનું મસ્તક ભીંજી રહ્યું.

પુત્રની મમતા અને સેવાથી માતા જલદી સ્વસ્થ બની. અનિલે બધો સામાન ખસેડાવી નાખ્યો. માતાએ સ્નેહપૂર્વક સહાસ્ય પોતાનું યોગ્ય સ્થાન ફરી પાછું લઈ લીધું.

અનિલે સલિલને કહ્યું: "તું તો કશા કામનો નથી. પહેલાં તો મને હતું કે તું ખૂબ કામગરો હશે. હવે ખબર પડે છે કે ફૂટ બોલને ઠીક કરવા ઉપરાંત તને કશું આવડતું નથી. માનો યાત્રાનો સામાન બધો છોડી કરીને વગે કરવાનું ય તારાથી ના બન્યું?"

"અરે, તમે કહો છો ખરા. પણ મેં એમ કર્યું હોત તો મારી શી વલે થાત એ જાણો છો? એ તો તમે બોલો છો એટલે એ બધું નભાવી લે છે. હમણાં હું જરા અમથું કંઈ કરવા જાઉં તો મા લાલ ડોળા કહાડ્યા વિના ન રહે. એના કરતાં મારું 'પ્લે ગ્રાઉન્ડ' શું ખોટું?"

"તો પછી ઘરમાં ધ્યાન કોણ આપશે? દુનિયાદારી ચલાવીશ કેવી રીતે?"

"એમ જ વળી! એ તો તમને મારી બુદ્ધિ માટે આવો ખ્યાલ છે. શિશિરદા તો મારી બુદ્ધિની તારિફ કરે છે!"

અનિલ શરમાઈને હસીને બોલ્યો:

"વારુ; વારુ; તારી બુદ્ધિની શી તારિફ કરવી ? હવે વધારે કરાવવાની જરૂર નથી—જા."

"એમ ? મા, તું જ બોલ, સાચા ધરમથી બોલ, મારામાં બુદ્ધિ છે કે નહિ ?"

માએ હસવું દબાવી દઈ કૃત્રિમ ધમકીના કંઠે કહ્યું: 'વળી પાછો બકબકાટ શરૂ થઇ ગયો ? તારી પરીક્ષા સામે આવી ઊભી છે. ખબર નથી ? જા વાંચવા બેસ. બસ આખો દહાડો રમવામાં જ જીવ ?"

સલિલ ભાગી છૂટયો. માતા એની ભણી સ્નેહભર્યાં નેત્રે જોઇને બોલી: "સલિલ છે તો આ કુટુંબનું નામઠામ કાયમ છે. ક્યારની મને એની ખાત્રી થઈ ગઈ છે. બધી બાજુ એનું મગજ ચાલે છે."

અનિલને ખબર હતી કે આ વાતમાં કંઈ માલ ન હતો. આજ લગી માએ કદી પણ આવું માન્યું ન હતું. અનિલ સિવાય આ કુટુંબમાં એને કશો આધાર અવલંબન આજ લગી દેખાયું ન હતું. સલિલ વિષે હંમેશાં એણે 'એ તો સાવ પાગલ છે—એનામાં ક્યારે સમજ આવશે ?'—એમ જ કહ્યું હતું. આજે અનિલના વર્તનને કારણે માતાએ સલિલ ઉપર આસ્થા રાખવા માંડી હતી એ વાત સમજી જઇ અનિલે માથું નીચું નાખી દીધું.

અનિલે પહેલાંની જેમ માતાના અંચલને આશ્રયે જીવવાનો પ્રયત્ન કરવા માંડયો. પણ માતા પણ સમજી અને પુત્ર યે સમજ્યો કે પહેલાં હતું તેવું નથી, ક્યાંક એક ફાટ પડી ચૂકી છે. એ તડ કેમે કરી એક થઇ જતી નથી.

પણ આવી ફાટ હંમેશાં રહે એ કેમ ચાલે ? પોતાના કર્તવ્યને કારણે આટલી હદે જવું યોગ્ય ન હતું એમ હવે અનિલને

લાગવા માંડ્યું. માતા સિવાય તેનું આ દુનિયામાં કોણ હતું ? એક બીજાને આવી દુનિયામાં બીજો કયો સહારો હતો ?

અનિલે એક દિવસ માને કહ્યું: "તું જાત્રાએ જવા ઇચ્છા કરતી હતી. મેં એ તોડી પડાવી. મને પાપ નહિ લાગ્યું હોય?"

મા હસીને બોલી: "લાગ્યું જ હશે વળી! પણ તું ક્યાં પાપપુણ્યમાં માને છે."

"થોડું થોડું તો માનું છું. એટલે જ થાય છે કે, ચાલો આપણે ત્રણે–તું, શિશિર ને હું–ક્યાંક જાત્રાએ જઈએ. પાપ ધોવાઈ જશે, ને ફરવાનુંય બનશે."

માનું મોં ઝાંખું પડી ગયું. તે બોલી: "જાત્રાની વાત બનાવટી છે. તારે ફરવા જવું છે એમ કહે. પણ સલિલની પરીક્ષા આવી છે. એને એકલો મૂકીને શી રીતે જવાય? એમ કર–તું ને શિશિર જાઓ."

અનિલ એકદમ બોલી ઊઠ્યો: "વાહ! એમ તે કંઈ બનતું હશે? હવે તો, શિશિર પણ વાંચવાનું શરૂ કરશે. અમે બંને સ્કૉલરશીપનું વાંચીએ છીએ, ખબર નથી તને? શિશિરથી હવે પછી ઘેર જવાશે નહિ, એમ કરીને તો એ હમણાં જ ઘેર ગયો છે."

"તે મને કેમ કરીને બધી ખબર પડે, ભાઈ? તું ક્યારે મને કશી વાત કરે છે તે? પણ શિશિર ગયો ક્યાં? એને પોતાને ઘેર?"

"હા, પહેલાં તો એને ઘેર જશે, પછી વળી બીજે પણ જઈ આવશે."

માતા થોડીવાર શાંત રહી બોલી: "એ મને મા કરતાંય વધારે ગણે છે. હું જે કંઈ જ્યારે કહું છું, એમ કરવા એ એ જ ક્ષણે તૈયાર થઈ જાય છે. એ સાસરે જવાનો છે, એમ મેં જાણ્યું

હોત તો વહુને મારી પાસે લઈ આવવા હું એને કહેત નહિ? શિશિરની વહુને તો મેં હજી જોઈ યે નથી. એ કામ હજી મારે બાકી છે."

અનિલ થોડી વાર વિચાર કરી બોલ્યો: "તું કહે તો શિશિરને લખી નાખું."

મોઢે આમ બોલવા છતાં અનિલ પોતાના મનથી આ વાતને અનુમોદન આપી ન શક્યો. એ જાણતો હતો કે વીજળીને જોઈને મા એવડી અશાન્ત બની ઊઠશે.

ક્ષણવાર શાન્ત રહી મા પણ વેગપૂર્વક બોલી ઊઠી: "ના–મારે એવી જરૂર નથી. છો રહી મારી અંધારી નગરી. મારાથી આનંદ ઉજાસ સહેવાશે નહિ, ઘરમાં એને યોગ્ય કોઈ સંગી નથી, સાથી નથી. એ બિચારી મુંઝાશે."

"મને પણ એમ જ લાગે છે, મા. વારુ, મા, આપણો સલિલ પણ હવે તો મોટો થયો. એનાં ય લગન કરવાં પડશે."

માતાને મોં ઉપર ગાઢો અંધકાર છવાઇ ગયો. તે ઊઠવા કરતી હતી ત્યાં અનિલ તેના ખોળામાં સૂઈ ગયો. ખોળામાં મોં છૂપાવી ધીરા અવાજે તે બોલ્યો: "બધી વાતમાં તું આમ ભાગી છૂટે તે ના ચાલે. તારે જે બોલવું હોય તે બોલ–મારે એ સાંભળવું છે. મારી વાત તારે ય સાંભળવી પડશે. નહિ તો, આમ ને આમ સાથે કેમ જીવાશે?"

પુત્રની આ કાતરવાણી માતાના હૃદયમાં છરીની જેમ ભોંકાઇ. કેવા તુચ્છ અભિમાનને કારણે તેણે તેના પરમ ધનને પારકા જેવું બનાવી મૂક્યું હતું! નાનપણથી જ અનિલમાં દયાની કોઇ અદ્ભુત ધૂન હતી. રસ્તે જતાં એક વાર એક આંધળાને જોઇ એનું દિલ દ્રવી ગયું. ભીખ માગતા ભિખારીની સાથે એની પોતાની આંખો

પણ ઊભરાઈ ચાલી. છેવટે પેલાને કંઈ મદદ કરવામાં આવી ત્યારેજ તે શાંત પડયો. શિયાળામાં ઘણીવાર તે પછેડી કે ગરમ વસ્ત્ર ભિખારીને આપી આવતો. આજ લગી એની આ ધૂન માતાએ પોષી હતી. આજે એ જ પુત્ર જો બીજી કોઇ વાતમાં એવી હઠ કરી બેસે તો એમાં માતાએ શું કામ ગુસ્સે થવું જોઇએ ? આટલા દિવસ છોકરો જ હતો. એમ ને એમ થોડા દિવસ વધારે જશે. બીજું શું ? પછી ભગવાન કરે તે ખરૂં. નસીબમાં જો એવું સુખ લખ્યું હશે તો મળશે. પણ એવું સુખ નથી મળતું એમ કરી શું દીકરાને જ છોડી દેવો ? વધારે સુખની આશામાં શું દુઃખ વહોરી લેવું ? ધૂની દીકરાનું મન પોતાને અનુકૂળ રીતે ન વર્તે એટલે શું માએ એનો ત્યાગ કરી દેવો ? પ્રયત્ન કરીને એનું મન સ્થિર કરવાનો સમય જ ન આપવો ? એ શું માનું કર્તવ્ય નથી ? અને અનિલે માની એક ઈચ્છા તો પૂરી કરી હતી !

માતા આ પ્રકારે વિચારતી પુત્રના માથા ઉપર હાથ ફેરવતી બોલી: " શું બોલું તું જ કહે. કશું સહેવાતું નથી—કશું કબૂલ થતું નથી—થશે ય નહિ; પણ તું બોલ—હું સાંભળ્યા તો કરીશ."

" આજે તો કશું બોલવા ઈચ્છા નથી. તું જ બોલ—હું સાંભળ્યા કરીશ. "

" મને બોલવાનું તું કહે છે ? મારે બોલવાનું છે ય શું, અનિલ ? "

" તું રાજી થાય એવું મને ફરમાવ. મને કહે તારે જે કંઈ કરવું હોય તે. "

માતા જે કોઈ રીતે ખુશ થાય એમ કરવા અનિલ તૈયાર છે. પણ એને ખબર નથી કે માતાને વળી પોતાનું આગવું એવું સુખ શું છે ! અનિલને સુખી કરવામાંજ તેનું બધું સુખ સમાઈ જાય છે.

પરંતુ આજે અનિલે માતાને પોતાથી જુદી ગણી છે, એનો જ આ પ્રતાપ છે.

અનિલની માતા મોં ભારે કરી બોલી: " મારા સુખને માટે તારે અકળાવાની જરૂર નથી. અનિલ તું જે રીતે સુખી થતો હોય એમ કર. "

માતાના ખોળામાં મોં છૂપાવી રાખી અનિલ રૂંધ્ધ કંઠે બોલ્યો, " મને માફ કર, મા, એવું ફરી ન બોલીશ. મને બહુ ખરાબ લાગે છે. દુઃખ થાય છે. "

માતા જરા લજ્જિત તથા અનુતાપિત બની અનિલના વાળમાં આંગળીઓ ફેરવવા લાગી. થોડી વાર માતાના એ સ્નેહનો ઉપભોગ કરી અનિલ બોલ્યો: " મા! "

માતાએ ધેરા અવાજે ઉત્તર આપ્યો: " અનિ! "

" બોલ કંઈક. "

" શું બોલું? "

" કહે–હું શું કરું? "

" હું કહીશ એ તારાથી સમજાશે? '

" હા–મા. "

" તને સુખી કરવા ઉપરાંત મારે બીજું કયું એવું સુખ છે? "

" મને...સુખી? તને શું લાગે છે–હું શાથી સુખી થઈશ? "

" સૌ સંતાનની માતા જે રીતે પોતાના સંતાનને જોઈ સુખી થાય છે એ રીતે. "

" મા? તારે મોઢે શું આ શોભે છે? તું કંઈ બીજી માતાઓની જેમ કશું નથી સમજતી એવું નથી. કોઈ મા પુત્રને ધન મળેથી પુત્ર સુખી થશે એમ માને છે, કોઈ વળી પુત્રને આગેવાન બનેલો જોવા ઈચ્છે છે. કોઈ વિદ્વાન, ધાર્મિક કે જ્ઞાની બને એમ ઈચ્છે છે.

કોઇ પોતાનો દીકરો પરોપકારી બને એમ ઇચ્છે છે; તો કોઇ આત્મરત રહે એમ સૌ માતાનું મન સરખું હોતું નથી. બોલ, આજે તું તારા દીકરાને કેવો જોવા માગે છે! – કહે, સ્પષ્ટ કહે."

માતાએ મોં નીચું નાખી દીધું.

બહુ વાર શાંત રહી, માતાને મૂગી જોઈ અનિલ કોમલ સ્વરે બોલ્યો: "કહે, મા, આજે તું તારા દીકરાને કેવો જોવા ઇચ્છે છે?"

"કહું છું" એટલું બોલી માતાએ પુત્રની ભણી સ્થિર દૃષ્ટિએ જોયું. "હું તને જેવો જોવા ઇચ્છું છું, એવો તું થઇ શકીશ? બરાબર વિચાર કરી જો."

પુત્રે ધીરે ધીરે આંખો ઉઘાડી માતાના એક પગને પકડી રાખી કહ્યું: "આશીર્વાદ આપ, કે થઈ શકીશ."

પુત્રનો હાથ પગે અડકતાં, "એ શું?" કહી માતાએ તેનો હાથ ખસેડી લીધો અને નીચી વળી પુત્રના લલાટ ઉપર ચુંબન કરી બોલી: "આવા ગાંડાને મેં જન્મ આપ્યો છે!"

"હા, મા, આ પાગલને આશીર્વાદ આપ કે, એ એનો ઈશ્વર જીવનઆધાર કદી ગુમાવી ન બેસે."

માતા અપલકનેત્રે ઉદાર પુત્રની બંધ આંખો ભણી ટગી રહી. જે પુત્રને કારણે સૌ આ માતાને રત્નભર્યા તરીકે ઓળખતાં હતાં એ પુત્ર આજે પોતાની બધી વિવેકબુદ્ધિને તિલાંજલિ આપી માતા જે કહે તે કરવા તૈયાર થયો છે! એવા આ સન્તાનને માતા આજે કહે પણ શું? આ માતાનું દિલ જે ઝંખે છે, એ સાધારણ માતાની દૃષ્ટિએ અયોગ્ય પણ નથી. પરંતુ જે પુત્રની અસાધારણતાને કારણે તે ગર્વ લેતી આવી છે તેને સાધારણ પુત્ર બની જીવવાનું એ કહે પણ શી રીતે?

અને પુત્ર પણ જાણે છે કે, તેની મા સાધારણ માતાના જેવી આંધળી નથી. માતા પણ જાણે છે કે, તેના પુત્રને સાંસારિક સુખ

કરતાં કર્તવ્યપાલનમાં અદ્દભુત આનંદ છે, એમાં જ એ સુખ અનુભવનાર છે. અને એના સુખમાં જ જો સાચેસાચ પોતે પણ સુખી થનાર હોય તો કર્તવ્યભંગનું દુઃખ શું કામ તે અનિલ ઉપર ઓઢાડવા ઇચ્છે ? શું કામ કરીને પોતે પોતાનું સ્વતંત્ર સુખ શોધવા મથતી નથી ? પુત્રના માથાને પોતાના ખોળામાં રાખીને તે શું પોતાના મન સાથે બીજી જ રમત રમી રહી છે ?

અને બહુ વારે તે બોલી, " તું સાચેસાચ શામાં સુખ અનુભવશે એ પહેલાં કહે. "

અનિલે મ્લાન હાસ્ય કરી કહ્યું, " તું એ મારી પાસેથી જાણવા માગે છે, નહિ ? ના, આજે તો—મારે તારી પાસેથી નક્કી કરવું છે કે, શું કર્યે હું સુખી થઇશ ? "

સહેજે માતાથી બોલાઇ જાત કે 'ફરી લગન કર.' પણ એક હરફ પણ મોંમાંથી બહાર નીકળતો નથી !

બહુ વારે અનિલે પૂછયું, " શું નક્કી કર્યું, મા ? "

માએ મૃદુ કંઠે જવાબ વાળ્યો, " તું છે એમનો એમ પડયો રહે મારા ખોળામાં. પછી જોયું જશે. "

પુત્ર અત્યંત આનંદમાં આવી જઇ માતા ભણી ટગી રહ્યો. અને બોલ્યો, " તો જરા ઊંઘી લઉં, મા. ઊંઘ આવે છે. "

મા બોલી, " ઊંઘી જા, બેટા, ઊંઘી જા. "

# ૧૨

ગંભીર મહાસાગરને તળિયે જેવો નિવાસ છે, પ્રવાલના અનન્ય સૌંદર્યની વચ્ચે સદાને માટે જેનું સ્થાન છે એવા જીવને પણ કદીક કદીક પોતાના એ નિવાસસ્થાનનો ત્યાગ કરી જવાની ઉત્સુકતા શું કામ થઈ આવતી હશે? એનેય કદીક કદીક નૂતનત્વ જોઈતું હશે, નહિ? કેવળ એકનું એક દૃશ્ય જોઈ જોઈને એકના એક સ્થળે નિવાસ કરીને તેનાં ચક્ષુ અને પ્રાણ થાકી ઊઠતાં હશે. પરંતુ એ ક્ષુલ્લક જીવ કરતાંય જેની હાલત વધારે શોચનીય છે, ગમે ત્યાં જવા છતાં જેની ચારે બાજુ શબ્દહીન અનંત નિસ્તરંગ સમુદ્રના ઊંડા તળિયાની નિસ્તબ્ધતા ઘેરી વળેલી છે એને વળી નવીનતાનો આસ્વાદ કરાવવાની તાકાદ પ્રકૃતિમાં પણ ક્યાંથી હોય! પરંતુ હાય! માણસ તરીકે જેણે દેહ ધારણ કર્યો છે, તેનું માણસનું મન કોઈને કોઈ સમયે પોતાનો અધિકાર ઊભો કરે જ છે. અજ્ઞાનરૂપી અંધકારમાં ભલે ને ગમે તેટલો સમય એ ઢંકાઈ રહે, ઊંઘના ઘેનમાં રહે, પરંતુ એ જ ગુહાશાયી મન એક દિવસ એનું રૂપ બતાવ્યા વિના નથી જ રહેતું. પાંચ ઘોડામાં એકાદ ખૂટતો હશે તો મોડું થશે, પણ એક દિવસ રથ ધારેલી જગાએ પહોંચવાનો તો ખરો જ.

શ્યામલી અનુભવી રહી હતી–તેની સૃષ્ટિમાં કોણ જાણે કોણે પ્રવેશ કરીને બધું ઉથલપાથલ કરી નાખ્યું હતું! પિતાની રૂક્ષતા તથા ભગિનીનો કઠોર ચહેરો એકાએક આવો કોમળ શી રીતે થઈ ગયો, એનું તેને આશ્ચર્ય થયુ. માતામાં તો એવો કશો ફેર પડ્યો નથી. ઊલટી એ તો જરા કઠોર બનીને તેને દુનિયાના હિતાહિતનું જ્ઞાન આપે છે, કર્તવ્યઅકર્તવ્યનો પાઠ ભણાવે છે. પણ પિતા અને બહેન જેમણે પહેલાં કદી આવાં કરુણા અને સહાનુભૂતિ એના પ્રત્યે વ્યક્ત કર્યાં નથી, એમના મોં આંખ ઉપર આજે શાને એનાં દર્શન થઈ રહ્યાં છે. અરે! બીજા એક આત્મીયજનનો આજે ઉમેરો થયો છે.–શિશિરનો! વીજળી એની હાજરીમાં માથે ઓઢી લે છે, દૂર સરકી જાય છે, શરમાઈ ઊઠે છે!

આ બધા ઉપરથી શ્યામલીને સમજાઈ ગયું કે શિશિર વીજળીનો સ્વામી છે–અને થોડા વખત પહેલાં એને ત્યાં જે ધમાલ થવા પામી હતી, એનું નામ વગ્ન. સ્ત્રી પુરુષનાં લગ્ન થાય છે એ એણે આજ પહેલાં જોયું જાણ્યું હતું. નાની નાની છોકરીઓ વરવહુના વિચારે આનંદમાં આવી જઈ ખીલી ઊઠે છે એ તે જાણતી હતી. અને શિશિરને જોઈ એ પણ ખીલી ઊઠી. બહેનનો માથા પરનો છેડો ખસેડી નાખી તે ગુસ્સો પણ વહોરી લેતી; પણ આ ગુસ્સો જુદો જ હતો. પહેલાંના જેવી ચીડ એમાં ન હતી એ તેને જણાયા વિના ન રહ્યું. શિશિર પણ શ્યામલીની આ રમતમાં સાથ આપવા લાગ્યો. આ નૂતન આત્મીય પુરુષ તેને સ્નેહ અને મમતા ભરી આંખે જુએ છે, એમ સમજતાં તેને વાર ન લાગી અને એના આનંદનો પાર ન રહ્યો.

હવે તો, શિશિર વીજળીને તેડી જવા આવે છે ત્યારે શ્યામલી ભાનપૂર્વક તેને ના પાડે છે. અને વીજળીના ગયા પછી રડે છે! વળી પાછી વીજળી ઘેર આવે છે ને એના આનંદનો પાર રહેતો

નથી. વચ્ચે વચ્ચે શિશિર પણ આવે છે, અને આ નૂતન આનંદની તે પ્રતીક્ષા કરવા માંડે છે એને આવતાં મોડું થાય છે તો તે બહેનને નિશાનીઓ કરી સવાલો પૂછે છે.

શિશિર આવતાં શ્યામલી દોડાદોડી કરી તેના સ્વાગતની તૈયારી કરે છે. નાસ્તાની તૈયારી કરવાનો ભાર તે માના હાથમાંથી પોતે લઈ લેવા ઇચ્છે છે. ફળિયાની સ્ત્રીઓ શિશિરની મશ્કરીઓ કરે છે. શ્યામલીને પણ એ ગમે છે ને પોતે પણ કરવા લાગે છે. શિશિર જાણી જોઈને સંત્રસ્ત અને ભીત બન્યો હોય એવો દેખાવ કરે છે– શ્યામલી પેટ પકડીને હસ્યા જ કરે છે.

આ હતભાગી જીવની અંદર પ્રસુપ્ત સ્નેહવૃત્તિ આમ ધીમે ધીમે જાગી રહે છે, શિશિર એ સમજી શકયો અને અનિલના શબ્દો યાદ કરી તે ઉદાસ બન્યો. શ્યામલીનું મુખ, તેની આંખો અને તેના પ્રત્યેક વર્તનમાં ભગિની માટેનો સ્નેહ, મિત્ર અથવા સાથી માટેની ઉત્કટ વૃત્તિ ધીમે ધીમે પ્રકાશ પામતી હતી એ એના ખ્યાન બહાર નહતું. આટલા દિવસ લગી જે જડ હતી, માતાપિતાની ગમે તેટલી લાગણી તેનો જે સ્વભાવ દૂર કરી શકી ન હતી, એ જ શ્યામલી એક સાવ પરાયાનો અભ્યુદય થતાં ધીમે ધીમે જડમાંથી માણસ બની રહી હતી. શિશિર આવે ત્યારે તેની આગતાસ્વાગતા અંગે કામ કરતાં સુદ્ધાં તે શીખી ગઈ હતી. હવે એ આખો દિવસ પહેલાંની જેમ આકાશ ભણી આંખો માંડી મોં ફાડી ઉભી રહેતી નથી. ઘરનું કામ શીખવામાં તેનું ચિત્ત ચોંટયું જણાય છે. એક દિવસ માતાને જમાઈ માટે રેશમી મોજાં ગૂંથતી જોઈ અને વીજળીને એમાં મદદ કરતી જોઈ તેને ય એ કામ શીખી લેવાનું મન થઈ આવ્યું. માતાએ તેને ખૂબ જ મમતા અને કાળજીપૂર્વક શીખવાડવા પ્રયત્ન કર્યો પણ શ્યામલી બીજાં કામની જેમ આ કામ સરળતાથી શીખી ન શકી.

તેની બે આંખોને તે ધાગા ઉપર સ્થિર ઠેરવી શકતી ન હતી. શબ્દહીન અતલમાં જેનો વિચાર છે એ મનરૂપી અતલ ગુફામાં ડૂબી રહેવા કદી તૈયાર નહિ થાય. જીવ એનો ધડકી ઉઠશે.

શ્યામલી વચમાં વચમાં એકદમ ઊભી થઈ જઈ માતા પાસે દોડી જઈ એને ગળે વળગી પડી તેની સામે જોઇ રહી 'ઓહ' કરીને નિરાંતનો શ્વાસ ભરે છે. બેનના અનુપમ સુંદર મુખ તરફ જોઈ રહી મૃદુ મૃદુ હાસ્ય કરે છે. અને પછી એકાએક એક દોટમાં અગાસીએ પહોંચી જઈ નીલ સામ્રાજ્યમાં તે તેના થાકેલા મન અને આંખોને પાથરી દઈ બેસી પડે છે.

આ વખતે શિશિર વીજળીને તેડી ગયો ત્યારે તે પારાવાર રડી અને પછી પણ ઉદાસ બની રહેવા લાગી. એક દિવસ શ્યામલીની માતાએ તેના હાથમાં એક ફોટો મૂક્યો. શ્યામલીએ વિસ્મયભરી દૃષ્ટિએ ફોટા તરફ નજર કરી, અને કંઈ એક યાદ આવ્યું હોય એમ તે માતા તરફ જોઈ રહી. હમેશની જેમ આજે પણ તે તેની આંખો દ્વારા પૂછી રહી હતી. 'આ કોણ મા ? આમને તો કંઈ ઓળખતી હોઉં એમ મને લાગે છેઃ આ કોનો ફોટો છે ? અને મને શું કામ આપ્યો ?"

માતાએ શ્યામલીના માથા ઉપરનો છેડો ઊંચો કરી છબી તરફ આંગળી કરી માથાનો છેડો વધારે ખેંચી ઘૂમટાની જેમ ઓઢાડ્યો. શ્યામલી સમજી ગઈ. અને કેટલાય વખત સુધી તે એજ ફોટો જોતી ઊભી રહી. ઓહ ! આજ પેલો આદમી જે પેલા દુર્ભાગી દિવસોના એકાંતમાં ક્વચિત પાસે આવી જતો. એનો ફોટો માને ક્યાંથી મળ્યો ? અને તેને યાદ આવ્યું કે પેલી રાતે વીજળીને શિશિરની સામે ઘૂમટો ખેંચી બેસાડી હતી એ પહેલાં પોતાને પણ આ પુરુષની સામે એ જ રીતે બેસાડી હતી.

મારા બાપુને એ પછી બધા મારવા આવ્યા હતા ત્યારે આણે જ તેમને અટકાવ્યા હતા. અને છેલ્લે છેલ્લે તેને પેલા બંદીખાનેથી છોડાવી અહીં મૂકી જનાર પણ આ જ! બીજી પણ કેટલીક વાતો એને યાદ આવી પણ આ ફોટાથી શું? એનાથી શો લાભ?

માતા ફિક્કી આંખોએ પુત્રી તરફ જોઈ રહી. તેણે તેના હાથમાંથી ફોટો ભીંત ઉપર ભરાવ્યો. શ્યામલી તેની તરફ એકી ટસે જોઈ રહી. સાથે સાથે આંખો પાણીથી ઉભરાઈ ચાલી. માતાએ આખરે ફોટાને શ્યામલીના કપાળે અડકાડી કાગળની બોકસમાં મૂકી દીધો.

શ્યામલી અવાક્ બની માતા ભણી જોઈ રહી. આ આદમી જે દિવસે તેને મૂકી જવા આવ્યો હતો તે દિવસનું પાનું રૂદન અને તેનો મુખભાવ તેને આજે યાદ આવ્યાં. માતા તેના ઉપર કેટલો બધો પ્રેમ રાખતી હતી! પણ એની છબી મારા માથે શું કામ અડકાડી?–

માતાએ બોકસમાંથી બીજા પણ સુંદર સુંદર ફોટાઓ કાઢી શ્યામલીના હાથમાં મૂકયા. શ્યામલીના આશ્ચર્યનો પાર ન રહ્યો. આટલા સુંદર ફોટા તેણે કદી જોયા ન હતા. આકાશના જ સભર રંગો અહીં પણ પથરાયેલા હતા.

ફોટા જોતાં શ્યામલીના આનંદનો પાર ન રહ્યો. તેના મોં ઉપર આશા ફરી વળી. અને ઉત્સાહમાં આવી જઈ તે વારંવાર માતાને જોવા લાગી.

"આ બધા કોના ફોટા છે, મા? કયાંથી લાવી? કેટલા સુંદર છે! લાવ, મને આપ."

પરંતુ માતાના મુખ ઉપર, શ્યામલીનો આટલો આનંદ જોઈને પણ આનંદ ઊછળી ન આવ્યો.

માતાએ નિશાની વડે સમજાવ્યું કે આ ફોટો જેનો છે એજ માણસે આ બધા ફોટા મોકલ્યા છે.

ઓહ ! તો એ કેટલો બધો સારો માણસ ! પણ મા, એમાં શું કામ દુ:ખી જેવી થઇ જાય છે ? ધીમે ધીમે માતા બધા ફોટા બોકસમાં મૂકી દઈ શ્યામલીને એક ફોટો આપી ઊભી થઈ ગઈ.

આ મૂક જગતમાં જેનો પ્રત્યેક હાવભાવ શ્યામલીના અર્ધવિકસિત જીવનની સમસ્ત પૂંજી સમાન છે તેવી માતાનો હતોત્સાહ જોઈને શ્યામલી ક્ષણેકવાર મૂઢની જેમ બેસી રહી. પણ ક્ષણેકવાર જ. ધીમે ધીમે હાથમાંના ફોટામાં તેની આંખો પરોવાઇ ગઈ અને પ્રકૃતિના ચિરશિશુના જીવનમાં અનેરો ઉલ્લાસ વ્યાપી ઊઠયો.

## ૧૩

માતાની તબિયત પુષ્કળ બગડી હોવાના સમાચાર મળતાં વીજળી પિયર આવી પહોંચી છે. શિશિર જ તેને મૂકવા આવ્યો છે.

શિશિરને જોઇ શ્યામલી આનંદથી ઊછળી ઊઠે છે; આ વખતે પણ એમ જ થયું–જો કે, એટલી વાત નક્કી કે પહેલાંના જેટલી સ્ફૂર્તિ આ વખતે તેનામાં ન દેખાઈ. પેલી મશ્કરી, રસિકતા કે હસવા કરવાનું આ વખત પહેલાંની જેમ તેનાથી થઇ ન શક્યું.

વીજળીએ શ્યામલીનો પેલો પ્રિય ફોટો જોયો. તેની આંખો ઉજ્જવલ બની, અને એ ફોટો પોતાના હાથમાં લઈ ગંભીર મુખે તે તેના તરફ જોઇ રહી. જ્યારે તેણે માતાને એ ફોટો પાછો આપ્યો ત્યારે તેના મુખ ઉપર કરુણાનાં ચિહ્ન હતાં. માતાના મુખ ઉપર પણ એ જ ભાવ પ્રકટયો. ભગિની અને માતાનો એ ભાવ જોઈ સમજી લઇ શ્યામલી પણ આર્દ્ર બની માથું નીચું નાખી રહી.

વીજળી અને શિશિર વહુ વર હતાં. એના આવતાં વીજળી કેટલા આનંદમાં આવી જતી, શરમનો ડોળ કરતી ભાગી જતી, છૂપીને

ગમે તે બહાને પાસે જતી, કેટલો ઉમળકો અને આનંદ અનુભવતી, હસતી, બંનેની આંખો એક બીજા ભણી કેવી ટગી રહેતી! શ્યામલી આ બધું લક્ષપૂર્વક જોતી હતી. અને તેને થતું હતું-મારોય વર છે-એ શું કામ આવી રીતે આવતો નહિ હોય? ફળિયાની અનેક યુવતીઓ સાસરેથી પિયર આવી રહેતી તે દરમિયાન અનેકના પતિઓ આવી જતા અને પછી એ બંને વચ્ચે ભાવોની જે રમઝટ જામતી એની છબી શ્યામલીના સ્મૃતિરૂપી દર્પણમાં સ્પષ્ટ દેખાવા લાગી. એ વખતે તો એણે એ બધું મૂઢની જેમ જોયું હતું. કશી સમજ ન હતી. સમજવાનો પ્રયત્ન પણ કર્યો ન હતો, પણ આજે વીજળી અને શિશિરના સંબંધમાં તેને તમામ યુવક યુવતીઓના સંબંધની ચાવી હાથ લાગી ગઈ હતી.

આ દુનિયામાં દરેક વ્યક્તિ ગમે તેને જોતાં તો આવો આનંદ રોમાંચ અનુભવતી નથી; અમુક જ બે જણાં ભેગાં થતાં એમ થાય છે-એ વર વહુ હોય છે. શ્યામલી જોતી હતી કે વીજળીનું સમગ્ર ચિત્ત શિશિર માટે ઉન્મુખ રહેતું હતું. તે બિમાર માતાની ચાકરી કરતી, પિતાની સંભાળ રાખતી, તેમ છતાં શિશિરની સારવારમાં જરાય ઉણપ આવવા દેતી નહિ. એટલું જ શું કામ? પણ જ્યારે વીજળી શિશિર માટે કામ કરતી ત્યારે તેના મુખ ઉપર કંઈ ઓર જ આનંદ તરવરતો, અદ્‌ભુત મધુરતા મહેકી ઊઠતી. શિશિર ન હોય ત્યારે વીજળીના મોં ઉપર કેવી દીર્ઘ છાયા પથરાઈ જતી! એ હોય ત્યારે આભાનો પાર ન રહેતો!-શ્યામલી સમજતી હતી કે શિશિર વીજળીનો વર છે.

પણ વર તો મારે ય છે! એ શું કામ નહિ આવતો હોય, જો સાચે જ એ વર હોય તો? ઓહ! એ આવે તો હું ય વીજળીની જેમ-અરે, ફળિયાની બધી યુવતીઓની જેમ આનંદમાં મગન બનીને બધું કામ કરતી ન ફરું? એમના જેવો આનંદ હું ય, તો પછી, શું

કામ ન અનુભવું? પણ ઓહ! એ તો આવતો નથી—ક્યારે ય આવતો નથી!

બસ—આ છબી મોકલી આપી છે. પણ જો એ આવવાનો જ નથી, તો છબી શું કામ મોકલી? બસ, હવે તો આ છબી સામે જોવું નથી, એને અડવું ય નથી. એક દહાડો તો એના ટુકડે ટુકડા ના કરી નાખું તો જો જો. અને પછી જો કોઈ દહાડો એ આવી ચડશે તો એ ટુકડાઓ એના ઉપર ફેંક્યા વિના નહિ રહું.

અને શ્યામલીએ એક ઊંડો નિશ્વાસ નાખ્યો—એ કદી ય ન જ આવે તો?

ઓહ! પણ છબી તો મા પાસે છે. એની પેટીમાં છે! કેવી રીતે કાઢું? મા જોઈ જાય તો?

અને એક દિવસ શ્યામલીએ માતાની પેટીમાંથી સૌના અજાણતાં ફોટો કાઢ્યો. ફરી ફરી થયું કે મૂકી દઉં—મા જાણી જશે તો ફજેતો થશે—ના, પણ એમ મૂકી તો શે દેવાય? એક વાર નિરાંતે નીરખ્યા વિના, એક વાર અગાસીએ જઈ નિરાંતે જોયા વિના કેમ ચાલે?

આ ફોટો એમનો જ છે!—ના, પણ મેં જાતે જોયા ત્યારે તો આવા લાગતા ન હતા. આંખો તો આવી ન હતી. અને રૂપ? આટલું સુંદર હતું? કોણ જાણે! હા—આ દૃષ્ટિ તો પરિચિત છે; બસ, એ એક જ સુપરિચિત છે. જાણે પથ્થરને પણ ઓગાળી દે એવી એ અદ્‌ભુત દૃષ્ટિ છે.

કેટલોય સમય વીતી ગયો પણ શ્યામલીનું ફોટો જોવાનું પત્યું નહિ. પરંતુ રખેને બહેન કે માતા આવી પડશે ને ફોટો પડાવી લેશે એ બીકે તેણે ફોટો જ્યાંનો ત્યાં મૂકી દીધો અને એ બીજા કામમાં મન પરોવવા લાગી.

પણ વળી બીજે દિવસે તે ફોટો બહાર કાઢી અગાસીએ જઈ બેઠી. મા બહેનથી સંકોચાવાનું ક્યાં લગી ચાલે? આ દિવસોમાં

વીજળી ઘેર જ છે. શિશિર પોતે સાસુની તબિયત સારી ન હોવાને કારણે વીજળીને મૂકી ગયો છે. આ વિયોગ વીજળીને સાલે છે, એ શ્યામલી જોઇ શકે છે? અને બહેનના પ્રત્યેક ભાવને તે ઉત્સુક બની જોઇ રહે છે. અને એમાંય જ્યારે શિશિરના પત્રની અપેક્ષા રાખી વીજળી બેસે છે, ત્યારે તો તેની અધિરાઈ ને આકુળતાનો પાર નથી હોતો. આખરે પેલો ટપાલી એક કવર આપી ચાલતો થાય છે અને વીજળીની આંખો એ કાગળ સામે તગતગી રહે છે.

શ્યામલી અવાક્ બની બધું જોયા કરે છે. કાગળમાં એવું તે શું હશે જેથી વીજળી આટલો રોમાંચ અનુભવતી હશે! માણસ જાતે આવ્યા વિના, સામે ઉભ્યા વિના ય એક કાગળના ટુકડાદ્વારા તે આટઆટલું આપી શકતો હશે! ઓહ, તો પછી મારો સ્વામી ય શું કામ આમ કાગળ યે નહિ મોકલતો હોય?—શ્યામલી આ રીતે ધીમે ધીમે એક પ્રકારની ઉણપ પોતાને વિષે અનુભવવા લાગી.

વીજળીની જેમ કાગળ મેળવીને તે શું વીજળી જેટલો આનંદ, તેટલું સુખ અનુભવી શકવાની હતી? ના–બિલકુલ જ નહિ. ગોળ ગોળ અક્ષરો એને કેટલું આપી શકવાના હતા? આ ફોટોના જેટલુંય અક્ષરો તેને નાહ આપી શકે. વીજળીના જેવી અક્ષરોમાંથી અમૃત પામવાની શક્તિ એની પાસે નથી! ઓહ, એવું તે શું ખૂટે છે કે તે વીજળીની જેમ, બીજાં અનેકની જેમ પામી શકતી નથી, આપી પણ શકતી નથી! એની પાસે એવો તે શાનો અભાવ છે?–શ્યામલી મૂંઝાઈ રહી. એને એટલું તો ચોક્કસ સમજાઈ ગયું કે બીજાંઓ પાસે છે એવું કશુંક પોતા પાસે નથી એથી જ એ પોતાના ભાવ સહેલાઈથી વ્યક્ત કરી શકતી નથી, બીજાના ભાવ સહેલાઈથી સમજી પણ શકતી નથી. એ લોકો તો હોઠ માત્ર હલાવીને પરસ્પર ભાવ વિનિમય કરે છે. જરૂર મારી પાસે કશાકનો ભયંકર અભાવ છે–તેમાં જ તો કેવળ ફોટો મોકલી આપીને એ નિશ્ચિંત બની બેઠા છે–કશી વધારે ચિંતામાં પડતા નથી.

આમ તો દિવસ વીતતા નથી. કોણ જાણે કોની પ્રતીક્ષામાં તેનું આંતરબાહ્ય ઉથલ પાથલ અનુભવી રહ્યું છે. પણ કોની પ્રતીક્ષામાં ?– એ તો એને મન સાફ નથી. ઓહ ! એણે શું પામવાનું છે, એની ય એને ખબર નથી. ખબર છે એટલી કે–કશુંક જરૂર મારે પામવાનું બાકી છે. એ પામવાનું અને આપવાનું દિવસે દિવસે તેના ચિત્તમાં ધીમે ધીમે સ્પષ્ટ થઈ રહ્યું છે, પુંજીભૂત બની રહ્યું છે. કેવળ ફોટો જોઈને તો હવે ધરપત નથી થતી. આંખો હવે કેવળ ફોટો જોઈને ધરાઈ જતી નથી – હાથમાંથી ફોટો પડી જાય છે ને આંખો અનિર્દિષ્ટ ભાવે શૂન્યમાં પહોંચી જાય છે. આ રૂપરસગંધમયી પ્રકૃતિ તેનો અભાવ દૂર કરી શકતી નથી. કેવળ જડની જેમ એ જોઈ જ રહે છે! અને તેનું ભાષાહીન શબ્દજ્ઞાનહીન મૂક હૃદય કેવળ રડયા જ કરે છે. પોતાની અંદરના અભાવની જે કલ્પના તેણે બુદ્ધિદ્વારા કરી હતી એ અભાવ કંઈ કેવળ બુદ્ધિ વડે દૂર કરી શકાય એવો નથી. એ તો ભયંકર છે ! ભલે એને પૂરી સમજ ન હોય પણ એ અભાવ દિનપ્રતિદિન તેના દિલમાં તીવ્ર વેદનાદાયક શૂળની જેમ જામી રહ્યો છે ! અચિન્તિત, અનનુભૂત આ વેદના એકાએક કયાંથી એના દિલમાં જાગી ઊઠી ?

પહેલાં ફોટો લેતાં તેને માતા ભગિનીનો જે સંકોચ હતો તે હવે મુદ્દલે રહ્યો નથી. હવે માતાભગિના જાણી પણ ગયાં છે. પહેલે દિવસે જ્યારે માતા જોઈ ગઈ ત્યારે શ્યામલીએ મોં ઢાંકી દીધું હતું. પરંતુ માતાના અશ્રુપ્રવાહમાં એ લજ્જા ધોવાઈ ગઈ હતી. એ દિવસથી તે બિમાર માતાની છાતી પાસે માથું રાખી ભીંત ઉપરના ફોટા ભણી એકાગ્રતા પૂર્વક જોયા કરે છે. અને તેની માતાનો હાથ તેની પીઠ ઉપર આશીર્વાદભર્યો ફરે છે. પુત્રીની આ નવી આકાંક્ષાથી માતા જેટલી દુ:ખી થાય છે એટલું આશ્વાસન પણ પામે છે. રોગને કારણે તેના દિવસો જલદી પૂરા થવા લાગે છે, બીજી બાજુ શ્યામલીને પેલા ફોટા સાથેનો સાચો સંબંધ સમજાવવાની ક્ષણ પણ પાસે આવી

રહી છે. શ્યામલી પાસે જ એણે રેશમી બોર્ડર તૈયાર કરાવી ફરીથી સુંદર રીતે મઢાવી તેને શ્યામલીની પથારી પાસે જ ટીંગાવરાવ્યો છે. અને શ્યામલી સાંજે એની પાસે ધૂપનિવેદન કરે છે, ફૂલની માળા ગૂંથી ફોટાને પહેરાવે પણ છે. માતા તેની હતભાગી કન્યામાંના નવજાગ્રત નારીત્વને આ રીતે ઉત્તેજી રહી છે. શ્યામલીનું દિલ પણ દિવસે દિવસે મર્યાદાઓ સામે પડકાર પાડતું બંડખોર બની રહ્યું છે. હવે આટલું બસ નથી — હવે તો વધારે પામવું છે, વધારે આપવું છે. શું પામવું છે, શું આપવું છે — એની ખબર નથી. કેવળ અંતરમાં વ્યથા, વ્યથા ને વ્યથા જ છે!

માતાને જરા ઠીક થતાં વીજળી તેને સાસરે જવાની તૈયારીમાં છે. આજકાલમાં શિશિર એને તેડવા આવશે. વીજળી માતાની પાસે બેઠી હતી; શ્યામલી નિત્ય નિયમ મુજબ એ વખતે અગાસીમાં હતી. બહાર આંબાઓ મહોરથી મહેકી ઊઠયા છે. લીંબુડીઓ પણ તેની ખુશબો પસારી રહી છે. પાસેની અશોકકુંજ તથા ઊંચા શીમળીનાં વૃક્ષો લાલ લાલ ઝૂમખાંઓથી ઝુલી રહ્યાં છે. સંધ્યા થવા આવી છે. પશ્ચિમ આકાશમાં પણ અશોક શીમલીની શોભા પસરી રહી છે. અને શ્યામલી જડની જેમ બેસી રહી છે. આ પ્રકૃતિ પણ તેને આજે અર્થશૂન્ય ઉદ્દેશ્યહીન જણાય છે. શું કામ આ બધા રંગ, આટલી બધી ખુશબો ? બધું વૃથા–વૃથા જ નથી શું ?

ઓહ ! એક અદ્‌ભૂત દૃશ્ય તેની નજરે ચઢે છે–અગાસીને એક છેડે શિશિર અને વીજળી બેઠેલાં છે. શિશિર વીજળીના ખભે હાથ મૂકી ઊભો છે. કેમ જાણે તેની આંખો જગતમાં બીજું કશું જ જોતી નથી. અપલકનેત્રે બંને એક બીજાને જોઈ રહ્યાં છે. જમણે હાથે શિશિરે વીજળીનો હાથ પકડયો છે ને ડાબો હાથ ખભા પર થઈ તેના ગળે વીંટળેલો છે–ઓહ ! એમના મુખ ઉપર કેવા સુંદર રમણીય ભાવો છે ! શ્યામલી સ્તબ્ધ નેત્રે જોઈ રહી. ધીમે ધીમે શિશિર અને વીજળીનાં

શરીર, મુખ એક બીજાને ઘસાઈ વળગી રહ્યાં. સ્યામલીની આંખો પણ ધીમે ધીમે મીંચાઈ ગઈ.

જેને કારણે તેનું અંતર્ રડી રડીને મુરઝાઈ રહ્યું છે તે આ જ! ઓહ! આટલે વખતે સ્યામલીએ શોધ કરી! વીજળીની જેમ આવું સુખ પામવા જ શું તેનું દિલ તોફાન નથી કરી રહ્યું? પણ કોને પામીને? એનો શિશિર ક્યાં? ભલેને એના પ્રાણ આજે આમ્રમુકુલથી ભરાઈ ઊઠ્યા હોય પણ એના હાથમાં તો જડ ફોટો જ છે–પ્રાણહીન, સ્પંદહીન!

થોડી વાર આંખો બંધ કરી બેસી રહ્યા પછી શ્યામલીએ સામેના આકાશ ભણી જોયું તો મધુરોજ્જવલ હાસ્ય છંટકાઈ રહ્યું હતું. લાલ આભાની અંદર કોકનાં ચક્ષુ ચમકતાં હતાં! એ તો–એજ તો-પેલી આંખોની અદ્‌ભુત દૃષ્ટિ! એ જ દૃષ્ટિ આજે નક્ષત્રલોકથી ખંડિત બનીને ધીરે ધીરે શ્યામલીની પાસે આવી ઊભી છે! અને તેના અદ્‌ભુત પ્રકાશમાં ત્રીજ ચોથના ચંદ્રમાની મૃદુ જ્યોત્સ્ના પથરાઈ રહી છે–એ એજ છે, એજ છે! કાગળમાં એ બંધાઈ ગયેલો નથી, માણસના જેવી એની નિષ્પ્રભ મૂર્તિ નથી. એના રૂપની આભામાં આકાશ પૃથ્વી તમામ જાણે તરબોળ બની ઊઠયું છે, અને એમાં શ્યામલીનું ચિર અંધકારભર્યું અંતર્ પણ હસી રહ્યું છે.

શ્યામલીનું સર્વાંગ જાણે અનુભવી રહ્યું છે કે કોક એના સર્વાંગને સ્પર્શીને અત્યંત નિકટ આવી ઊભું છે. અને એનો આખો દેહ કંટકિત બને છે. હજી–હજી વધુ નજીક! ઓહ! કેવી દૈવી પ્રભા શ્યામલીના મોં ઉપર ઊતરી રહી છે! મોં ઉપર કેવો અદ્‌ભુત સ્પર્શ! બસ એનો જ નિશ્વાસ! અસહ્ય આનંદથી શ્યાગલીની આંખો બીડાઇ ગઇ. શરીર ઢીલું પડી ગયું. અને ઘેનમાં ને ઘેનમાં તેણે અનુભવ્યું કે પેલો તેજપુંજ ધીમેધીમે તેના ખભે હાથ મૂકે છે, ગળે હાથ વીંટાળી તેના મુખને ઊંચું કરે છે–એ એ જ છે, એ એનો વર છે—!

અને શ્યામલી ધીમે ધીમે સંપૂર્ણ ઘેનમાં ડૂબી જાય છે.

ભાન આવ્યું ત્યારે શ્યામલી માતાના ખોળામાં સૂતેલી હતી.

## ૧૪

બે વરસ વીતી ગયાં. અનિલ હજી બાળકની જેમ જ અભ્યાસ કર્યે જાય છે અને માતાના ખોળામાં જ જીવન વીતાવે છે. પણ માતાથી હવે સહ્યું જતું નથી. દીકરાએ છેલ્લી પરીક્ષા પણ આપી દીધી છે; છતાં હજી પરણવાનું નામ સુદ્ધાં નથી લેતો. એથી એ મોં ભારે કરીને સલિલને માટે કન્યા શોધવામાં પડી છે. હવે પહેલાંની જેમ શિશિર તો નજર સામે હમેશાં હોતો નથી કે એને આવું કશું ફરમાવી શકાય. શિશિર હવે તો નોકરીએ વળગી ગયો છે અને પૂરો સંસારી બની ગયો છે. આ ઝંઝટને કારણે તો તેણે ભણવાનું માંડી વાળ્યું છે. શિશિરની આ બધી મુશ્કેલીઓ જોઈ અનિલ માત્ર હસે છે.

માતાના મુખ ઉપર દિવસે દિવસે મેઘસંચાર થઈ રહ્યો છે. અનિલની આંખે એ ચઢી ચૂકયો છે. અને એને દુઃખ થાય છે—. વરસેક પહેલાં માતાને તેણે તીર્થયાત્રાએ જતાં રોકી હતી તે માટે. જાણે એ પાપના પ્રાયશ્ચિત્ત રૂપે ન હોય એમ એ માતા તથા ભાઈને સાથે લઈ યાત્રાએ ઊપડી જાય છે.

તીર્થયાત્રાનું તો નામ જ માત્ર છે. પરંતુ વાસ્તવમાં તો જ્યારે

જે બાજુ જવાનું અનિલને મન થાય છે તે બાજુ તે હંકાયેં જાય છે. સૌથી પહેલાં બ્રહ્મપુત્રાના વિશાળ પ્રદેશ ઉપર જઈ પહોંચે છે. ત્યાં થોડે સ્થળે દર્શન કરી લઇ આસામ તરફના બેચાર સ્થળોનાં દર્શન માતાને કરાવવાના હેતુથી તે ત્યાં જઇ પહોંચ્યો, અને દર્શનનું પતાવી નાખી માતાને પંડાજીના સાથમાં રાખી નાના ભાઈને લઈ પોતે શિલોંગનાં સુંદર પ્રકૃતિદશ્યો જોવા તથા 'હાથીઘોધ' જોવા વિચારી રહ્યો. ત્યાં તો કંઈ દર્શન કરવા જેવું છે નહિ, કોઈ દેવદેવી નથી, એટલે માને ત્યાં લઈ જઈને શું કરે? પણ ધોધ જોવાનો રહી જાય અને પાછળથી માતાને માઠું લાગે એમ વિચારી તેણે આખી મુસાફરીનો માર્ગ જ એવી રીતે ગોઠવ્યો કે દેવદેવીનાં દર્શનની વાત ક્યાંય દૂર રહી ગઈ ને પ્રકૃતિનાં સૌંદર્યધામોનાં દર્શન જ મુખ્ય હેતુ બની ગયો. કાશી, ગયા, વૃંદાવન ક્યાં ય રહી ગયાં. એમ છતાં માતા પણ ખુશ થઈ. દર્શનનો ક્ષોભ ક્યાંય અદશ્ય થઇ ગયો અને પુત્રના કાર્યક્રમ ઉપર તે ખુશ થઇ ઊઠી. અલબત્ત, રસ્તે અચાનક જેટલાં તીર્થસ્થાનો આવતાં એટલાં થોડી વધુ અગવડ વેઠીને ય જોઈ આવતાં ખરાં. પણ રહી ગયાનું ખાસ દુઃખ કોઈને ન થતું.

અનિલ ધાંધલિયા સ્થાનો પસંદ કરવાને બદલે ગિરિપ્રદેશની મૂક નીરવતા વધુ પસંદ કરતો. સાથે કેમેરો હતો. મનગમતાં દશ્યો ઝડપી લેવાનું તે ભાગ્યે જ ચૂકતો.

અનેક રમણીય પ્રદેશો ખૂંદી વળ્યા પછી અનિલે એક દિવસ કહ્યું: "હવે તો છેક અમરનાથનાં દર્શન કરી આવીને પછી નિરાંતે કાશીપ્રયાગ જેવા સ્થળે જઈને રહીએ."

માતાને તો અમરનાથદર્શનની વાત ખૂબ ગમી ગઈ. સલિલ પણ મનમાં મનમાં રાજી થયો. મોટાભાઈના મનની વાત એ સમજી ગયો હતો. કાશ્મીર જવાનું મન કોને ન થાય? અરધે રસ્તે એણે જ હસતાં હસતાં માતાને કહ્યું, "જોયું ને? ભાઈ સાહેબ અમરનાથનું

નામ દઈ ક્યાં જઈ રહ્યા છે? અરે, આ રાવલપીંડી આવ્યું. હવે બોટની ભાંજગડમાં ભાઇ પડ્યા છે!"

માતાને પહેલાં તો ભારે આશ્ચર્ય થયું અને જરા ચીડાઈ પણ ખરી પણ પછી એનું હૃદય આનંદથી છવાઈ ગયું.

કાશ્મીરમાં તો ફોટાનો અપાર ભંડાર વધી ગયો. અનિલ એમાંના કેટલાક અદ્‌ભુત સુંદર ફોટાઓ કાઢી, વળી વળી જોઇ પાછા મૂકી દેતો. પણ કાશ્મીરનિવાસના છેલ્લા દિવસે તેણે એ સુંદર ફોટાઓનું પાર્સલ તૈયાર કરી બંગાળના એક ગામડે રવાના કરી દીધું. એમાં એણે પોતાનો ફોટો પણ છાનોમાનો મૂકી દીધો હતો.

કાશ્મીરથી પાછા ફરતાં પંજાબનાં તીર્થો જોવાનું પણ તેઓ ન ચૂક્યાં. અલબત્ત માતાની ઇચ્છા અમૃતસર – કુરુક્ષેત્ર થઈ હરિદ્વાર જઈ, બદરીનારાયણ પહોંચવાની હતી. પરંતુ છ છ મહિના મુસાફરીમાં થઈ ગયા હતા. શરીર થાકીને લોથ થઈ ગયું હતું. બહુ દૂર જવાની હોંશ ન હતી. પણ અનિલના આગ્રહ આગળ તેણે નમતું આપ્યું. હરિદ્વારમાં રોકાયા વિના તેઓ હૃષિકેશ જઈ પહોંચ્યાં. રોજ લક્ષ્મણઝોલા સુધી ચાલતા જવામાં અનિલને ઓર આનંદ આવતો. એક દિવસ માતા પણ તૈયાર થઈ. લક્ષ્મણઝોલાના રસ્તે ગંગાને કિનારે ઊંચી પર્વતમાળા શરૂ થતી હતી. સૂર્યનાં તાજાં કિરણોથી એ ટોચ ઝળહળી રહેતી.

એકાએક અનિલ બોલી ઊઠ્યોઃ "મા! મા! જો તો—"

પુત્રની દૃષ્ટિ તરફ માતાએ આંખો ફેરવી. એક રમણી માટીના ઘડામાં પાણી ભરી ચઢાવ ચઢી રહી હતી.

માતાએ નવાઈ પામી કહ્યું: "અરે, આ તો બંગાળણ હોય એમ લાગે છે."

"લાગે છે તો એમ જ. બિચારી ચઢી નથી શકતી, નહિ!"

માતાએ જોયું કે એ સ્ત્રી હાંફી રહી હતી. અનિલે માતા તરફ એકએક વાર નજર કરી. માતાએ એના મનની વાત સમજી લઈ દૃષ્ટિ ફેરવી લીધી.

અનિલ આર્દ્ર સ્વરે બોલ્યો : "તારે પગે પડું, મા."

અને માતા એની ભણી દૃષ્ટિ ફેરવે એ પહેલાં તો તે ઊઠીને ચાલતો થયો હતો. મા મૂઢની જેમ એને જતો જોઈ રહી.

અનિલ પેલી સ્ત્રી પાસે જઈ તો પહોંચ્યો પણ એનું જવું કામ ન લાગ્યું. પેલી સ્ત્રીએ ઘડો અનિલના હાથમાં ન જ આપ્યો. અનિલ દૂર આંગળી કરી પોતાની માતાનો નિર્દેશ કરી તેને કંઈક સમજાવી રહ્યો હતો અને રસ્તો રોકી ઊભો હતો.

માતાએ એકાએક ઊભી થઈ ચાલવા માંડયું. એણે સાંભળ્યું – પેલી સ્ત્રી બોલી રહી હતી – "રસ્તો છોડો, બાબા. હું જ મારી મેળે લઈ જઈશ. પાસે જ આશ્રમ છે. આજે કંઈ નવાઈનું છે ? બે વરસથી આમ જ પાણી ખેંચીએ છીએ."

માએ વચમાં પડી કહ્યું, "અરે, આપોને, આજે એને ઉપાડવા દો, કાલે કંઈ અમે ઓછાં જ આવવાનાં છીએ ?"

સ્ત્રી આશ્ચર્ય પામી જોઈ રહી. અનિલની માતા પણ એને બરાબર જોઈ રહી. શરીર ઉપર એક ગેરુઆ રંગનું વસ્ત્ર છે, હાથમાં બે કડાં છે, માથાના વાળ પુરુષોની જેમ નાના છે, શરીર પાતળું છે – પરંતુ એમ છતાં એક તેજરેખા એ બધાની પાછળ તગતગી રહેલી છે. કેમ જાણે ભદ્રઘરની દીકરી લાગે છે.

રમણીને ચૂપ ઊભેલી જોઈ અનિલની માતા આગળ વધી તેના હાથમાંથી ઘડો લઇ લેતાં પુત્ર ભણી નજર કરી બોલી : "જોયો હવે તું પુરુષ છે તે – ભરેલા ઘડા સાથે આમને ઊભાં રાખ્યાં છે તે – ચાલ, રસ્તો છોડ –" એમ કહી એણે પેલી નારીના હાથમાંથી ઘડો છોડવી લીધો.

રમણી બોલી ઊઠી: "એ શું કરો છો, દિદિ ? માફ કરો મને."

પણ એટલામાં તો અનિલ તેની માતાના હાથમાંથી ઘડો લઈ ઊપડી ચૂક્યો હતો.

અકળાઈ ઉઠેલી રમણી માતા તરફ જોઈ બોલી: "આ શું કર્યું દિદિ, તમે ? આપનો એ દીકરો ભલે હોય, પણ એ બિચારાની ખાંધે શું કામ આટલો ભાર અમસ્તો ચઢાવી દીધો ? એને તે કંઈ એવી ટેવ છે ?"

"શું થાય બહેન, એને રોકયો ય રોકાય એવો ઓછો છે ? એનો સ્વભાવ જ ઓર છે. પણ ચાલો, તમારો આશ્રમ તો બતાવો – નહિ તો—"

"હા, હા, ચાલો ચાલો."

રમણીએ કશું વધારે બોલ્યા વિના જ ઊંચે શ્વાસે ચાલવા માંડ્યું. અનિલની માતા પણ હાંફતી હાંફતી પાછળ ચાલવા માંડી. તેઓ થોડે સુધી ગયાં ત્યાં સામે બીજી એક સ્ત્રી આવી ઊભી. એને જોતાં જ અનિલની માતાને લાગ્યું કે આ પણ પેલી રમણીને મળતી જ કોઈ હતી. એનો પહેરવેશ એવો જ હતો. મોં, વાળ, રૂપ, ઢંગ બધું જ મળતું હતું. એનું મોં પ્રૌઢ અને ગંભીર હતું પરંતુ દેખાવ અને વર્તન સાવ બાળક જેવાં હતાં. એને જોતાં જ પ્રથમ રમણી બોલી: "રેવા ?"

આગંતુક રમણીએ સામું પૂછ્યું: "મા, તારો ઘડો ક્યાં ?"

માતા બોલી: "આ હમણાં પેલા એક ભાઈ ગયા તે જોયા નહિ ?"

"જોયા જ તો. પણ એ તારો જ ઘડો હતો ? એ કોણ છે, મા ? તારો ઘડો એણે શું કામ ઉપાડી લીધો ?"

"એ બધી ચર્ચા પછી. પહેલાં દોડ, જા એમને રસ્તો બતાવ."

કન્યા ઉતાવળે પગલે દોડી.

કન્યાની માતાએ જરા અટકીને અનિલની માતાનો સંગાથ કર્યો. અનિલની માતા ધીમે ધીમે પાછળ આવી રહી હતી. તેણે રમણીને કહ્યું: "આ કોણ તમારી દીકરી કે? સ્વામી સાથે જ રહો છો કે? કપાળમાં સિંદુર છે ને—?"

રમણીએ "હા" એ એક જ શબ્દ માત્રમાં બધા પ્રશ્નોનો જવાબ આપી દીધો. અને બોલી: "આપ ક્યાંથી આવો છો?" ક્યારનાં આવ્યાં છો? ક્યાં ઊતર્યા છો? કેટલાં સંતાન છે?"

એકે એકે જવાબ આપતાં અનિલની માતા એક મોટા વળાંક સુધી આવી પહોંચી. હવે સપાટ મેદાન શરૂ થતું હતું. બદરીનાથના એ રસ્તા ઉપર જ એક આશ્રમ બાંધેલો છે. બાજુમાં થોડાંક નાનાં નાનાં ઝૂંપડાં છે. અનિલ ઘડા સાથે ત્યાં જઈ ઊભો હતો. અને રેવા શું કરવું એની પંચાતમાં માતાના આવવાની રાહ જોતી ઊભી હતી.

૧૫

અનિલની માતા જેટલા દિવસ હૃષિકેશમાં રહી તે બધા દિવસ રોજ સવારે તે રેવાની માતાની સાથે ફરવા જતી અને લાંબો વખત વાતોમાં ગુજારતી. આજ લગી તેણે આવા કોઈ સાથી વિના પરિભ્રમણ કર્યું હતું. આજે આવે સ્થળે સાથીદાર મળી જતાં તેને બહુ આનંદ આવતો હતો. રેવાના આનંદનો પણ પાર ન હતો.

રેવાનાં પિતામાતાની બધી વાત અનિલની માતાએ જાણી લીધી હતી. સંસારનાં અનેક કષ્ટ વેઠયાં પછી કેવળ પરમાર્થને કારણે જ રેવાના પિતા, પત્ની તથા કુંવારી કન્યાને લઈ અહીં આવી વસ્યા હતા. આ બધું જાણી લેતાં અનિલની માતાની આંખોમાં પાણી ઉભરાયાં. અને આ લોકો પણ પોતાની જ ન્યાતજાતનાં છે એ જાણતાં તેની સહાનુભૂતિ પણ ઉલટવા માંડી.

રેવાના પિતા પહેલાં પશ્ચિમ પ્રદેશમાં નોકરી કરતા હતા. સ્થિતિ બહુ સારી ન હતી. બે કન્યા અને એક પુત્ર હતો. બંને કન્યાઓ લગ્નયોગ્ય થતાં પિતા દેશ પાછા ફર્યા. પહેલાં મોટી છોકરીનું લગ્ન થવાનું હતું. પછી નાનીનું. પણ ત્યાં તો કંઈ ધમાલ ઊભી થઈ. જેની સાથે મોટીનું લગ્ન થવાનું હતું એ આખું કુટુંબ ન્યાતબહાર છે, એવી

છેક છેલ્લી ઘડીએ ખબર પડી. અને એવાની સાથે સંબંધ રાખવા માટે રેવાના કુટુંબને પણ ન્યાતબહાર મૂકવામાં આવ્યું. સ્વાભાવિક રીતે જ, નાની છોકરીનાં જેની સાથે લગ્ન થવાનાં હતાં તે ય છેલ્લી ક્ષણે ફોક થયાં. અને ફરી કદી એ છોકરીને પરણાવવાનું બન્યું જ નહિ.

મૂળથી જ એ લોકો નોકરીને કારણે દેશથી ઘણે દૂર રહેતા. સ્થિતિ પણ બહુ સાધારણ એટલે વારે વારે દેશ પાછા ફરવાનું બનતું નહિ. જેમ તેમ કરી પત્રવ્યવહાર દ્વારા છોકરીઓનાં લગનનું ગોઠવાયું હતું – એમાં વળી નવી જ ધાંધલ ઊભી થઈ!

મોટી દીકરી – તરતમાં પરણેલી મોટી દીકરીને સાસરે નહિ વળાવી દે ત્યાં લગી નાનીનું ગોઠવવું બહુ મુશ્કેલ બનશે એમ સમજીને તેમણે નીતરતી આંખે દીકરીને વિદાય આપી. અને નાની રેવાનું ગોઠવવા માટે તેઓ તનતોડ પ્રયત્ન કરવા લાગ્યા. કેટલાક છોકરાઓ મળી આવ્યા પણ કુળ અને ગામની દૃષ્ટિએ એમના ઉપર પસંદગી ન ઊતરી. એક ઠેકાણે તો ભારે થઈ. લગ્નનું નક્કી થયું; નાળિયેર ચાંલ્લો પણ થઈ ગયાં અને લગનની બધી તૈયારી થઈ. છેક લગનની જ સાંજે ખબર આવ્યા – મોટી દીકરી કૃષ્ણાનું તેને સાસરે એકાએક અવસાન થયું છે!

માતા પિતા સમજી ગયાં કે તેમને "ન્યાતબહાર"માંથી બચાવી લેવા કૃષ્ણાએ પોતાનો ભોગ આપ્યો હતો.

ગામના લોકોએ એ વાત બીજી રીતે સાચી પાડી. કૃષ્ણાના મૃત્યુ બાદ શોકાતુર દંપતિ ગામ છોડી જવા લાગ્યાં ત્યારે સૌ પ્રતિષ્ઠિતોએ આશ્વાસન આપતાં કહ્યું: "ગભરાશો નહિ. જરા પ્રાયશ્ચિત્ત કરી લેશો તો તમારી રેવા માટે ફિકર ચિંતા કરવાપણું નહિ રહે."

રેવાનો ભાઈ આ બધી જંજાળ ધમાલથી ત્રાસી ઊઠયો હતો. એનું ભણતર ઊંચે ને ઊંચે ચઢતું ગયું હતું. આખરે વિલાયત ભાગી જઈને તેણે નિરાંત મેળવી. એણે જતાં જતાં એક ચીઠ્ઠી લખી નાખી:

"આમ યે ન્યાતબહાર તો છીએ જ; તો ભલે હવે થોડા વધારે થઇએ. બરાબર 'લાયક' થઈને આવીશ પછી જોઉં છું કોણ મારી બહેનનો સ્વીકાર નથી કરતું.!"

પુત્રની રાહ જોવામાં ને જોવામાં ત્રણ વરસ વીતી ગયાં. એક દિવસ કાગળ આવ્યો કે—એના પાછા ફરવાનો બહુ સંભવ નથી. ત્યાં ને ત્યાં જ લગ્ન કરી લીધાં છે, અને બધી રીતે તેને ફાવી ગયું છે. છેલ્લે છેલ્લે એણે માતપિતાને સંબોધી લખ્યું હતું—"મને માફ કરજો. નાની બહેનના લગ્નને માટે થાય તેટલું કરજો. એને અંગે ખર્ચની બહુ ચિંતા ન કરતા. મારાથી બનશે એટલું મોકલી આપીશ."

આ કાગળ આવ્યો એજ દિવસે રેવાના પિતા નોકરી છોડીને દેશ પાછા ફર્યા. અનેક વર્ષોની જૂની નોકરી થઈ ગઇ હોવાથી બે ચાર જણની સીપારસ લગાવી તેમણે ચોથા ભાગના પેન્શનની ગોઠવણ કરી લીધી પણ એમનામાં રજ માત્ર પણ ઉત્સાહ ન આવ્યો. તેમણે પત્ની અને કન્યાને કહી નાખ્યું: "જુઓ, મારાથી હવે બધી દુનિયાદારી સાથે એકમય થઈને જીવાય એમ નથી. તમારાથી બને તો તમે રહો. હું તો મારે જાઉં છું."

પેલાં પણ કેવળ એટલું જ બોલ્યાં: "અમે પણ તમારી સાથે જ આવશું."

ત્રણ જણાં હરદ્વાર ભણી ચાલી નીકળ્યાં. ત્યાંથી ઋષિકેશ અને ત્યાંથી બદરીનાથ પહોચ્યાં. ત્યાં તેમને એક પ્રૌઢ બંગાળી સાધુ સાથે પરિચય થયો અને તેમણે નક્કી કર્યું કે પાછા ફરતાં તેઓ ત્યાં રોકાઈ જશે અને એમને ગુરુ તરીકે સ્વીકારી સૌ તેમને ચરણે સમર્પણ કરી ત્યાં જ રહેશે. આ ગુરુ મહારાજ વૃદ્ધ હોવાને કારણે તેમણે સૌએ પહાડમાં રહેવાને બદલે જરા દૂર મેદાનમાં આશ્રમ બાંધી રહેવાનું કર્યું. આશ્રમની પાસેની કુટિરમાં ગુરુ મહારાજ નિવાસ કરતા હતા. એમને આશરે જ રેવાના પિતાએ સર્વસ્વનો ત્યાગ કરી

ત્યાં જ રહેવાનું નક્કી કર્યું હતું. ગુરુ મહારાજની સુશ્રુષા તથા યાત્રિકોની સેવા એ જ એમનો મુખ્ય વ્યવસાય હતો. ગુરુજી સાથે ધર્મચર્ચા પણ સારા પ્રમાણમાં કરતા. અનેક વાર યોગસાધના કરવા માટે દૂર પહાડના એકાન્તમાં પણ તેઓ ચાલ્યા જતા. અને બે ચાર દિવસ સુધી પાછા પણ ફરતા નહિ.

આ કન્યાને કારણે તેમને કશી ખાસ ચિંતા રહેતી નહિ. આજુબાજુ સૌ સાધુ સંન્યાસીઓનો જ વાસ હતો. અને એ લોકો સ્ત્રીઓને માતાતુલ્ય લેખતા અને એથી જ તો માતા અથવા રેવા એટલી દૂર પાણી ભરવા જઈ શકતાં. રેવાના પિતા આ બાબત નિશ્ચિંત હતા. આર્થિક ચિંતા પણ વિશેષ ન હતી. પાસેની પોસ્ટ ઓફિસે જઈ પેન્શનનો હપ્તો લઈ આવતા. અલબત્ત. આટલી પણ જવાબદારી ન હોત તો પિતા ક્યારના કોઈ ગુફામાં પહોંચી ગયા હોત અને બે રોટીની ચિંતામાંથી ય મુક્ત થઇ ગયા હોત.

પંદરેક દિવસ અહીં વીતી ગયા. આગળ ઊપડવાની તૈયારી ચાલી. અનિલનો ખ્યાલ હતો દેરાદૂન થઇ મસૂરીને રસ્તે ઉત્તર કાશી તથા ગંગોત્રી પહોંચવાનો અને ફરી ફરીને કેદાર પર્વત તથા બદરી-નાથ પહોંચવાનો !

અનિલની માતાએ રેવાની માતાની વિદાય લીધી ત્યારે બંનેની આંખો ભીની બની. આખરે રેવાની માતા બોલીઃ “ખેમકુશળ જાત્રા પૂરી કરજો. છોકરાં સાચવજો.”

અનિલની માતા પણ આર્દ્ર બની. રેવાની માતાનો સામ્ય સ્વભાવ તથા તેનો સંયમ તેને અસાધારણ લાગ્યો હતો. રેવા જેવી કુંવારી છોકરીને આવે એકાંત સ્થાને રાખવી કેટલું બધું જોખમ-કારક હતું ! તેમ છતાં તેની માતાએ કેટલી બધી ધીરજ અને હિંમતપૂર્વક એમ કર્યું હતું ! પણ આ ગેરુઆ વસ્ત્રની પાછળ જે અગ્નિ છુપાયેલો છે એને રોકવાની કોની હિંમત ? એના મોઢા ઉપરનો

પ્રૌઢ ભાવ અને શાંતધીર ચક્ષુ ઉપરથી એની ઉંમરનો અંદાજ નીકળવો મુશ્કેલ હતો—એ અઢાર જ વર્ષની હશે એમ કોણ કહી શકે?

રેવાની માતા જરા અટકીને બોલી: "બહુ મુશ્કેલ રસ્તે છોકરાંને લઈને જાઓ છો, દિદિ. ખેમકુશળ પાછાં ફરીને જરૂર અમને ખબર આપજો."

"ખબર આપવાની? એ શું બોલ્યાં? અરે, સાથે થોડા દિવસ રહી શું કામ નહિ જઈએ! પણ અમારો આ દીકરો ક્યાં કેટલું રોકાશે એનું પૂછવું જ ભલું: પણ ગમે ત્યારે આવશું ખરાં. તમે સૌ ખેમકુશળ રહેજો."

રેવાની માતા હસીને બોલી: "એની કશી ચિંતા ન કરતાં, દિદિ."

"એ તો ઠીક, પણ રેવાની ચિંતા તો તમને થાય જ ને?"

"એની ય ચિંતા કરીને શું કરશું? કૃષ્ણ આમ છોડી જશે એવું કોણે કલ્પ્યું હતું? અને બીજાંય બે ત્રણ નાનપણમાં જ પોતાનું દેણું પતાવી ચાલ્યા ગયા હતા. હવે રેવાની ચિંતા કરવાનું અમારે હાથ શું છે?"

અનિલની માતાની આંખોને ખૂણે પાણી બાઝી ગયાં. જેમ તેમ સ્વસ્થતા રાખી બોલ્યાં: "એમ તે કંઈ ઓછી ચિંતા છોડી જાય છે? ભગવાન જ્યાં લગી જીવાડે છે ત્યાં લગી તો માબાપે ચિંતા કરવી જ પડે ને? અને આ તમારી રેવા તો કંઈ ઓછી મોટી નથી."

"દિદિ, અમે એવું નથી વિચારતાં. મોટી છોકરી? — હાસ્તો વિધવા છોકરી ય લોકોને હોય જ છે ને?"

"એવું શું બોલો છો?"

રેવાની માતા ચૂપ રહી. જો કે, અનિલની માતા સમજી ગઈ હતી કે રેવા કુંવારી હોય કે વિધવા, ખાસ કશો ફેર ન હતો. પરંતુ સંતાનની માતાથી એ વિચાર જ સહન થયો નહિ પરંતુ વિદાય સમયે રેવા જ્યારે પ્રણામ કરવા આવી ત્યારે અનિલની માતાના મોઢેથી આશીર્વાદનો એક શબ્દ નીસર્યો નહિ. કેવળ વ્યથિત સ્નેહભર્યા ભાવે તેનું માથું સૂંઘ્યું. જો કે એનું માથું પોતાની છાતી સરસું લેવાની ઇચ્છા તો થઈ આવી પરંતુ રેવાના મુખ ઉપર નજર કરતાં જ તેણે ઇચ્છાને દબાવી દીધી.

અને રેવાની માતા તરફ ફરીને બોલી: "જો જો, જરૂર પાછી આવી મળું છું કે નહિ?"

રેવાની માતાએ પણ સ્મિત કરી અનિલની માતાની ચરણરજ માથે લીધી.

## ૧૬

ત્રણ મહિના બાદ અનિલ વગેરે પાછાં તે જ સ્થળે આવી પહોંચ્યાં ત્યારે વર્ષા ઋતુ શરૂ થઇ ગઈ હતી. સલિલ સીધો ઋષિકેશ પહોંચી ગયો હતો અને એમની રાહ જોતો રોકાવાનો હતો. આશ્રમના દરવાજા પાસે આવતાં માદીકરાને આશ્ચર્ય થયું. દરવાજો બંધ હતો. કોઈ દેખાતું નહોતું. ચારે બાજુનું બધું ધોવાઇને સાફ થઈ ગયું હતું. બાજુની કુટીરનું બારણું ઉઘાડું જોઈ થોડુંક આશ્વાસન પામ્યાં. પાસે જઈને જોયું તો એક ક્ષીણુંકાય દીર્ઘદેહ કંથાધારી સંન્યાસી એકચિત્ત બની કોઇક ગ્રંથ વાંચી રહ્યા હતા. અનિલની માતાએ એમની તરફ જોઇ બૂમ મારી, "રેવા!"

સંન્યાસીએ એક વાર ઊંચું જોયું, ને પાછું ગ્રંથમાં મન પરોવ્યું. રેવાનો કંઇ જવાબ ન મળતાં અનિલની માતા કુટીરની અંદર દાખલ થઇ. અનિલ પણ શું કરવું તેની સમજ ન પડતાં ત્યાં જ બેસી પડયો.

થોડી વાર પછી માતાએ આવી અનિલના કાનમાં કહ્યું, "અનિલ, અંદર આવ."

અંદર જઈને અનિલે જોયું તો રેવાની માતા એક ખૂણે નિશ્ચેષ્ટ પડેલી હતી. બાજુમાં રેવા બેઠી હતી.

"અનિલ! ગમે તેમ કરી જલ્દી ઋષિકેશ પહોંચી જા જે ડૉકટર વૈદ્ય હાથ આવે એને બોલાવી લાવ."

રેવાની માતા અસ્ફુટ સ્વરે બબડી, "ઔષધમ્ જાહ્નવી તોયમ્ વૈદ્યનારાયણો હરિઃ"

રેવાએ માતાના હોઠ પર પાણી મૂક્યું. અનિલ નિર્વાક્ બની કેવળ જોઈ રહ્યો. થોડી વારે માતાને ઉદ્દેશી બોલ્યો, "તો તું અહિયાં રોકાય છે ને?"

"જોઉં છું, ડૉક્તર આવીને શું કહે છે.?"

રેવાની માતાને ધીમે ધીમે ભાન આવતું હતું. તેણે ક્ષીણ સ્વરે કહ્યું "તમે લોકો અકળાઈ જઈને દોડાદોડ ન કરો. હું દાક્તરના હાથનું એક ટીપું ય લેનાર નથી. મારે એવી કશી જરૂરે ય નથી. જોયું ને તમારાં દર્શન કર્યા વિના હું ક્યાંય જવાની નહોતી. હવે કૃપા કરી, સ્નાન કરી, કંઇક આરોગો."

"અમે પરવારીને જ આવ્યાં છીએ."

"તોય બે કોળિયા તો લેવા જ પડશે. ઉઠ રેવા."

અનિલની માતાએ ઘણી ય આનાકાની કરી પણ રેવાની માતાએ હાથ જોડી, દીન દૃષ્ટિએ તેના તરફ જોયું, ત્યારે તેનાથી પણ કશું બોલાયું નહિ. ભોજનાદિથી પરવારી લીધા પછી વાતવાતમાં રેવાએ કહ્યું કે, કુરુક્ષેત્રમાં એક જબરજસ્ત યજ્ઞ ચાલી રહ્યો હોવાને કારણે આશ્રમના બધા લોકો ત્રણ ચાર દિવસથી ત્યાં ગયા છે. માત્ર વૃદ્ધ મહારાજ અને તેના પિતા જ અહિં છે. માતાની વાત નીકળતાં તેણે કહ્યું કે સખત તાવ આવવાને કારણે તે એકાએક બેભાન થઈ ગઈ હતી, અને હજી સ્થિતિ બહુ ગંભીર જણાય છે.

અનિલ અને તેની માતા રેવાની માતાની સ્થિતિ જોતાં વેંત સમજી તો ગયાં જ હતાં.

સાંજ પડવા આવી હતી. સલિલ એકલો ઋષિકેશમાં રાહ જોતો

હતો. બહુ વિચાર કર્યા પછી એમણે ઋષિકેશ જઇને રાત ગાળવાનું નક્કી કર્યું. અનિલની માતા રેવાની માતાના મોં પર હાથ ફેરવતાં ફેરવતાં બોલી, "અત્યારે અમે જઇએ છીએ. કાલે ડાક્તરને સાથે લઈ આવીશું."

બિમાર માતાએ અનિલની માતાનો હાથ પકડી જરા દબાવી કહ્યું, "એક ભિક્ષા આપતાં જાઓ, દિદિ."

"બોલો."

"વચન આપો. ભિક્ષાને કદી નહિ ઠુકરાવો."

અનિલની માતા જરા ચોંકી. કોણ જાણે આ મુમુર્ષુ બાઈ શું નું શું માગી બેસશે? તે એકદમ જવાબ આપી શકી નહિ. અકળાતી ચૂપ બેસી રહી.

અનિલ સ્હેજ આગળ આવી બોલ્યો, "બોલો. સુખેથી બોલો."

અનિલની માતા અનિલ તરફ જોઇ રહી. પરંતુ અનિલની દૃષ્ટિ તો બિમાર માતા ઉપર જ સ્થિર હતી.

રેવાની માતા અચકાતી અચકાતી બોલી, "બીજું શું માગું, દિદિ? અમારે માટે જરાય ચિંતા ન કરતાં. સૌને લઈ સુખરૂપ ઘેર પહોંચો. આજે જે દર્શનનો લાભ આપ્યો છે, એટલું મારે માટે ઘણું છે."

અનિલે માતા તરફ જોયું. માતાએ આંખો ઢાળી દીધી. બિમાર માતા એકદમ પ્રયત્નપૂર્વક બોલી, "મોડું ના કરો, દિદિ. રાત પડવા આવી છે. રસ્તો વિકટ છે. છોકરાં દુઃખી થશે. આપની ચરણરજ આપો. બસ એટલું જ."

થોડો સમય એમ ને એમ વીતી ગયો. અનિલની માતા કિં-કર્ત્તવ્યમૂઢ બની દર્દી તરફ જોઈ રહી. અનિલ પણ ચૂપચાપ બેસી રહ્યો.

એકાએક રેવાના અવાજે સૌની સ્તબ્ધતાનો ભંગ કર્યો, "આપ હવે મોડું ન કરો."

અનિલે માતા તરફ જોયું. "હા, દીકરી, આજે તો જઇએ.' કાલે પાછાં આવશું." કહી માતા ઉઠી. જતાં એમને દુઃખ થતું હતું. જતાં જતાં માએ રેવાને પૂછ્યું, "તારા પિતા મા તરફ બિલકુલ ધ્યાન આપતા નથી?"

"આજે કેટલાય દિવસ થયાં એ કયાંય ગયા નથી. અહિં જ તો રહે છે."

અનિલની માતા સમજી ગઈ કે આજ એમનું દર્દી પ્રત્યે ધ્યાન આપવાપણું હતું. માતાને પાલખીમાં બેસાડી અનિલ બે હાથ જોડી ઉભો રહ્યો. માતા સમજી ગઈ. મોટે અવાજે બોલી ઉઠી, "તો મને શું કામ 'ચાલ, ચાલ.' કહી ઉડાડી? તારી તો જબરી બુદ્ધિ છે! પણ તું ન આવતો હોય તો હું પણ—"

"મા, પગે પડું છું તારે. સલિલ બિચારો ચિંતા કરી મરતો હશે. તું જા, મા. નહિ તો એ રાતના ખોળવા નીકળી પડશે."

"અને તું–અહિંયાં–આવી જગાએ રાત કાઢશે, કેમ—ના, મારાથી એ નહિ સહેવાય."

અનિલ કંઇ બોલ્યો નહિ. કેવળ હાથ જોડી ભિક્ષાતુર વદને મા તરફ જોઇ રહ્યો.

"કોણ જાણે આજે રાતે જ–તો હુંય અહિંયા શું કામ ન રહું?"

"સલિલનો વિચાર તો કર, મા? મને એવું તે શું કષ્ટ પડવાનું છે? આટલું મારૂં માન."

"તો ભલે. પણ જોજે. રાતે બહાર ન નીકળતો. તારુંય શરીર કંઇ-"

'ના, મા. કયાંય નહિ નીકળું."

મા–દીકરાની આ વાતચીત કુટીરની અંદર પણ સંભળાતી હતી. રેવા બહાર આવી બોલી, "આપ બંને જાઓ. કુટીર નાની છે, એમાં વળી મા માંદી છે. શું કામ નકામું કષ્ટ વેઠવું?"

અનિલ અવાક્ બની રેવા તરફ જોઇ રહ્યો. એક અજાણ્યા યુવકને પોતાના ઘરમાં સ્થાન આપતાં એક યુવતી વાંધો લે તો એની સામે શું કહેવાનું હોય? મૂઢની જેમ તે બોલ્યો, "બીજી કોઇ કુટીરમાં કયાંય જગા થઇ શકે તેમ નથી?"

"ના, સંધ્યા થઇ ગઇ છે. મેઘ ભયંકર જામી ગયો છે. જાઓ, હવે મોડું ન કરો."

અનિલની માતા આકાશ તરફ જોઇ અસ્ફુટ સ્વરે બોલી, "દુર્ભાગ્યે આજે રાતે કંઇ બને—એકલા તારા બાપુ—"

"અમે બંને તો છીએ, માસીમા. આપ હવે જાઓ."

અને વધારે સમય વીતાવ્યા વિના રેવા ત્યાંથી ચાલી ગઈ. નિર્વાક્ માતાદીકરાને ઉપાડી પાલખીવાળાઓએ ચાલવા માંડયું. માતા મનમાં મનમાં શરમાઇ રહી હતી. પેલી સ્વાવલંબિની દીકરી તરફ તેનું મન ભક્તિથી ઝૂકી પડયું હતું.

અનિલની માતા જાગી ગઈ, ત્યારે સારી પેઠે અજવાળું થઈ ગયું હતું. તેણે જાગતાં વેંત અનિલની પથારી તરફ નજર કરી. તે ખાલી હતી. વહેલી સવારે ઊઠીને તે બહાર નીકળી ગયો હતો. માતાએ ચિંતાતુર બની નોકરને બોલાવી પાલખી મંગાવી.

આશ્રમે પહોંચતાં જ તેના પગ શરમના માર્યા કાંપી રહ્યા હતા. રેવાની કુટીરનું બારણું ઉઘાડું હતું, પણ કોઈ નજરે ચઢતું નહોતું. માતાએ મોટેથી બૂમ મારી, "અનિલ."

અનિલ થોડે દૂરથી પાસે આવી ઉભો રહ્યો, તેના મોં પર દૃષ્ટિ કરતાં જ મા બધું સમજી ગઈ. માતાને નિસ્તબ્ધ જોઈ અનિલ બોલ્યો, "કાલ રાતે જ પતી ગયું હતું."

માતા ભગ્ન કંઠે બોલી, "બધાં કયાં ગયાં?"

"અગ્નિદાહ પતાવી સ્નાન કરવા ગયાં છે."

માતાની આંખમાંનો સવાલ વાંચી લઈ અનિલ બોલ્યો, "હું પણ આવ્યો ત્યારનો કોઈને મળી શક્યો નથી. દૂરથી જ ચિતાનો ધુમાડો જોઈ પાછો આવ્યો. શું કામ નકામો ત્યાં જાઉં, એમ વિચારી અહિં જ ઊભો છું."

માતા મૃદુ કંઠે બોલી, "ત્યાં જવું તો જોઈતું હતું. એમને સાથે લઈને આવત ને?"

"મા! તું તો પાગલ છે. તું શું એમ માને છે, કે એમને પાછાં લઈ આવવા માટે મારા જેવાની જરૂર છે? અરે! એમની છોકરી સુદ્ધાં કેટલી હિંમતપૂર્વક, પુરુષના કરતાં પણ વધારે સ્વસ્થતાથી બધું સહી શકે છે! એ બાપદીકરીએ થઈને તો આ ભયંકર રીતે લાકડાં ભેગાં કરી દહનક્રિયા પતાવી; ને હવે એકલાં પાછાં નહિ અવાય શું?"

થોડી વારે માતા બોલી, "પણ તું મને સાથે લઈને શું કામ ન આવ્યો?"

"તું ભરઊંઘમાં હતી, એટલે મેં જગાડી નહિ, રાતે મેઘ એટલો તો જોરથી ગર્જતો હતો, અને પાણી એટલા જોરથી વરસતું હતું કે આખી રાત ઊંઘ જ ન આવી. છેવટે વહેલી સવારે ઊઠી ચાલી નીકળ્યો."

રેવા અને તેના પિતા ધીમે ધીમે આશ્રમ તરફ આવી રહ્યાં હતાં. રેવાનું મોં ઢાંકેલું હતું, તેણે ક્યાંય દૃષ્ટિ કર્યા વિના કુટીરમાં પ્રવેશ કર્યો, પિતાની દૃષ્ટિ પણ લક્ષ્યશૂન્ય હતી, થાકેલી વિચાર-નિમગ્ન ગતિએ તેઓ કુટીરના બારણા પાસે આવી પહેલાંના સ્થાને જ બેસી ગયાં. અને તેમણે પેલો ગ્રંથ હાથમાં લીધો. તેમનો પગરવ સાંભળી પાસેની કુટીરમાંથી એક વૃદ્ધ સંન્યાસી બહાર આવ્યા. તેમણે હાથના ઈશારા વડે અનિલની માતાને પાસે બોલાવી, રેવા પાસે જવા સૂચવ્યું, અને અનિલ તથા રેવાના પિતાને પોતાની કુટીરમાં બોલાવી લીધા.

લજ્જા અને વેદનાને કારણે અનિલની માતાના પગ ભારે થઈ ગયા હતા, તેમ છતાં જેમતેમ કરી તે રેવા પાસે જઈ બેઠી, પગના અવાજથી રેવા ચોંકી ઊઠી.

"મા!" એમ બોલી તેની બિમાર માની પથારીવાળી ખાલી જગાએ તે ઢળી પડી, અનિલની માતાએ તેનું માથું પોતાના ખોળામાં લીધું, આટલા દિવસ એનો સ્પર્શ કરતાં એને સંકોચ થતો હતો. આજલગીમાં તેની માતા સાથે કેટકેટલી વાતો કરી હતી, પરંતુ બધો વખત આ છોકરી દૂર જ ભાગતી ફરતી હતી. તેની માએ કહ્યું હતું, 'મોટી બહેન મરી ગઈ ત્યારથી જ આ છોકરી આવી બની ગઈ છે.'

અનિલની માતાના ખોળામાં પડેલો રેવાનો કંપતો દેહ ધીમે ધીમે સ્વસ્થતા પામતો હતો, તેણે ધીમે ધીમે બેઠાં થઈ કહ્યું, "આટલાં વહેલાં આવી પહોંચ્યાં ?"

કશો જવાબ ન આપતાં માતાએ કહ્યું, "ચાલ, જરા તડકામાં જઈએ, રેવા. કપડાં ને માથું તારાં બહુ ભીનાં છે."

"છે જ તો. પણ હમણાં લૂછાય નહિ."

"એ તો જાણું છું, એટલે જ તો કહું છું, કે ચાલ, જરા તડકે બેસીએ."

"ચાલો."

બંને જણાં બહાર આવતાં રેવાએ ચારે બાજુ દૃષ્ટિ કરી કહ્યું, "અમારે માટે આપ બહુ કષ્ટ વેઠો છો. હજી કાલે તો પહાડ ઉતરીને આવ્યાં છો—"

અનિલની માતા નિસાસો નાખી બોલી, "એમ ના હોત તો મા, કાલે રાતે તારી માને છોડીને જાત ખરાં? સાચે જ જાણે અમારા મેળાપની રાહ જોઈને જ એ જીવતાં હતાં! કોને ખબર હતી, કે સવાર થતાં ચાલ્યાં જશે? આ દુઃખ સદાકાળ અમને સાલ્યા કરશે."

"દુઃખી થઈને શું વળવાનું? બહુ નિરાંતે જીવ ગયો. મરતાં પહેલાં બાપુની ચરણધૂલિ માથે લીધી હતી, અને 'કૃષ્ણ! કૃષ્ણ!' એટલું જ માત્ર બોલી હતી. જીવ જતાં જરાય ધમપછાડા માર્યા નથી, કેમ જાણે ધીમે ધીમે ઉંઘી ન ગઈ હોય?"

અનિલની માતા આંસુ લૂછી નાખી બોલી, "ભગવાનનો આ કેવો યોગ! ક્યાંનાં તમે, ક્યાંના અમે! કેવો મેળાપ? કેવું ચાલ્યા જવું—" બોલતાં બોલતાં તેનો કંઠ રૂંધાયો. કેમ જાણે રેવાની માતા ઉપરનો તેનો પ્રેમ આ મૃત્યુએ અનેકગણો વધારી દીધો હતો. રેવા આંખો ફાડી આ અપરિચિતા, અનાત્મીયા રમણીનાં આંસુ જોઈ રહી. અને એકાએક અસ્વસ્થ બની, 'મા!' બોલી તેના ખોળામાં ઢળી પડી. ઘણા દિવસનો બંધ આજે તૂટી રહ્યો હતો, પણ તેમ છતાં પ્રયત્નપૂર્વક સ્વસ્થતા ધારણ કરી બોલી, "માએ એક દિવસ તમને કહ્યું હતું નહિ, કે તમે એનાં ગયા જનમનાં બહેન હતાં?"

"એટલે જ આમ ચાલ્યા ગયાં? બહેનની સાથે આમ વર્તાય? ઠીક, મા! પણ તારે માટે તારા બાપુને કંઈ કહેતાં ગયાં છે?"

રેવા આશ્ચર્યપૂર્વક સામે જોઈ રહી. એમને શું કહે? મેં એકવાર 'મા! હવે હું ક્યાં રહીશ?' એમ કહી રડી દીધું હતું, ત્યારે જવાબમાં તેમણે ઉંચે હાથ કરી—"

રેવાનો કંઠ રૂંધાયો. તેણે બંને હાથ વડે મોં ઢાંકી દીધું. અનિલની માતા તેનું માથું પોતાના ખોળામાં ખેંચી લઈ બોલી, "મારી પાસે રહેજે, દીકરી. ભલે એ મોઢે ન બોલ્યાં હોય, પણ નક્કી અમને જ સોંપી ગયાં છે તને. નહિ તો આપણો આ મેળાપ, આ માયામમતા બધાનો શો અર્થ? ભગવાન એકે ય વસ્તુ ઉદ્દેશ વિના કરતા નથી. હવે જ સમજાય છે કે મારું મન આમ શું કામ ઝંખ્યા કરતું હતું. નક્કી નક્કી મા, હવે જ સમજાય છે. હું તારી માસી છું—હું તારી મા છું—મારી પાસે જ તું રહેજે."

## : ૧૭ :

અનિલની માતા થોડેક સમય એમ ને એમ બેસી રહી. સલિલ ગુસ્સો કરી, એકલો એકલો દેશ તરફ ચાલી નીકળ્યો હતો. અનિલે આખરે થાકીને કહ્યું, " જો મા, આમ ઉદાસ થઇ બેસી રહ્યે નહિ પાલવે. તું શાની ચિંતા કરે છે, એ હું જાણું છું. તારી કર્તવ્યબુદ્ધિ જેમ કહેતી હોય તેમ કર. અત્યારે આવેશમાં આવી ખેંચાઇ જવાની જરૂર નથી. એથી તો ઉલટું પાછળથી પસ્તાવા જેવું થાય."

મા ચીડાઈને બોલી, " એ શું ગમે તેમ બોલ બોલ કરે છે? મારી કંઇ પરીક્ષા લેવા બેઠો છે?"

"ના, મા, પરીક્ષા નથી લેતો. પણ માન કે છોકરી તું ધારે છે એવી ના નીકળી—આ અપરિચિત સ્થળેથી આવડી મોટી છોકરીને લઇ જવી ને પછી ઘરમાં રાખવાની ફરજિયાત જવાબદારી—"

"તે ઘરમાં શું કામ રાખે? જોઈ કરીને ક્યાંક પરણાવી નહિ દઉં? તારે એ બધી ચિંતા કરવાની જરૂર નથી, બાપુ."

"પરણાવી દેશે? તને લાગે છે, કે એ બહુ યોગ્ય થશે? પેલી તે દિવસની ધાંધલ ભૂલી ગઈ એટલામાં? એના કરતાં ય સો ગણી ધાંધલ ના થાય તો કહેજે મને."

"ભલે, છો થતી, બાપુ. એવી ધાંધલ વહોરવા હું તૈયાર છું. અને લગનનું હું નહિ ગોઠવી શકું, તો કંઈ નહિ, છોકરીને હું ઘરમાં રાખીશ મારે આ દુનિયામાં બીજો કંઈ ઉદ્દેશ તો છે નહિ; નથી એકે છોકરી. રેવા મારી દીકરી થઈને રહેશે."

અનિલ પ્રસન્ન મુખે બોલ્યો, "તો તો બરોબર છે રજ પણ સ્વાર્થ કે લોભમાં પડીને આવડી મોટી જવાબદારી ઉપાડે એ યોગ્ય નથી, એટલું જ મારૂં કહેવું હતું. આપણે આશા રાખીએ, ને માની લે કે પછી એ ન ફળે, ત્યારે કંટાળી ચીડાઈને છોકરીને ગમે તે કૂળમાં વહેતી મૂકીએ નહિ, એટલું જોવાનું. એના કરતાં તો જે સ્વાવલંબી જીવનમાં એ ઉછરી છે ત્યાં જ એને રહેવા દેવી સારી, "અતો ભ્રષ્ટઃ તતો નષ્ટઃ" જેવું ન થાય એટલે બસ."

"તું શું બોલે છે, અનિલ? બાપ તો જોયા નહિ એના કેવા છે? એ તો મા હતી એટલે આટલા દહાડા આમ ચાલ્યું. આ સંન્યાસીઓના ટોળામાં છોકરી આખી જીંદગી આમ રહે તે સારૂં કહેવાય? આપણે એક ન્યાતજાતનાં થઈ એમ થવા દઈએ, એ શું અધર્મ નથી?"

અનિલ થોડીવાર વિચાર કરી બોલ્યો, "પણ છોકરી તૈયાર છે શું?"

"અત્યારે તો એની માના દુઃખમાં ડૂબેલી છે. એની ઈચ્છા અનિચ્છાનું અત્યારે શું પૂછવું? એના બાપ અને ગુરુ મહારાજે કશો વાંધો ન લીધો. જોયું નહિ તેં?"

અનિલ વિચારનિમગ્ન બની બોલ્યો, "ના, મા, એટલેથી ન ચાલે. એની પોતાની મરજીય જાણવી જોઈએ."

"વારૂ, જાણી લઈશું. તું નકામો નકામો મારા મનમાં શંકા પેદા ન કર."

"બધી શંકાઓનું સમાધાન કરી લઇને જ આ બાબતમાં પગલું ભરવું સારૂં, મા."

પરંતુ અનિલની માતાને આ બાબતમાં કંઇ સમાધાન કરવાનું બાકી નહોતું. રેવાના પિતાના ગુરુ તથા મોટા સાધુ મહારાજે જ્યારે રેવાને કહ્યું–'મા, દુનિયા જ્યારે તારી માગણી કરી રહી છે, ત્યારે તને આમ ને આમ રાખવી યોગ્ય નથી. તારી માતાની જેમ જ જે તારો ભાર લેવા તૈયાર છે, એમનો પરિચય આ થોડા દિવસમાં અમને જે કંઈ થયો છે, તે જોતાં, તને એમના હાથમાં સમર્પણ કરતાં અમને જરા પણ દ્વિધા થતી નથી, તારા પિતાની પણ સંમતિ છે. આ ઉદાસીનતામાં રહેવા કરતાં સંસારમાં જઈ રહેવું, તારે માટે અમને વધારે યોગ્ય લાગે છે'–ત્યારે રેવાના મોં પર જરા પણ અનિચ્છા કે અકળામણનો ભાવ દેખાયો નહોતો. તેમ છતાં અનિલની માએ રેવાને એકાંતમાં બોલાવી પૂછ્યું, "સાચું બોલ, દીકરી! તારા બાપુ પાસેથી તને લઇ જવાની વાતથી તું ગુસ્સે તો નથી થઇને?"

રેવા શાંત વિષાદપૂર્ણ કંઠે કેવળ બોલી, "ના માસીમા, તમે તો બધું બધું જ જાણો છો. બાપુએ આજ લગી મારે માટે ઘણું સહ્યું છે. મા તો બિચારી શાંતિધામમાં જઇ છૂટી. બાપુ ઉપર હું ભારરૂપ શું કામ થાઉં?"

"અમારી સાથે આવવામાં તને કંઇ ચિંતા તો નથી થતી ને?"

"ચિંતા શાની? દુઃખ થાય છે, માસીમા."

રેવાના નમેલા માથા ઉપર હાથ ફેરવતાં માતા બોલી, "મને મા કહી બોલાવશે, રેવા? હું તારી મા થઇશ."

રેવા ધીમે ધીમે પાછી તેના ખોળામાં સૂઈ ગઈ. તેની આંખનાં પાણી અને શરીરનો કંપ રેવાની ભયંકર વ્યથાનો ખ્યાલ અનિલની માતાને આપી રહ્યો. થોડીવારે ભગ્ન કંઠે રેવા બોલી, "તમને હું મા કહીને

બોલાવીશ. મા વિના મારાથી નહિ રહેવાય. તમારી અંદર મારી માનાં દર્શન હું કરી રહી છું."

અનિલની માતાએ સ્નિગ્ધ હૈયે તેના કપાળ પર ચુંબન કર્યું.

જવાનો દિવસ આવી પહોંચ્યો. અનિલ સીટ રીઝર્વ કરવાની વ્યવસ્થા કરવા ઋષિકેશ ઊપડી ગયો. બધું પતી ગયા પછી પણ રેવાને તેડી લાવવાનું તેને ન ગમ્યું. મા એથી ચીડાઇ ગઈ.

માતાને ચીડાયેલી જોઈ અનિલ બોલ્યો, "મા, ચીડાય છે શું કામ? જે ભાર તેં ઉપાડ્યો છે, એમાં શું મારો ભાગ નથી? એમ છતાંય કોણ જાણે કેમ, આજે મને રેવાને તેડી આવવાનું ન ઠીક લાગ્યું. પેલા લોકો મનમાં શું નું શું ધારે? તું જ જા, મા."

"પેલા લોકો શું ધારશે, એ બીકે તું એને લેવા જતો નથી? વાહ રે!"

અનિલ કંઇ પણ બોલ્યા વિના ચાલ્યો ગયો. આખરે અનિલની મા પોતે જ દાસીને સાથે લઈ રેવાને તેડી લાવવા નીકળી પડી. તેને હતું કે અનિલને ન જોતાં એ લોકો કંઇ કેટલુંય પૂછશે. પણ વાસ્તવમાં કોઇનું કશું લક્ષ જ એ બાજુ ન ગયું.

સૌના આશીર્વાદ લઇ રેવા પોતાની કુટીરમાં ગઈ. થોડીવારે કપડાવડે મોં ઢાંકી દઇ તે બહાર આવી ઊભી. અનિલની માતાએ સ્નેહપૂર્વક તેના ખભે હાથ મૂકી કહ્યું, "ચાલ મા, મોડું થાય છે."

"ચાલો." એમ બોલી તેણે ચોપાસ દૃષ્ટિ કરી. સામે પિતા તથા વૃદ્ધ સંન્યાસી મહારાજ બેઠા હતા. આજુબાજુ અનેક પરિચિત સાધુઓ નજરે પડતા હતા. રેવા પિતા તથા વૃદ્ધ સંન્યાસીની પાસે જઈ બોલી: "કદીક આ સ્થળે આવું તો આપ સૌનાં દર્શન તો પામી શકીશ ને?"

વૃદ્ધ સંન્યાસી બોલ્યા, "શું કામ નહિ. બેટા?—જો દેહ ટકતો હશે તો. અમે હવે અહીંથી ક્યાં જવાના છીએ?"

પિતા કંઈ બોલ્યા નહિ એથી રેવાએ અશ્રુપૂર્ણ નેત્રે એમના તરફ દૃષ્ટિ કરી. પેલા વૃદ્ધ સંન્યાસીએ રેવાના મસ્તક ઉપર હાથ મૂકયો અને ક્ષણેક આંખો બંધ રાખી બોલ્યા, "જગત ફરી તને ધકેલી કાઢે, રેવા, તો જરૂર અહીં પાછી આવજે. હવે તો તારા પિતાને આમતેમ દોડાદોડ કરવાની જરૂર નહિ રહે. દેહ હશે ત્યાં લગી અહીં જ મોજથી રહેશે."

"બાપુ!" બોલી રેવા તેના પિતાના ચરણોમાં આળોટી પડી.

વૈરાગી પિતા આંખો મીંચી ધીમે ધીમે ત્યાંથી ઊઠી કુટીર ભણી ચાલ્યા ગયા. વૃદ્ધ સંન્યાસીએ અનિલની માતાને સૂચન કરતાં તેણે રેવાને ઊભી કરી અને તેને કમર સરસી વીંટાળી આગળ ખેંચી. રેવા પણ આંખો લૂછતી લૂછતી ચાલવા લાગી.

ચાલતાં ચાલતાં જે સ્થળે ગંગાની સ્રોત–ધારાનાં દર્શન થાય છે ત્યાં અટકી જઈ તે તરફ જોઈ રહી હાથ જોડી પ્રણામ કરી ધૂલિ માથે ચઢાવી રેવાએ બધું દુઃખ, બધો વિષાદ વિસારી દઈ શાંત બની અનિલની માતાની સાથે મુસાફરી કરવા માંડી.

સલિલ ચીડાઈને ઘેર ચાલ્યો ગયો હોવાને કારણે અનિલની માતાનું મન ઘર તરફ વળી ગયું હતું. પરંતુ હજી ઘણાં તીર્થસ્થાનો જોવાનાં બાકી હતાં. હજી તો રાજપુતાના તરફ જવા ઈચ્છા હતી. અને પછી મથુરા વૃંદાવન.

અને ઈચ્છાનુસાર આ તીર્થો પતાવી પણ લીધાં. પરંતુ અનિલ બે દિવસ જ્યાં રોકાવા જેવું હોય, ત્યાં ચાર દિવસ ભાંગતો. માતા ચીડાતી. એમ કરતાં સૌ આગ્રા વગેરે ફરી અયોધ્યા સુધી આવી પહોંચ્યાં. ત્યાં અનિલે તો જાણે અડ્ડો જ જમાવ્યો. દેવ અને મંદિરનાં દર્શન કરવામાં એનો જીવ બહુ ચોંટતો ન હતો. પણ પવિત્ર સરયુતીરે જઈ તેનાં જલનો સ્પર્શ કરી તે જાનકી અને રામની વાત વિચારતો કલાકો સુધી બેસી રહેતો. સીતાને વનમાં મોકલી દઈ જે નિર્દય

સ્વામીએ તેની જ મૂર્તિના ધ્યાનમાં આખું જીવન વિતાવ્યું હતું—અને જે પત્ની દીર્ઘવિયોગને અંતે અનન્ય પ્રેમિક પતિને પામીને પણ અભિમાનનો ત્યાગ ન કરી શકતાં પાતાળમાં જઈ છૂપાઇ બેઠી હતી—એમની જ વાત તે ત્યાં બેસી બેસી વિચાર્યા કરતો.

કાશીમાં અનિલની માતાએ મોડું કર્યું. પાસેની ચીજ છોડી દૂર જવાની એની જે તાલાવેલી હતી તે અહીં શાંત પડી. સાથેસાથે, રેવાને લઇ તીર્થે તીર્થે ફરતાં રેવાના શોકસ્તબ્ધ અંતરમાં નવીજ શાંતિ પ્રકટી રહી હતી, તે પણ તેમણે જોઈ. રેવા કેવળ મા કહીને તેને બોલાવતી હતી એમ નહિ, પણ પુત્રીને યોગ્ય તમામ મમતાપૂર્વક તેને વળગી પડી હતી. માતાને પણ જીવનની એક ખોટ પૂરાતી હોય એવો સંતોષ થઇ રહ્યો હતો. એક ફરજ ગણીને જેને સાથે લીધી હતી તે આટલા ટૂંકા સમયમાં પૂર્ણ સ્નેહની અધિકારી બની ચૂકી હતી!

દોઢ વરસ આમ ને આમ પૂરું થયું. ઘેર પાછા ફરવાની તાલાવેલી સૌને લાગી હતી. તેમ છતાં ગયામાં અનિલ વિલંબ કરવા લાગ્યો. મા ખીજાઇ ઊઠી. અનિલે હસીને કહ્યું, "ઘર તો છે જ ને? થોડા દિવસ વધારે—"

માતા બોલી, "ના હવે તો જલદી જલદી ઘેર પહોંચવું છે. તારે તો કશો ઉતાવળ નથી, મારે તો જઇને તરત ઘર મરામત કરાવવું છે. રેવાને લઇને ઘર શણગારવું ય છે. આ માગશરમાં જ મારે બધું પતાવી નાખવું છે."

અનિલ સમજી જઇ ધીમું હસતો બોલ્યો, "એ તો ઉત્તમ—પણ સલિલને પૂછ્યું તેં? છોકરી બહુ મોટી નહિ પડે—?"

માતા પુત્રની સામે જોઈ બોલી, "તો પછી તારે તૈયાર રહેવું પડશે?"

અનિલે માથું નીચું નાખી દીધું. કશો જવાબ ન મળતાં માતા બોલી, "ના પરણવાનો હોય તો સાફ સાફ કહી નાંખ. હું

મારે અહીં જ રહીશ. તારે જઇને જે કરવું હોય તે કરજે. ફાવે તો સલિલને પરણાવજે, નહિ તો એનેય એમનો એમ રાખજે. હું સમજીશ કે મારે એકે દીકરો નથી. એક દીકરી જ છે – આ રેવાને લઇ હું મારે કાશીવાસ કરીશ." બોલતાં બોલતાં તેને કંઠ રૂંધાયો.

અનુતપ્ત પુત્રે 'મા' એમ બોલી પાસે જઈ તેના પગ ઉપર હાથ મૂકતાં જ માતા પગ ખસેડી લઈ મોટેથી બોલી ઊઠી, "હવે મને એમ ભોળવી નહિ શકે. જેને માનાં દુઃખદર્દની રજ પણ તથા નથી, એ તે વળી દીકરો! હું શું કામ દુનિયાદારીમાં પાછી જાઉં? કોને માટે?"

માતાએ ગુસ્સામાં મોં ફેરવી લીધું. પુત્ર માથા ઉપર હાથ મૂકી બેસી રહ્યો. થોડી વારે માતા એવા ને એવા ચીઢાયેલા મોઢે ઊઠવા જતી હતી તેને અટકાવી અનિલ બોલ્યો, "મેં તો આજ લગી તને કહ્યા જ કર્યું છે કે તારી ઇચ્છામાં આવે એમ તું મારું કરી શકે છે. તું જ કરતી નથી. હજી કહું છું, તું કહેશે એમ કરીશ."

માતા અનિલ ભણી ફરીને બોલી, "રેવા જેવી છોકરી સાથે લગ્ન કરવામાં ય તું આવું બોલીશ, એ તો મારા ખ્યાલમાં જ આવી શકતું નથી. ઊલટું મને થાય છે –"

"જવા દે એ વાત, મા. ચાલ, આજે બુદ્ધગયા જઇએ. એકાદ અઠવાડિયું મને ત્યાં રહેવા દેશે ને?"

"તે મેં તને કદી રોકયો છે? પણ સલિલને માટે કન્યા શોધવી બાકી છે – એ જ મને ઉતાવળ છે."

થોડા દિવસ વીતી ગયા. ઘર તરફ ઊપડવાનું પાકું થયું. ટીકીટ રીઝર્વ કરાવવા અનિલ જઈ રહ્યો છે ત્યાં રેવા બોલી ઊઠી: "મને કૃપા કરી હરદ્વારની ટીકીટ કાઢી આપો."

માતા અવાક્ બની રેવા સામે જોઇ રહી. રેવા મોં નીચું નાખી ઊભી. માતા સમજી ગઇ કે રેવાએ બધી વાત સાંભળી લીધી

છે. અને અનિલના ચિંતાતુર મુખ ઉપરથી તે બધું સમજી પણ ચૂકી છે. પણ તેમ છતાં તેને રેવા ઉપર ગુસ્સો ચઢ્યો. રેવાના શબ્દોમાં તેને અપમાન લાગ્યું. અનિલની આવડી અમથી અસંમતિ જોતાં રેવાએ આમ બોલી નાખ્યું! ગમે તેટલી અસંમતિ છતાં એ આટલો સહમત થયો છે એને સદ્‌ભાગ્ય માનવાને બદલે રેવા ઊંધું માની બેઠી!

અનિલની માતા મોં ભારે કરી બોલી: "તું શું કામ ચિંતા કરે છે, રેવા? દેશમાં જઈ, તારાં બાપમાના જેટલી જ કાળજીપૂર્વક સુપાત્ર મુરતિયો શોધી તને પરણાવીશ. તું બોલી તે સારું જ કર્યું. પણ એટલા માટે પાછા નાસી જવાની કંઇ જરૂર છે, દીકરી? તારે ન પરણવું હોય તો ન પરણતી. મારા ઘરમાં તને રાખવા જેટલી જગા તો છે જ. દીકરીની જેમ રાખીશ તને. મુંઝાય છે શું કામ?"

રેવાએ ઊંચું ન જોયું. ચૂપચાપ તેના પગ આગળ બેસી રહી મૃદુ સ્વરે બોલી, "મારે બાપુ પાસે જવું છે, મા – એમની પાસે જ હું રહીશ."

"તો અમારી સાથે નહિ જ આવે? આટલી બધી અવકૃપા કરશે, મા? દીકરીની જેમ રાખીશ, એમ કહું છું છતાં ય આમ બોલે છે?"

રેવા એમ ને એમ બેસી રહી. માતા સમજી ગઈ કે તેનો સંકલ્પ દૃઢ હતો. તે ક્રોધપૂર્વક બોલી ઊઠી: "તારા બાપ આવીને કહેશે ત્યારે જ તને પાછી મોકલીશ. એ પહેલાં નહિ. અને એટલે દૂર તને મૂકવા ય કોણ જનાર છે? અને તને એકલીને એમ ને એમ જવા પણ નહિ દઈ શકું."

"હું એકલી ખુશીથી જઇ શકીશ, મા."

કેવો શાંત વિનમ્ર ઉત્તર! મૃદુ મધુર શબ્દો! માતાએ ક્ષણેક તેની સામે જોઇ તેને પોતાની ગોદમાં ખેંચી લીધી.

" અભિમાની દીકરી મારી! હજી તેં મારા દીકરાને ઓળખ્યો નથી. ભગવાન એક દહાડો કરશે તો તને પૂરી ખબર પડશે—"

રેવા ધીમે ધીમે માતાના પગની રજ માથે ચઢાવી બોલી: " મારે જવું જ પડશે, મા. "

અનિલની માતા કંઈક બોલવા જતી હતી ત્યાં અનિલ આવીને બોલ્યો : " મા ! "

પુત્રના મોં તરફ દૃષ્ટિ પડતાં જ ચોંકી પડી માતાએ પૂછ્યું, " આ શું ? આટલું બધું લાલ મોં કેમ ? આંખે આ શું થયું ? "

" મા, તાવ ભરાયો લાગે છે. બહુ જોરમાં છે. શી રીતે જવાશે ? કાલે તો ઉપડવું જ પડશે. કોણ જાણે—" અનિલ બોલતાં બોલતાં પાસેની પથારીમાં જઈ સૂઈ ગયો.

માતા દીકરાના ધીખતા શરીરે હાથ અડાડતાં બોલી ઊઠી, " ઓ ભગવાન ! હરિ ! મધુસૂદન ! આ શું કર્યું ?"

આખી રાત અનિલ બેભાન જેવો રહ્યો. સવારમાં બોલ્યો, " મા ! ઘેર શી રીતે જવાશે. ?"

" ફિકર શી છે ? સલિલને તાર કરી દીધો છે. ગાડીમાં તો તને ખોળામાં રાખી બેસીશ. સ્ટેશને તો સલિલ આવ્યો જ હશે. "

" રસ્તે પવન નહિ લાગે, મા ? "

" ના, બહુ નહિ લાગે. ઘેર પહોંચી બધું થઈ રહેશે. અહીં રહેવું સારું નથી. રોગચાળો બહુ ચાલે છે. "

ટ્રેનનો સમય થતાં માતાને યાદ આવ્યું કે રેવા પાછી જવા માગે છે. એણે એક દાસીને કહ્યું, " જા, રેવાને એને ઘેર પહોંચાડી સીધી ઘેર આવજે. "

અનિલને લઈ માતાએ ટ્રેનમાં બેસી જોયું તો બાજુમાં રેવા હતી. " આ શું ? તારે આ ગાડીમાં નથી જવાનું, બેટા. આ ગાડી

હરિદ્વાર નથી જતી. તું હરિ (દાસી) ની સાથે જા. એ તને ત્યાં પહોંચાડી આવશે."

પણ રેવા જરાય હાલી ચાલી નહિ. પુત્રની આ આકસ્મિક માંદગીને કારણે માતાનું ચિત્ત આજે વ્યગ્ર હતું. તે ચીડાઈ પડી બોલી: "છેક ઘેર જઈ તને પાછી મોકલવાની પંચાત મારે કરવી પડશે? એટલી નિરાંત મને નથી. તારે બાપને ત્યાં જવું હોય તો અહીંથી જ સીધી જા. ભગવાને ય કોણ જાણે શું કર્યું......!"

માતાનો રૂષ્ટ સ્વર સાંભળી અનિલ આશ્ચર્ય પામી બંને ભણી જોઈ રહ્યો. માતાની કઠોર તથા અનિલની આ આશ્ચર્યભરી રોગમૂઢ દૃષ્ટિથી રેવા એકવાર તો કંપી ઊઠી. પછી ધીમે ધીમે તે બોલી: "હરિ (દાસી) પણ આ ગાડીમાં જ છે. એને મેં કહી દીધું છે કે મારે હરિદ્વાર જવું નથી."



એક મહિનો એક વરસ જેવો વીત્યો! જિંદગીમાં આ રીતે કદી દિવસ વીતાવ્યા નથી. એક મહિના લગી જમરાજ સામે ભીષણ યુદ્ધ કરી બધું દુઃખદર્દ છાતીમાં શમાવી રાખી અનિલની માતા અનિલને મૃત્યુને તટેથી જીવનપથ પર પાછી ખેંચી લાવી.

પરંતુ જેઓ માત્ર પ્રેક્ષક હતા તેઓ તો બોલી રહ્યા હતા: "ઉફ! બચી તો ગયો પણ ક્યાં પહેલાંનો અનિલ ને ક્યાં આ! હવે એ પાછો ક્યાંથી આવે? ભયંકર રાક્ષસોની દાઢમાંથી અનિલને જેમતેમ કરી બચાવી તો લીધો, પણ એના ભીષણ ડંખ ઓછા જ સમૂળગા અદૃશ્ય થવાના છે?"

પરંતુ જેઓ છાતીનું લોહી અને આંખોની આભાનો ભોગ

આપી, અરે, પોતાના જીવન સર્વસ્વનો ત્યાગ કરીને ય અનિલનો પ્રાણ બચાવવા મથી રહ્યાં હતાં એમને આવી વાતોમાં ધ્યાન આપવાનો સમય જ ક્યાં હતો? અનિલ આંધળો ખોડીલો વિકૃતકાય ભલે બને પણ ગમે તે પ્રકારે જીવી જાય એટલું જ એમને જોઈતું હતું. આજે એક મહિનો થયાં અનિલનો બેભાન દેહ પડ્યો છે. પાસે શિશિર, સલિલ અને અભિશપ્ત તીર્થયાત્રાના ફળ સમી પેલી ક્ષુધા તૃષ્ણા નિદ્રા કલાન્તિહીન એક નારી છે, જે છેલ્લી ક્ષણે ગળે પડીને સાથે આવેલ હતી. શરૂશરૂમાં તો એને જોઈ અનિલની મા બળી મરતી હતી. આ અલક્ષણા, આ હતભાગીને ઘેરે લઈ આવવાનું જ આ પાપ નડ્યું! એને કારણે જ આ બધો સર્વનાશ! એની સાથે અનિલને પરણાવવાની ઈચ્છા સુદ્ધાં ભગવાને અનિલની માતાના દિલમાંથી ભૂંસી નાખી હતી. જેનો સંસાર બળીને ભસ્મ થઈ ગયો હતો એવી એક હતભાગીને જાણી કરીને ખાંધે બેરવી ઘેરે આણી પોતે પોતાનો સર્વનાશ વહોરી લીધો હતો!

પરંતુ આ હતભાગી તો આ આખો મહિનો એક ક્ષણ પણ અનિલના પગ આગળથી ખસી નથી. ડાક્તર હતાશ થઈ ચાલ્યો જાય છે, સલિલ પણ થોડી વાર માટે જરા બહાર ફરી આવે છે, શિશિર થાકીને નિરાશ થઈને ત્યાં જ પથારી આગળ જ જરા આડો પડે છે, પણ આ નારી તો આખો એક મહિનો જરા પણ ચસ્યા વિના રાત દિવસ ત્યાં ને ત્યાં બેસી રહે છે, જે કાંઈ સેવા ચાકરીની જરૂર જણાય છે તે જરા પણ થાક કે નિરાશા વિના કર્યે જ જાય છે. પહેલાં પહેલાં તો અનિલની માતા તેને અનિલની પથારી પાસે આવવા સુદ્ધાં દેતી નહિ, એટલું જ નહિ પણ એની ઉપર દૃષ્ટિ પડતાં જ માતા એવું તો ગમે તેમ બોલી નાખતી કે શિશિર સલિલ પણ સ્તબ્ધ બની દુઃખ અનુભવતા, અને કેટલીક વાર માતાને સમજાવી શાંત પાડવા પ્રયત્ન પણ કરતા. પણ આ હતભાગી નારી

તો રજમાત્ર પણ અકળામણ વ્યક્ત કરતી નહતી. જડ પથ્થરની મૂર્તિની જેમ એક ખૂણે બેસી રહેતી અને જ્યારે જે કંઈ જરૂર પડતી તે તે સેવા કરવા લાગી જતી. સૌ સ્તબ્ધ બની એને જોયા કરતાં. એને ગમે તેટલી સેવાસારવાર કરવા છતાં જ્યારે અનિલની બિમારી વધ્યે જ જતી હતી, ગમે તેટલી દવાચાકરી છતાં દિવસે દિવસે સ્થિતિ ભયંકર ને ભયંકર બનતી જતી હતી, શરીર આખું શીતળાના ઘા પાકી જતાં ગંધાઈ ઊઠયું હતું, અને એનાં સ્વજનોય જ્યારે લાચાર બની મોં ફેરવી લેતાં હતાં ત્યારે આ દૃઢ બલિષ્ઠ નારીએ દરદીની સુશ્રુષાનો સમસ્ત ભાર એકલા પોતાના ઉપર ઉપાડી લીધો હતો.

અપાર મમતાભરી અખંડ સેવાને પ્રતાપે જ્યારે દાક્તરના મોં ઉપર આશાની આભા પ્રગટી ત્યારે અર્ધમૂર્છિત અનિલની માતાને સમજાઈ ગયું કે એના પુત્રના પ્રાણ પાછા લાવવાનો યશ કોને ભાગે જતો હતો.

"હવે જો બે ચાર દિવસ બહુ સંભાળથી સાચવી લેવામાં આવે તો કશો ભય નથી" દાક્તરના આ શબ્દો માતાને કાને પહોંચ્યા અને એની આંખો રેવા ભણી જ ઢળી. તેણે અનિલની જીવનદોરી આટલા દિવસથી પોતાના હાથમાં લઈ લીધી હતી. એની જ ઉપર આ ચાર દિવસનો વિશેષ ભાર પડે એ સહજ હતું. માતા, શિશિર અને સલિલ કેવળ રેવાનાં મદદનીશ બની રહ્યાં.

અનિલને ધીમે ધીમે ભાન આવી રહ્યું હતું. આ દિવસોમાં રખેને નિકટનાં સ્વજનને જોઈ એનો આવેશ ઉછળી આવે એ ભયે દાક્તરે પણ સ્વજનોને જરા સંભાળીને દૂર રહેવા ફરમાવ્યું હતું.

'માતાજી પાસે જ છે' એમ બોલી દાક્તર દવા પીવાનું સૂચન કરતો અને અનિલ રેવાના મોં સામું જોતો અને દવા પી જઈ મીઠી

ઊંઘમાં વળી પાછો ઢળી પડતો. વિશ્વનો સ્નેહસમુદ્ર કેમ જાણે તેની દુર્બળ સ્મૃતિને ઝોલાં ખવડાવી તેની ઊંઘને ઉડાવી દેવા મથતો હતો ત્યારે રેવા જ તેને એ બધાથી દૂર રાખી કેવળ ઊંઘમાં લપેટી રાખતી હતી.

હજી આજે જ તે પૂરા ભાનમાં આવ્યો છે. પહેલો જ શબ્દ 'મા' કહીને તે ઉચ્ચારે છે. માતા એની પાસે જઇ બેસતાં જ અનિલ ચોપાસ નજર કરી "મા, શિશિર સલિલ ક્યાં?" પૂછે છે. અને એ બંને પણ એની સામે આવીને બેસે છે.

"હવે તો મને સારું છે, નહિ?" અનિલ પૂછે છે.

જેમ તેમ કરી સંયમપૂર્વક માતા જવાબ આપે છે, "હવે તો સારું જ છે તો—કશી ચિંતા જેવું નથી. હવે ચાર દહાડામાં તો હરતો ફરતો થઈ જઈશ."

રેવાના ભણી દૃષ્ટિ કરી અનિલે પૂછ્યું, "મા, આ કોણ?"

માએ એવા ને એવા જ ભાવપૂર્વક જવાબ આપ્યો, "રેવા—રેવા છે એ તો."

અનિલ આંખો બંધ કરી કશુંક યાદ કરવા પ્રયત્ન કરે છે, એ જોઇ રેવા બોલી ઊઠી, "જેને આપ હૃષિકેશથી સાથે લઈ આવ્યા હતા એનું જ નામ રેવા." એમ બોલી એણે દવાનો ડોઝ તેની સામે ધર્યો.

અનિલ દવા પી લઈ જરા ઉત્તેજિત કંઠે બોલ્યો, "રેવા! આ શું? તું તો કંઈ કેટલાય દિવસ થયાં મારી પાસે જ ચાકરી કરતી બેઠી છે – ઉફ! કેટલો ઠંડો તારો હાથ છે!" એમ બોલી તેણે રેવાનો હાથ લઈ પોતાને કપાળે અડાડ્યો, અને બોલ્યોઃ

"ઓહ! કેટલો સારો લાગે છે! ઊંઘ આવે છે – કેવો ઠંડો છે!"

અને અનિલનો ધીમો અવાજ વધારે ધીમો પડી શાંત થઈ ગયો. થોડીવારમાં અનિલ નિદ્રાવશ બન્યો.

માતાએ થોડીવાર લગી રેવાના નમેલા મોં તરફ જોઇ રહી તેને પોતાની પાસે ખેંચી લીધી. અને તેના કાન આગળ પોતાનું મોં રાખી અશ્રુરૂદ્ધ કંઠે તે બોલી, "મા, પેલે દિવસે તારી ઉપર ગુસ્સે થઈ ગમે તેમ બોલી હતી, એ ભૂલી જજે. આજે અનિલ પાછો મળ્યો હોય તો તે તારે જ પુણ્યે. આજે મને ખાત્રી થાય છે કે ભગવાનની કૃપાએ જ તું અમને મળી આવી છો. કહે રેવા, હું જે કંઈ બોલી છું તે તું માફ કરશે. ?"

રેવાએ ચૂપચાપ માતાના ખોળામાં મોં સંતાડી દીધું.

શિશિર માતાની વાત સાંભળી રહ્યો હતો. તે બોલી ઊઠયો, "એ બધી શાપ–અભિશાપની વાત છોડો, મા. અનિલને ઊંઘવા દો. હવે શું કરવાનું છે, એ જો ફરમાવવામાં આવે તો કંઇ કરવાની સૂઝ પડે." એમ કહી તેણે રેવા ભણી જોયું.

રેવાએ મોં ઊંચું કરી ઇશારા વડે કહ્યું, "આ મચ્છરદાની કાઢી નાખી, બીજી ધોયેલી બાંધવાની છે. હમણાં તો થોડા દિવસ દરરોજ બદલવા પડશે અને ઘરમાં પણ લોશન છાંટવું પડશે."

શિશિર અને સલિલ બંને રેવાએ સૂચવેલાં કામોમાં લાગી ગયાં.

ધીમે ધીમે અનિલ સારો થવા લાગ્યો. સૌ સમજતાં હતાં કે શીતળામાંથી ઉઠેલો અનિલ ફરી કદી પણ પહેલાંનું સૌંદર્ય પામવાનો નથી. અને એથી સૌના દિલમાં એક આઘાત લાગી ચૂક્યો હતો. સૌ કરતાં વધારે દુ:ખી માતાના હૃદયમાં ભરેલું હતું. માતા જાણતી હતી કે મોઢા પરના ડાઘ સૂકાઈ જવા છતાં પણ પહેલાંના જેવું અકલંક મુખ ફરી કદી પણ જોવા મળવાનું નથી. શત્રુ પણ જેના મોં તરફ જોતાં મુગ્ધ થયા વિના ન રહે, એની આવી અવદશા જોઈ માતા

પારાવાર દુઃખ અનુભવી રહી. 'ભગવાને એના કરતાં મને શું કામ ઉપાડી ન લીધી?' એમ પણ એને થયું.

સૌ તેને સાંત્વન આપતું હતું: "ભગવાનનો પાડ માનો કે, સાજોસમો પાછો મળ્યો છે. આંખ કાન કશું ગયું નથી. મોં જરા બગડયું એમાં તે શી મોટી વાત છે? એને કારણે આટલું બધું દુઃખ શું કામ? એથી તો ઉલટાં ભગવાન આગળ તમે અપરાધી બનો છો."

પરંતુ અનિલની માતાને આથી જરા પણ સાંત્વન ન મળ્યું. 'ભગવાને શું કામ મારા દીકરાને જેવો ને તેવો જ પાછો ન આપ્યો? મારો એવો તે શો દોષ હતો? આ તે કેવો ન્યાય?'

અનિલ જ્યારે જ્યારે તેને બોલાવતો ત્યારે ત્યારે તે દુઃખી ચહેરે, આડું જોઈ પુત્રના માથા પર હાથ ફેરવતી મોં પર નજર પડતાં જ એનાથી આંસુ ખાળી શકાતાં નહિ.

અનિલ માતાના આ વર્તન ઉપરથી એટલું તો સમજી જ ગયો કે એનામાં કોઇક એવો ફેરફાર થઇ ગયો છે. કે જેને કારણે માતા આટલી વ્યગ્ર રહે છે. પરંતુ એ શું હશે, એની તેને ખબર ન પડી. એક દિવસ મ્લાનમુખે સૌની સામે જોઈ તેણે પૂછયું, "તમે બધાં મારાથી છૂપાવો છો શું કામ? કહો તો, મને શું થયું છે? મને તો કંઇ સમજાતું નથી. આંખો તો સારી છે. અને થોડા દહાડા જવાદો, આ ડાઘ બધા રૂઝાઇ જવા દો, એટલે હરતો ફરતો થઈ જઇશ, કહો તો, શાથી તમે બધાં આમ કરો છો?"

શિશિર ચંચળ નેત્રે સલિલ તથા રેવા તરફ જોઇ બોલ્યો, "કયાં? કંઈ થયું તો છે નહિ, અનિલ. શું કામ અમસ્તી ચિંતા કરે છે?"

"કંઈ નથી શિશિર? જોયું નહિ, આ હમણાં આંખો બંધ કરી અહિંથી ઊઠી ગયાં? અને તમેય મારા મોં તરફ નજર પડતાં

જ આંખો ફેરવી લો છો! એમ કહોને કે મારા મોંને કંઈક થયું છે. ખરું ને?"

શિશિર અને સલિલ શો જવાબ આપવો તેની ચિંતામાં પડી ગયા. "ના, ના, ના. એવું કંઈ નથી." એવો નિરર્થક જવાબ આપી ચૂપ રહ્યા. રેવાએ સૌને મુશ્કેલીમાંથી ઉગારી લીધા તે સહજ ભાવે બોલી, "તમે તો જાણો જ છો, કે તમારે આખે શરીરે કેવા ડાઘ પડી ગયા છે. મોં પરના ડાઘ પણ હજી ગયા નથી. થોડા ભુંસાશે, પણ છેક ચાલ્યા ઓછા જવાના છે? એનું જ સૌને દુઃખ છે. એમાં કંઈ છુપાવવા જેવું નથી." રેવાની સરળ વાતથી અનિલને શાંતિ થઈ. થોડી વારે તેણે કહ્યું, "જરા દર્પણ તો આપો – જોઉં તો ખરો – કેવુંક દેખાય છે."

શિશિર અને સલિલનું માથું ઢળી પડયું. કોણ જાણે હવે શું થશે? આ બિમારના ચિત્ત ઉપર ભયંકર આઘાત તો નહિ થાય ને? માતાની દુર્બળતાને કારણે આ વળી એક નવી આપત્તિ આવી પડી પરંતુ રેવાએ બિલકુલ નિઃસંકોચ ભાવે કહ્યું: "ના, આપે હમણાં જોવાની કશી જરૂર નથી. હાથ ફેરવવાથી જ થોડો ખ્યાલ તો આવી જશે. હજી પૂરેપૂરી રૂઝ આવતાં તો વખત જશે. બરાબર સૂકાઈ ન જાય ત્યાં લગી ન જુઓ એ જ સારું."

"એક વાર જોવા તો દો. એમાં શું બગડી જવાનું હતું?"

"બગડવાનું તો શું છે? પણ દાકતરે જેની ના પાડી છે, એવું કરીને ફાયદો ય શો? શું કામ એવું કરવું જ?"

અનિલના વ્યાધિક્લિષ્ટ મુખ ઉપર હાસ્ય ફૂટી ઊઠયું. તે શિશિર ભણી જોઈ બોલ્યો: "રેવાએ તો નર્સ થવું જોઈતું હતું, નહિ, શિશિર?"

શિશિર છૂટકારાનો દમ ખેંચી રેવા તરફ જોઈ બોલ્યો, "નર્સ તે કંઈ આકાશમાંથી પડતી હશે? ઘરની છોકરીઓ જ તો નર્સ બને છે."

સલિલ એને અટકાવતો બોલ્યો, "ઘરની બધી છોકરીઓ ઓછી નર્સ થવા લાયક હોય છે, શિશિરદા ? સેવા કરવામાં કુશળ, કર્તવ્યમાં દૃઢ, અને સ્નેહકોમળ કહોને કે રેવા દિદિના જેવી ભૂખ, તરસ, નિદ્રા ત્યાગી શકે એવી જ છોકરી નર્સ થઈ શકે. આપણા દાકતરે જ રેવા દિદિને નર્સ તરિકેનું સર્ટીફીકેટ આપ્યું હતું. એ તો જાણે જ છો ને ?"

અનિલ તૃપ્તપ્રસન્નમુખે રેવા તરફ જોઈ બોલ્યો, "અરે, એના કરતાં ય મોટું સર્ટીફીકેટ હું આપીશ. રેવા જો મળી જ ન હોત તો — "

અનિલ બોલતાં બોલતાં અટકી પડયો. હજી તેનાથી એક સામટું બહુ બોલાતું નહોતું. ફરીથી આગળ બોલવા જતાં તેણે રેવાના મોં પર વેદનાની ગભીર નીલ છાયા પથરાતી જોઈ અને તેનો શ્વાસ અટકવા લાગ્યો. પરંતુ તેજ ક્ષણે અનિલની માતાએ ખંડમાં દાખલ થઈ તેના અધૂરા વાકયને પૂરુ કરી આપ્યું — "તો તને ય પાછો કયાંથી પામી હોત ?" એમ બોલતાં બોલતાં તેણે રેવાને પોતાની છાતી સરસી ખેંચી લીધી. સલિલ અને શિશિરે આટલી બધી પ્રશંસા કરી હોવા છતાં, અને ગૃહિણીએ અત્યંત સ્નેહપૂર્વક તેને આલિંગન આપ્યા છતાં રેવા એમ ને એમ માથું નીચું નાખી મૂંગી મૂંગી ઊભી રહી. તેના બિડાયેલા હોઠ તથા આંખો ઉપર નીલ છાયા છવાઈ રહી.

શિશિરે અનિલને સ્ફૂર્તિમાં લાવવાના હેતુથી કહ્યું, "પેલે દિવસે તેં મુસાફરીની વાત કહેવા માંડી હતી. ધીમે ધીમે કરી હવે પૂરી કર. હું લખી લઉં. જાણે તો છે કે આ દુનિયામાં અનેક એવી ઘટનાઓ હોય છે, જે સાંભળતાં જ બરાબર આંખે દેખી હોય એવું અનુભવાય છે. જેમકે તમે લોકો મને છોડીને યાત્રા કરવા ગયાં હતાં

તો પણ તું એકવાર જો વર્ણન કરી જાય, તો પછી તું જોઈ લે કે હું વૈશંપાયન બનીને જન્મેજય જેવા શ્રોતાઓની આગળ ફરી એનું યથાર્થ વર્ણન કરી શકું છું કે નહિ.?"

અનિલ બેધ્યાન હતો. શિશિરના આ શબ્દો સાંભળી જરા હસીને બોલ્યો, "બોલ, ક્યાંથી શરૂ કરું? અંગ, બંગ, કલિંગ — ક્યાંની વાત કહું?"

"ઓહ — અરે સલિલ! કુમાર સંભવનો પેલો શ્લોક યાદ છે ને? 'સપ્તર્ષિહસ્તાવચિતાવશેષાન્યધો વિવસ્વાન્ પરિવર્તમાનઃ —' ત્યાર પછી શું આવે છે?"

"પદ્માનિ યસ્યાગ્રસરો રુહાની પ્રબોધ યત્યુર્ધ્વમુખૈર્મયુખૈઃ। પણ આ તો તમે એકદમ હિમાલય મહાત્મ્યના છેક છેડે આવી પહોંચ્યા, શિશિરદા! આગળના બધા સરસ સરસ શ્લોકો મૂકી દીધા?"

"અરે, મેં તો શ્લોકો જ છોડી દીધા પણ આ તારા દાદા તો આખા હિમાલયની વાત જ ઉડાવી દઈ, અંગ બંગ, કલિંગની વાત ઉપર આવી પડયા. કહે તો પછી ગુસ્સો ના ચઢે? કાશ્મીર અને ગંગોત્રી, કેદાર અને બદરી, એ બધાંની શું વાત જ નહિ કરવાની?"

"તમે ગમે તેમ કહો, દાદા, પણ કવિ કાલીદાસે પોતે કદી પણ હિમાલયનાં દર્શન કર્યાં હશે એમ એમનાં અત્યુક્તિભર્યાં વર્ણનો વાંચતાં તો નથી લાગતું. એ તો જોયું ના હોય ત્યારે જ એવાં વર્ણન થઈ શકે."

અનિલ વચમાં બોલી ઊઠયોઃ "રહેવા દે રહેવા દે, હવે. આંખથી જોવા કરતાં ઘણી વાર મનવડે વધારે સારું જોઈ શકાય છે, એનાં જોઈએ એટલાં પ્રમાણ કાળીદાસમાંથી મળશે. પણ એમણે હિમાલયનું જે સન્માન કર્યું છે એની આગળ અત્યુક્તિ ક્યાંય હિસાબમાં નથી.

જેનાં દર્શન કરતાં એમને અનન્ય ભવ્ય કલ્પના જન્મી એના વર્ણનમાં પછી અત્યુક્તિનો સવાલ જ રહેતો નથી, અને સાચું પૂછો તો કાળીદાસે તો હિમાલયનાં જેટલાં પ્રત્યક્ષ દર્શન કર્યાં હતાં એટલાં ભાગ્યે જ બીજા કોઈએ કર્યાં હશે. પેલો "આમેખલમ્ સંચરતા ધનાનામ્" વાળો શ્લોક ભૂલી ગયો? અને એવાં તો અનેક વર્ણનો છે કે જે કેવળ જોયા પછી જ લખી શકાય. બરફઢાંકયા શિખર ઉપર સૂર્યનાં પ્રથમ કિરણો પડે ત્યારે જાણે કોક સુંદર નગરી જ ઝળહળી રહી હોય એમ નથી લાગતું? બરફની એ અમરાવતી કવિએ ન હતી જોઈ એમ કોણ કહી શકશે? ઊલટું એમ કહી શકાય કે કવિએ તેમની કલ્પનાની ઉમા ઉપર જ તેમનો બધો સૌંદર્યભંડાર ઢોળી દીધો છે, અને હિમાલયની વાસ્તવિક કન્યાને તો તે ભૂલી જ ગયા છે. પણ ખાત્રીપૂર્વક કહું છું કે જો એમનું ધ્યાન વાસ્તવિક હિમાલયકન્યા તરફ ગયું હોત તો કુમાર સંભવના જેવો જ એક બીજો મહાન કાવ્યગ્રંથ લખી નાખ્યો હોત. અને એની નાયિકા હોત આપણી હિમાલયકન્યા......" એમ બોલતાં બોલતાં તેની નજર રેવા ઉપર પડી.

રેવાના મોં ઉપર નીલ છાયા નથી. એના મુખ ઉપરની પ્રૌઢ ગભીરતા પણ અત્યારે ધોવાઈ જઇ છે. એને બદલે તારુણ્યની ઉજ્જવળ પ્રભા પથરાઇ રહી છે અને તેનું મુખ સહજ સૌંદર્યથી એકાએક પ્રફુલ્લ બની રહ્યું છે. અનિલની આંખો સાથે તેની આંખો મળતાં જ ઉપર આવરણ આવી ગયું હોય તેમ તે ઢળી પડી, પરંતુ બીડાતી પાંખડીની સ્વચ્છ રક્તિમા ત્યાં છિટકાઈ ગઈ હતી.

પોતાની આંખ મળતાં રેવાએ દૃષ્ટિ નીચી કરી લીધી છે એમ જોઈ અનિલે પણ મોં ફેરવી લીધું અને આડું જોઇ રેવાના હાથમાંથી દવાની પ્યાલી લઈ લીધી. આ અદ્દ્ભુત સેવાપરાયણા તથા અકારણ સ્નેહશીલા કન્યા — આજે બે માસ થયાં જેનો સ્નેહસ્પર્શ અનિલના વ્યથિત સર્વાંગને ઘેરી ચૂકયો છે, તેના પ્રત્યે સામો પ્રેમ વ્યક્ત કરવા

જતાં અનિલ આજે એકદમ આઘાત ખાઇ થંભી ગયો હતો. તેને લાગ્યું કે એ કન્યાના દિલમાં કોઈ ભારે વેદના ઘર કરી રહી હોવી જોઇએ. સાથે સાથે તેને એમ યે લાગ્યું કે પોતાની ગમે તે વાત સાંભળતાં તે એક પ્રકારનું સુખ પણ પામતી હતી. તેના મોં ઉપરની વેદનાની પેલી નીલ રેખા અનિલે જ તો ધોઈને સાફ કરી નાખી હતી. શાથી રેવાને આ સુખ થવા પામ્યું હતું તેની ચોક્કસ જાણ ન હોવા છતાં પણ પોતાને જ કારણે એ વિષાદ ઓગળી ગયો હતો એટલું અનુભવી, દવા પી લઈ તૃપ્તિપૂર્વક આંખો બંધ કરી તે સૂઇ ગયો.

૧૮

પોતાની દુર્દશાનું જ્ઞાન થવામાં અનિલને બહુ લાંબો સમય ન લાગ્યો. તેને તરત જ સમજાઈ ગયું કે તેના મોં પરના ડાઘાએ તેને નવો જન્મ જ આપ્યો હતો. કદાચ છેક નજીકનાં સ્વજનો સિવાયનાં તો એને અનિલ તરીકે ઓળખી પણ નહિ શકે! પોતાની આ નવી દુર્દશાને સ્વાભાવિક ગણી સ્વીકારી લેતાં તેને ય બે દિવસ તો લાગ્યા. ત્રીજે દિવસે અમ્લાન હાસ્યપૂર્ણ મુખે શિશિરની સાથે તેણે આ દુર્દશા વિષે વાતો કરી. કેવળ માતાની આગળ તે એ વાત કાઢી ન શક્યો. પોતે પોતાની દુર્દશા જાણી ચૂક્યો છે એ ય તેને જાણવા ન દીધું. એ જાણતો હતો કે માતાને એથી એટલું તો દુઃખ થશે કે પોતાથી પણ આ સ્થિતિમાં એ વેદના સહેજે સહી નહિ શકાય.

મા બાજુના ખંડમાં હતી. રેવા પણ સાથે જ હતી. અનિલને વધારે સારું છે. ઓરડામાં ને ઓરડામાં તો તે સહેજે હરેફરે છે. ખંડની બહાર પણ બેચાર ડગલાં જા આવ કરે છે. પણ હજી એની હિંમત નોકર ચાકરો સામે જવાની ચાલતી નથી. એમની કરુણાપૂર્ણ દૃષ્ટિ જ એને પાછો ઠેલે છે.

અત્યારે માતા તથા રેવા નથી એમ જોઈ તેણે હસીને શિશિરને

કહ્યું, "જોયું ને, મને પોતાને થાય છે એના કરતાં વધારે દુઃખ તમને બધાંને થાય છે !"

શિશિરે કંઇ ન સમજતાં પૂછ્યું, "શાથી ?"

"શાથી ? હું તો કંઈ રાતદહાડો દર્પણમાં મોં જોયા કરવાનો નથી. અને એમ હશે તો ખંડના બધા આયનાઓ દૂર કરાવી દઇશ. પણ તમારે સૌએ તો મારી સામે જોવું જ રહ્યું ! એટલે જ થાય છે —"

શિશિર મર્માહત સ્વરે બોલ્યો, "અનિલ ! અનિલ !"

"વાહ ! તેં ય માની જેમ કરવા માંડયું ! એની આગળ તો હું આ વાત મોટેથી કરતો જ નથી, પણ તારી આગળ યે જો નહિ બોલી શકું તો પછી સહન કરવું મારે માટે મુશ્કેલ બની ઉઠશે, એટલું તો તું ય સમજી શકે છે."

વ્યથિત શિશિર નિસાસો નાખી ક્ષુબ્ધ બની બોલ્યો, "હં... તું બોલ, જે બોલવું હોય તે."

"એજ કહેવા માગતો હતો કે આજે મેં આયનામાં જોયું છે."

શિશિર ચોંકી ઉઠી બોલ્યો, "ક્યાં જોયું ? તું આમ તેમ આંટાફેરા કરવા લાગ્યો ત્યારથી જ માએ બધા આયના તો કાઢી નાખ્યા છે !"

અનિલ હસીને બોલ્યો, "એટલે દુનિયાના બધા આયના દૂર થઈ જતા હશે ? મારી નાની પેટીમાં એક પડચો છે એ ભૂલી ગયો ? જવા દે એ વાત, પણ કહું છુ, આમ કરી બહુ બહુ તો તમે મને કુરુપતાનાં દર્શનથી બચાવી લીધો, પણ તમારે પોતાને માટે શું ? તમને એ દુઃખમાંથી બચાવી લેવાનો તો કોઇ ઉપાય નથી મારી પાસે, શિશિર !" એમ બોલી શિશિરના ભણી નજર કરતાં અનિલે જોયું તો બારણા પાસે જ કોક ઊભું છે. માતા આવી ઊભી હશે

એવી શંકા જતાં અનિલ ચોંકી ઊઠ્યો. પણ ખાત્રી થઈ કે માતા ન હતી, રેવા હતી. રેવાએ દષ્ટોદષ્ટ મળતાં પોતાની આંખો નીચી ઢાળી દીધી ખરી; પણ એ અરધી ક્ષણની નજરમાં જ અનિલ સમજી ગયો કે, રેવા તેની બધી વાત સાંભળી ચૂકી હતી.

અનિલે હસીને તેને બોલાવી, "આવ રેવા—ઊભી છો શું કામ?—છે કંઇ કામ અંદર?"

રેવા ચૂપ રહી.

અનિલ ફરીથી બોલ્યો, "બહાર શું કામ ઊભી છે? માની બીકે ધીમે ધીમે બોલું છું, તારી નહિ."

શિશિર આ દરમિયાન સ્વસ્થ થઇ બોલ્યો, "અમારા સામાન્ય દુઃખને તું તો કેટલું મોટું સ્વરૂપ આપી રહ્યો છે, અનિલ? અમે તને પાછો પામ્યાં એ જ અમારે માટે ઓછા સુખની વાત છે? થોડા દુઃખને યાદ કરી આ અપાર સુખની વાત જ તું ભૂલી જાય છે!"

"એ તો ખરું પણ સાચેસાચ જે વસ્તુ તમને દુઃખી કરી રહી છે એ ભૂલી ય શી રીતે શકું?"

"વળી પાછું એનું એ? તારા આ દુઃખ કરતાં અમારે મન તું પાછો મળ્યો એ સુખ હજારગણું વિશેષ છે, એ જો ન સમજીએ તો ભગવાન આગળ આપણે દોષિત ઠરશું."

અનિલ વળી કઈક બોલવા જતો હતો, એ જોઈ શિશિર એક-દમ બોલી ઊઠ્યો: "ઊભો રહે, માને બોલાવી લાવું. નહિ તો, તારું મોં બંધ જ નહિ થાય!"

"જો, કહું છું ને? આમ કરવામાં જ તારી વ્યગ્રતા પકડાઇ ગઇ. એને વિષે જરા વાતચર્ચા પણ તું સહન નથી કરી શકતો!"

શિશિર જરા ચીડનો ડોળ કરી એ ખંડમાંથી બહાર નીકળી ગયો. અનિલ હસતો હસતો અંતર્હિત શિશિરને ઉદ્દેશી બોલ્યો, "દુઃખનો

સ્વીકાર કરવામાં ય આટલી શરમ? એટલે તો ગુસ્સો કરવો પડે છે!"

"આટલું બધું સમજો છો કે એમને આ વાતથી દુઃખ થાય છે તો ફરી ફરી કાઢો જ છો શું કામ?"

અનિલે એકદમ ચમકીને રેવા ભણી જોયું. કેમકે આજ લગી, તેને કશું પૂછવામાં ન આવે ત્યાં લગી તે કદી પણ બોલતી ન હતી. ઉપરાંત આજે એનો સ્વર પણ પહેલાં કરતાં સાવ જુદો જ હતો. જાણે દિલ અને કંઠ બંનેને દબાવી રાખીને એ બોલી ન હોય!

અનિલે તેની તરફ જોયું જ માત્ર. કંઈ બોલ્યો નહિ. રેવા પાછળ ઊભી કંઈક કામ કરી રહી હતી. તેનું મોં સહેજે જોઈ શકાય એમ ન હતું.

અનિલ ભોંઠો પડી બોલ્યો, "તેં ખરું કહ્યું, રેવા. પણ શિશિરને કોઈ વાત ન કહું એવું હજી લગી બન્યું જ નથી. મેં કદી એવું કશું વિચાર્યું જ નથી, જે શિશિરને ન કહ્યું હોય."

"તો પછી જે વાતથી એમને દુઃખ થાય છે, એવી વાતનો વિચાર કરવો જ છોડી દેવો જોઈએ."

અનિલ વિચારમાં પડી જરા હસીને સલજ્જભાવે બોલ્યો, "ખરું કહે છે, રેવા. દુઃખ જેવું આમાં કંઈ હોય તો તે મારે માટે છે, તેમ છતાં નકામો એ દુઃખ હું બીજા ઉપર લાદી રહ્યો છું!"

રેવા ક્ષણેક શાંત રહી મૃદુ સ્વરે બોલી, "હું બધાંની વાત નથી કરતી. શિશિરબાબુની વાત કરું છું."

"એકલા શિશિરબાબુની જ વાત શું કામ, રેવા? આટલા દિવસ મારા મનમાં ચારની ગણતરી હતી. હવે પાંચ થયાં."

રેવા મૂગી રહી.

અનિલ સ્નિગ્ધનયને તેની તરફ જોઈ રહી ધીમે ધીમે બોલ્યો, "અમે ત્રણ ભાઈ છીએ; એકે બહેન ન હતી. હવે એવી ચિંતા કરવાની રહી નથી."

રેવા મૂગી રહી. અનિલે તેની પ્રફુલ્લમુખશ્રીની નીરવતા જોવા તેની તરફ દૃષ્ટિ કરી. રેવા કામકાજ પતાવી ચાલી જવાની તૈયારીમાં છે, એમ જોતાં અનિલના મોંમાંથી 'રેવા' એમ એકાએક બોલાઈ ગયું.

રેવા જેમ હતી તેમ ને તેમ ઊભી રહી અને અનિલ કંઈ બોલે છે કે શું તેની રાહ જોઈ રહી. પણ અનિલે તો કશું કહેવાનું હતું નહિ. એ પોતે જ ઊલટો સાંભળવા આતુર હતો. એટલે રેવાને આખરે ચાલી જવું પડ્યું.

અનિલ આ મૂક સેવાપરાયિણી નારીનો વિચાર કરી રહ્યો. આ મહિનાએ લગીની એકધારી મમતાભરી સેવાસુશ્રુષાની પાછળ શું કેવળ કર્તવ્યબુદ્ધિ જ હશે? ના–ના, એ શક્ય નથી. મન માનવા ના પાડે છે. અનિલ જે લાંબો સમય બિમાર રહ્યો હતો એ દરમિયાન ક્વચિત્ તેને ભાન આવી જતું હતું—એ વખતની વાત યાદ કરતાં જ તે જોઈ શકે છે કે—નિઃસ્તબ્ધ ગભીર રાત્રીએ નિઃશબ્દ ખંડમાં ઘડિયાળનો અશ્રાન્ત ટક ટક અવાજ થઈ રહ્યો છે અને એમાં કોઈકવાર સામે જ મધ્યરાત્રીના ઉજ્જવળ દીપ્તિમાન અતંદ્ર તારકની જેમ રેવાની દૃષ્ટિ ટગી રહી છે. એ આંખો વેદનાથી કાતર, સહાનુભૂતિથી આર્દ્ર, સ્નેહથી સજલ છે અને તેના કોમલ બે હાથ દરદીનું દુઃખ યથાસાધ્ય ઓછું કરવામાં પરોવાયેલા છે. રોગના ઘેનમાં અનિલે અનેકાનેકવાર રેવાને ન ઓળખી શકતાં એક દેવી રૂપે જ માની લીધી હતી! એથી જ તો સેવાનું અદ્‌ભુત કૌશલ્ય એણે અનુભવ્યું હતું. અરે! એ દિવસની જ શું કામ, અત્યારની વાત યાદ કરીએ તોય—હજી એના હાથ સદા સેવાસુશ્રષામાં જ રત હોય છે. કોની હિંમત છે કે હવે એના હાથમાંથી એ હક્ક પાછો લઈ શકે? આ

પ્રકારે એક સાવ પરાયા પુરુષને એણે જે શ્રદ્ધા અને વિશ્વાસથી બાંધી લીધો છે, એ શું કેવળ કર્તવ્યની બુદ્ધિથી હશે? કદી નહિ—કદી નહિ. તો પછી અનિલ જ્યારે સ્નેહ વ્યક્ત કરે છે ત્યારે શું કામ તે અકળાયા જેવી ઉદાસીન બની જાય છે! કોણ જાણે એના મનમાં શું નું શું છે!!

બીજો એક મહિનો વીતી ગયો. હવે અનિલને સારું છે. શિશિર ત્રણ ત્રણ મહિના બાદ પોતાને ઘેર પાછો ફર્યો છે. અનિલની સારવારમાં એક દાસી રહે છે. રેવા હવે એના ખંડમાં ભાગ્યે જ પ્રવેશ કરે છે. હવે રેવાની એવી જરૂર પણ શી છે? અનિલ પોતાની મેળે હરી ફરી શકે છે અને દિવસનો મોટો ભાગ તો તે તેના વાંચવાના ખંડમાં જ ગાળે છે. સૂવાનો વખત થાય તે પહેલાં તો તેની પથારી બરાબર તૈયાર થઇ ગઇ હોય છે. જમવાને સમયે જુવે છે તો રેવા કામમાં મશગુલ હોય છે, ઊંચું જોવાની ય એને ફુરસદ નથી.

એક દિવસ એકાએક માતાએ અશ્રુભરી આંખે તથા લાલ મોંએ જ્યારે અનિલને વાત કરી ત્યારે જ તેણે જાણ્યું કે રેવા એના પિતા પાસે પાછી જવા માગે છે. અનિલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એને ખબર પડી કે, ગયાથી પાછા ફરતી વખતે જ રેવા તો પાછી જવા માગતી હતી પણ અનિલની માંદગીને કારણે જ તેણે માંડી વાળ્યું હતું. હવે તેને સારું થઇ ગયું છે, એટલે તે પાછી જવા ઇચ્છે છે.

“કોની સાથે મોકલીશું?” માતા ચિંતાતુર બની પૂછે છે.

“એની કંઈ ચિંતા કરવા જેવી નથી. પણ સવાલ તો એ છે કે રેવાએ પહેલાં પણ શું કામ જવાનું મન કર્યું હતું? એને કંઇ બળજબરીથી આપણે ઘસડી ન હતી. ઊલટી એની રાજીખુશીથી તો એ આવવા તૈયાર થઇ હતી!”

"એ તો છે જ તો; પણ પછી તરત જ એનું મન બદલાઇ ગયું હતું."

"પણ હું ય એ જ પૂછું છું ને, કે શું કામ એનું મન બદલાઇ ગયું હતું? રેવાને હું સમજી શકયો છું ત્યાં લગી તો એમ ચોક્કસ કહી શકાય કે એ ડામાડોળ ચિત્તની બાઇ નથી. ચોક્કસ કંઇક બન્યું હશે — તારા મોં ઉપરથી જ જણાય છે કે, તું બધું જાણે છે. બોલ ને શું છે?"

માએ સરળ રીતે જવાબ ન આપ્યો એ જોઈને અનિલની કુતૂહલતા વળી ઓર વધી. આ છ મહિનાના સહવાસ દરમિયાન અનિલને રેવા ઉપર અપાર શ્રદ્ધા જામી ગઈ હતી. એમાં ય એની માંદગી દરમિયાન તો તેને રેવાનો સર્વોત્તમ પરિચય થઇ ગયો હતો. એ પરિચયે ઊંડો ઉંડે એક ઘનિષ્ટ સંબંધ બાંધી આપ્યો હતો, જેનો તે અનુભવ કર્યા વિના રહી શકતો ન હતો. રેવા કોઈ પરાયી છે એમ હવે તે કલ્પી જ શકતો નહતો. અત્યંત નિકટનાં આત્મીયજનો-માં તેની ગણુના કરવા તેનો પ્રાણુ આતુર બની રહ્યો હતો. પરંતુ રેવા તો તેના આ સ્નેહબંધનમાં પડવા તૈયાર નથી! રેવાનું વર્તન ક્ષણે ક્ષણે એ જ વાત જાહેર કરી રહ્યું છે! અનિલના વિષાદનો એથી પાર નથી. પોતાની બિમારી દરમિયાન તેને રેવાનો જે પરિચય થયો હતો, જે વિશ્વાસ તેનામાં જન્મ્યો હતો, તેના કરતાં તેનું આજનું વર્તન સાવ ઊલટું હતું. અનિલના મન ઉપર કેમ જાણે આઘાત થયો ન હોય એમ તે અનુભવી રહ્યો. તેણે વ્યગ્રતાપૂર્વક માને પૂછ્યું, "નહિ બોલે એ નહિ ચાલે. કહે ને રેવા શું કામ ચાલી જાય છે.?"

મા મોં નીચું રાખી બોલી, 'મનેય કંઈ પાકી ખબર નથી. પણ એમ લાગે છે કે, આપણે તે દિવસે વાત થઈ હતી, તે એણે સાંભળી હોવી જોઈ એ."

"શી વાત થઈ હતી આપણે ?"

"એટલીવારમાં ભૂલી ગયો ? રેવા સાથે પરણવાની તેં ના કહી હતી—"

અનિલ ચોંકી ઊઠયો. ક્ષણેક શાંત રહી તણે પૂછ્યું, "તો પછી અત્યારે એ વાત પછી કયાંથી નીકળી ? તેં એને કંઈ કહ્યું ફરીથી ?"

મા શાંત રહી. અનિલ ક્ષુબ્ધ હાસ્યસહિત બોલ્યો, "હજી તારી તારા દીકરાને પરણાવવાની ધૂન ગઈ નથી લાગતી ? આ તારા છોકરાને — જેનું મોં જોતાં જ લોક ઘૃણાથી મોં ફેરવી લે છે, એને તું હજી પરણાવવા માગે છે? તારાથી એવો વિચાર જ કેમ થઈ શકે છે. મા ?"

માતા રડી પડી બોલી, "અનિલ, બસ કર. ગમે તેમ બોલ નહિ."

"ના, મા. તારે સાંભળવું જ પડશે. હજી જો તું — "

"મેં રેવાને એવું કશું કહ્યું જ નથી. માત્ર એટલું જ કહ્યું હતું કે 'તને હવે જલદી પરણાવી દઈશ.' તારી સાથે કે એવો કશો ઉલ્લેખ કર્યો સુદ્ધાં નથી."

"ભલે ને તેં હમણાં કશો ઉલ્લેખ કર્યો ન હોય. પણ પહેલાંની વાત યાદ કરી એણે એમ જ ધારી લીધું લાગે છે. જા. એને જઈને કહે કે, હું હવે થોડા દહાડામાં મારી પત્નીને તેડી લાવવાનો છું."

માતા સ્તબ્ધ બની પુત્રના મોં ભણી જોઈ રહી. અનિલ ધીમે ધીમે તેની છાતીમાં માથું નાખી આંખ મીંચી દઈને બોલ્યો, "એક વાર મારા મોં ભણી જો તો ખરી ? આમ છતાં હજી તું તારી બહેરી મૂગી વહુને લાવવાની ના પાડે છે ? આપણે જે પાપ કર્યું હતું તેના ફળરૂપે જ ભગવાને – જે દીકરા માટે તું આટઆટલો ગર્વ લેતી હતી તેના જ – ના, મા, એમ મોં ઢાંકી ના દે; સાંભળ બધું, આપણે

આપણા પાપને સમજવું જ જોઈશે. હજી તું એની ઘૃણા કરે છે? શી રીતે તારાથી એમ થાય છે? ભગવાને તારા દીકરાને પેલી હતભાગીને યોગ્ય સ્વામી બનાવી મૂક્યો, એમ છતાં હજી તારો ગર્વ તૂટતો નથી, મા? હવે વધારે પાપ મારે હાથે ન થવા દે. તું પણ ના કર. હવે મારા લગનની વાત કદી ન વિચારીશ. નહિ તો, આથીય ભયંકર પ્રાયશ્ચિતમાંથી આપણે પસાર થવું પડશે. જો, આ કાગળ. મારી સાસુ દેવલોક પામી છે. પેલી અભાગીની મમતાપૂર્વક સંભાળ રાખનાર ત્યાં કોઈ નથી. એ તો સાવ પાગલ જેવી બની ગઈ છે. લગભગ બેભાન જ પડી રહે છે. મા, મને માફ કર. એ સ્ત્રી છે. એને સ્ત્રીનું હૃદય છે. એનામાં માનવતાના પુષ્કળ અંશો છે – કેવળ પરિસ્થિતિએ એને જડ બનાવી મૂકી છે. કદાચ એના જીવનની કળી ઊઘડી પણ જાય! મને રજા આપ. હું એને તેડી લાવું."

મા મોં ઢાંકી દઈ દિવાલને અઢેલી પડી. અનિલ કઠોર સ્વરે બોલ્યો, "હજી, મા તારો ગર્વ જતો નથી? તારા દીકરાની આ સ્થિતિ તું સહી શકે છે, જોઈ શકે છે; કેવળ એક બીજા જીવનની વેદનાનો તું વિચાર સુદ્ધાં કરી શકતી નથી! ભગવાન! શું આટલો બધો અન્યાય —"

"બસ કર, બસ કર." માતા આર્દ્ર કંઠે ચીસ પાડી ઊઠી: "જા, લઈ આવ તારી વહુને. હવે હું તને અટકાવું તો કહેજે. ભગવાનની વાત કરીશ નહિ. એનો ન્યાય? એનું વળી ન્યાયનું રાજ્ય જ ક્યાં છે?"

અનિલ હસીને બોલ્યો, "એનો ન્યાય ખૂબ સૂક્ષ્મ હોય છે, મા. આપણે આજે એ ન પણ સમજી શકીએ."

"તને હવે મારાથી કંઈ સમજાવાય એમ નથી. તું તો માતાની દુર્દશા જોઈ સુખી થયો છે! જા, તું તારે; વહુ લઈ આવ. મને હવે

બોલી બોલીને વીંધ્યા ન કર."

અનિલ વિષાદપૂર્વક માતાને જોઈ રહ્યો, "એટલે તું મને તારી પાસે નહિ આવવા દે, એમજ ને ?" બોલતાં બોલતાં એનો કંઠ રૂંધાયો.

માતા બંને હાથે આંસુ લૂછી નાખતાં બોલી, "કહું છું હવે મને વધારે વીંધીશ નહિ. ભગવાને મને ઓછી સજા નથી કરી. કહું તો છું કે લઈ આવ. પછી વધારે શું કામ વીંધે છે. ?"

અનિલ માતાની પદરજ લઈ માતાના ખોળામાં મોં નાખી સૂઈ ગયો.



બે એક દિવસ પછી અનિલ મુસાફરીની તૈયારી કરી રહ્યો છે જોઈ માતા મૃદુકંઠે બોલી, "મુસાફરી સહી શકે એવું શરીર થઈ ગયું છે શું ?"

"સહી શકાશે, મા. કશો વાંધો નહિ આવે."

"એના કરતાં શિશિરને સાથે લઈ જા. નહિ તો, સલિલને લઈ જા. એકલો ના જઈશ."

"કશી ચિંતા ન કર, મા. કાલે જ પાછો આવી જઈશ."

માતા ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઈ. અનિલ પોતાની મેળે જરૂરી ચીજો બૅગમાં ગોઠવી રહ્યો હતો. ત્યાં કોઈક પાછળથી બોલ્યું, "તમે એકલા નહિ જઈ શકો."

અનિલે પાછળ ફરી જોયું તો – રેવા !

અનિલે વિસ્મય અને આનંદપૂર્વક હસતે મોંએ પૂછ્યું, "શાથી ?"

ઘણે દિવસે રેવા તેની મેળે વાત કરવા આવી છે, એના આનંદમાં આવી જઈ અનિલે સવાલ કર્યો હતો.

"હજી મુસાફરી સહી શકાય એટલી શક્તિ તમારામાં આવી નથી.'

"અરે, સારી પેઠે આવી છે, રેવા ! આ ત્રણ મહિના તેં જે

કર્યું છે એથી માણસમાં શક્તિ ન આવે તો શું થાય?"

રેવા ગંભીર બની બોલી, "વાહ! આ પંદર દિવસથી તો મેં બધું છોડી દીધું છે. તમે શિશિરબાબુને બોલાવી સાથે લઈ જાવ. એટલી ઉતાવળની શી જરૂર છે?"

અનિલ જરા વાર શાંત રહી કંઈક વિચારતો રેવા ભણી જોઈ બોલ્યો, "ઊતાવળ તો તેં કરાવી! સાંભળ્યું કે તું હૃષિકેશ જવા ઉતાવળ કરી રહી છે. તારો ભય ભાંગવા માટે તો મારેય ઉતાવળ કરવી પડી છે!"

રેવા ક્ષણવાર ચૂપ રહી, ધીમું ધીમું હસતી બોલી, "ના, એટલા માટે તમારે ઉતાવળ કરવાની જરૂર નથી. વહુને જોયા વિના તે કંઈ કોઈ ચાલ્યું જતું હશે?"

અનિલ પહેલાં તો જરા હસ્યો. પણ પછી વ્યથિત ચહેરે રેવા ભણી જોઈ બોલ્યો, "વહુની બધી વાત તો તેં સાંભળી હશે, રેવા!"

રેવા માથું નીચું નાખી રહી.

અનિલ બોલ્યો, "મને થાય છે કે તું હોય તો મારું કામ સાવ સરળ બની જાય. એના જેવા જીવને પૂરેપૂરા માણસ બનાવવા માટે પુરુષ કરતાં તારા જેવી સ્ત્રી જ વધારે લાયક નીવડે."

રેવા મૃદુ કંઠે બોલી, "ના, ના, તમે જ સૌથી વધારે સફળ થશો. બીજા કોઈની જરુર નથી."

"ના — તારા જેવીની મદદ હોય તો જરુર અનેકગણો ફેર પડી જાય. બોલ, રહી જશે?" એમ બોલતાં બોલતાં તેને કંઈક યાદ આવી ગયું હોય એમ હસીને તેણે કહ્યું, "જોયું ને, કેવી સ્વાર્થી વાતો કરું છું? કેમ જાણે તારે સદા અહીં જ રહેવાનું ન હોય! પરણીને ક્યાંય કદી જવાનું જ ન હોય. પણ એક વાત નક્કી — રેવા, કે જ્યાં ક્યાંઈ તારે જવું હશે, તે આ ઘરથી જ જવું પડશે;

હૃષિકેશથી નહિ. જ્યાં લગી તારે મનવાંછિત ગૃહે તને ન વળાવું ત્યાં લગી તો તારે અહીં જ રહેવું પડશે. કેમ, રહેશ ને?"

રેવા મૂગી રહી. અનિલે થોડીવાર રહી ફરી પૂછ્યું, "બોલ, શું કહે છે, રેવા?"

રેવા આખી વાત ટાળી દઈ બોલી, "તમે આજે જ જાવ છો, શું?"

અનિલ અત્યાર લગી કેવળ રેવાના જવાનો જ વિચાર કરતો હતો, તેમાંથી પોતાના જવાના વિચાર ઉપર આવી બોલ્યો, "હા, આજે જ જવું ઠીક છે, રેવા. કોણ જાણે માનું મન ક્યારે ફરી જાય!"

"ના, એક વાર મા કબૂલ થયાં જ છે તો પછી ઉતાવળ કરવાની જરુર નથી. બે દહાડા રહીને જજો."

"બીજી પણ વાત છે. મા એની મરી ગઈ છે. વીજળી પણ ત્યાં નથી. એ એકલી જ છે. બેભાન જ મોટો સમય રહે છે. મા સિવાય આ જગતમાં એનું કોઈ ન હતું. એટલે જ થાય છે કે જરાય વિલંબ વિના એને અહીં લઈ આવવી જરુરી છે."

રેવાએ સંમતિસૂચક માથું હલાવી કહ્યું, "હા, હા, તો તો, આજે જ ઊપડો."

"તો......મેં પૂછ્યું એનું શું? ઋષિકેશ જવાનું માંડી વાળે છે ને?"

"હમણાં તો તમે જાઓ. પછીની વાત પછી."

રેવા ખંડની બહાર જવા કરતી હતી. અનિલે વચમાં ઊભી કહ્યું, "ના, એમ નહિ ચાલે. ચોક્કસ વચન આપવું પડશે."

"તો......તમારે પણ સામું વચન આપવું પડશે."

"બોલ, શું?"

"તમે ય મને અકળાઈને આ ઘરમાંથી કદી પણ ક્યાંય હડસેલી નહિ મૂકો......"

અનિલ વિસ્મિત મુખે બોલ્યો, "એ શું, રેવા? અમે તને હડસેલી મૂકીએ? ઊલટી મા તારા જવાની વાત સાંભળી કેટલી દુઃખી દુઃખી થઇ ગઈ છે, જોયું નહિ?"

"ગમે તેમ – કહો, વચન આપો, કે કદી ક્યાંય વિદાય નહિ આપો."

અનિલને વાત સમજાઇ ગઈ. "તું શું લગ્નની વિદાયની વાત કહે છે?"

રેવા ચૂપ રહી. અનિલ ગંભીર મુખે બોલ્યો: "તારા જેવી છોકરી, જે આટલી મોટી ઉંમર સુધી સ્વાવલંબનનું જીવન જીવી છે એને લગ્નનું મન ન થાય, એ મને તો સાવ સહજ લાગે છે. પણ મા કદાચ –"

"એમને પગે પડી ગમે તેમ કરી હું સમજાવી લઈશ."

અનિલ રેવાના રુપોજ્જવલ મુખ ભણી જોઇ અન્યમનસ્કભાવે બોલ્યો, "એ કંઈ બહુ સારું નહિ થાય, રેવા."

"જુઓ, તમારે જવાનું મોડું થાય છે. આ વાત તો પછી ય થઈ શકશે."

"હા – પણ ત્યારે વળી પાછી આની આ જ સમસ્યા ઉભી થશે. તું શું કામ તારું આખું જીવન –"

"કહું છું–મોડું થાય છે તમને. જવાની તૈયારી કરો." એમ બોલી રેવા ખંડની બહાર ચાલી ગઈ.

૧૯

પહેલાં તો, અનિલને તેને સાસરે કોઈએ જ ઓળખ્યો નહિ. અવાજ અને બોલવા ચાલવાની ઢબ ઉપરથી પાછળથી જમાઈની ઓળખાણ પડતાં સૌએ ક્ષમાયાચના કરી. અનિલને આ પ્રસંગથી આઘાત તો લાગ્યો જ. આ લોકો જ એને સહેજે ઓળખી ન શક્યાં તો પછી પેલી અર્ધમાનવી શ્યામલીની તો વાત જ શી? શ્યામલી સાથે એનો પરિચય કેટલો? આજે એની માતા જીવતી હોય તો જુદી વાત હતી. આજે તેને એમ જ લાગ્યું કે તે જાણે સાવ પરાયે સ્થાને આવી ઊભો છે. શ્યામલી, જેને લોકો અર્ધમૂઢ ગણે છે એ પેલા બે દિવસના નહિ જેવા સંબંધનો આજે સ્વીકાર કરશે શું? અને ઓળખાણ પડયા પછી પણ શું તે અનિલને ત્યાં જવા તૈયાર થશે?

સસરાને અનિલની બિમારીની તો ખબર હતી અને એથી જ સાસુની છેલ્લી ઘડીએ સાસુની ગમે તેટલી ઈચ્છા છતાં અનિલને બોલાવવાનું બની શકયું ન હતું. પરંતુ અનિલની મુખવિકૃતિ આ બિમારીમાંથી જ જન્મી હતી, એવી કશી એમને ખબર ન હતી, એથી તેઓ એ વાત જાણતાં દુઃખી થયા. અનિલ પણ આ વૃદ્ધના શોકાતુર કલાન્ત મુખ ઉપર દુઃખની રેખા જોઈ શકયો. જેને આશ્રયે

આખા આ ઘરની શોભા હતી એ લક્ષ્મી – મૂર્તિના ચાલ્યા જતાં બધું જ જાણે ઝાંખું પડી ગયું હતું.

વાતચીત થઈ રહી હતી તે બધો સમય શ્યામલીના પિતા જમાઈની આગતાસ્વાગતા કરવાની ચિંતામાં જ હતા. એક પડોશી બાઈ આવીને રાંધી જતી હતી. શહેરની જેમ કોઈ રસોયણુ અહીં મળે એમ ન હતી. બાપ દીકરી તો જેવું તેવું રાંધેલું ખાઈ, પેટ ભરતાં, પણ આ શ્રીમંત જમાઈના ભોજનની શી વ્યવસ્થા કરવી? બધી સારસંભાળ રાખવાવાળી આજે કયાં છે? આજે એ માંદી માંદીય પથારીમાં સૂતેલી હોત તો કેટલી નિરાંત થાત?

વાતમાં ને વાતમાં જ અનિલ તેના વૃદ્ધ સસરાની આ ચિંતા કળી ગયો. પણ પોતે કશું બોલી શકચો નહિ. એવામાં જ સસરાએ નોકરને કહ્યું, –"અરે, હાથ મોં ધોવાનું પાણી લાવ તો – જરા દુકાને જઈ—"

અનિલે તેમને જરા પણ અકળામણ ન કરવા વિનંતી કરી. "મારું શરીર જ કચાં એવું છે કે કશું ખાઈ શકું? થોડું દૂધ જ મારે બસ થશે. અને જુવોને, મારે આ વળતી ગાડીએ તો પાછા ફરવું જ પડે એમ છે."

શ્યામલીના પિતા નિસાસો નાખી બોલ્યા, "વીજળી ય આજે અહીં હોત તો કેવું સારું!"

અનિલે પૂછ્યું, "શિશિરે મોકલી નહિ કે શું?"

"ના, ના, એ આવી ન શકી. છેક ધાવણું બાળક, એની ય તબિયત હજી ઊઠવા જેવી થઈ નથી – એની માની ઈચ્છા તો બહુ હતી કે એક વાર બાળકને જોતી જાઉં; પણ શું થાય?"

અનિલ વધારે આશ્ચર્ય પામ્યો. પણ તરત જ સમજી ગયો કે શિશિરે જાણી જોઈને તેને કશી ખબર મોકલી ન હતી – એમ

સમજીને કે – પોતાના સુખસૌભાગ્યની વાત સાંભળી અનિલને દુઃખ કે આઘાત થશે !

સસરા નિશ્વાસ નાખી બોલ્યા, " તો તમે ય અમસ્તા મળી જવા જ આવ્યા હતા ? એટલી વારમાં — "

અનિલ વચ્ચે બોલી ઊઠયો, " ના; આપની કન્યાને તેડી જવા આવ્યો છું. "

શ્યામલીના પિતા ક્ષણેક સ્તબ્ધ રહી બોલ્યા, " તમારી ઉદારતાનો પાર નથી. બિચારી હતભાગી જે છત્રછાયા નીચે આજ લગી આશ્રય પામી હતી એ છત્રછાયા આજે નથી. આ દુઃખી અવસરે જો તે તમારે આશ્રયે જીવવાને લાયક બની ચૂકી હોત તો તો હું કેટલું સાંત્વન પામત ! પણ બાબા ! એને માટે શું કામ હજી દુઃખી થાવ છો ? અત્યારે તો એનું ઊલટું વધારે બગડયું છે. વચમાં લાગતું હતું કે જરા જરા ઠેકાણે આવી રહી છે, પણ અત્યારે તો ન પૂછો વાત. દુનિયાની બીજી સમજ તો દૂર રહી પણ પોતાના ખાવા ન્હાવાનું ય ઠેકાણું નથી. બે દહાડા ખાય નહિ તો ય એને કશી સમજ પડતી નથી. ખેંચીને ઘરમાં લાવી ખવડાવવી પડે છે. કાં તો એની માના ખંડમાં કે પછી અગાસીએ જઈ પડી રહે છે, મડદાની જેમ. જવા દો, બાપુ; એને લઈ જઈને શું કરશો ? અધૂરામાં પૂરી હવે તો જ્યારે ત્યારે મૂર્છા ખાઈ પડે છે. તમે હઠ કરી લઈ જશો તો ય તમારી માતાથી નહિ સહેવાય. "

અનિલ ક્ષણેક શાંત રહી અર્ધસ્ફૂટ સ્વરે બોલ્યો, " મને ચોક્કસ લાગે છે કે એની માતાના મૃત્યુને લીધે જ આટલું બધું વધી ગયું છે — "

" ના – ના – બાપુ, મારું તો એ સંતાન છે. એનું ભલું થાય એનાથી બીજું સુખ મને શું હોય ? પણ હું બરાબર જાણું છું – એની માના મરતાં પહેલાંથી આ મૂર્છાનું તો શરૂ થઈ ગયું હતું.

એને માટે શું કામ બાબા, – જાઓ, તમે તમારે સુખેથી ઘેર જાઓ. ઘર માંડો. સુખી થાઓ. કદીક કદીક અમને યાદ કરતા રહેશો તો એટલું અમારે માટે –" વૃદ્ધ વધારે બોલી ન શકયા. આંસુઝલકાતી આંખો ઉપર તેમણે હાથ ઢાંકી દીધા.

અનિલ થોડી વાર શાંત રહી બોલ્યો, "એક વાર હું એને મળી તો લઉં જ."

"હા – જાઓ અંદર. બીજું કોઈ નથી. કાં તો ઉપર અગાશીએ હશે."

અનિલે અંદર દાખલ થતાં જ શ્યામલીને જોઈ. કેવું ફિક્કું રોગી મુખ! આંખોમાં પણ બેબાકળી દૃષ્ટિ; શરીર પણ પાતળું. અનિલને જોઈ તેના મોં ઉપર કોઈ ભાવ પ્રકટવાની વાત તો દૂર રહી, પણ પોતાના ખંડમાં કોક અજાણ્યાને આવતો જોઈ જે જાતની જીજ્ઞાસા માણસને થાય એવી કશી પણ આને ન થઈ. બિલકુલ અન્યમનસ્કપણે તે ત્યાંથી ચાલી જવા કરતી હતી. અનિલે તેને રોકી ઊભી રાખી. તે તેના ભણી ટગર ટગર જોઈ જ રહી. થોડી વારે જાણે તેના મોં ઉપર 'આ વળી કોણ?' એવો ભાવ પ્રગટવા લાગ્યો.

અને થોડી જ વારમાં તેણે એવી તો તીક્ષ્ણ દૃષ્ટિએ અનિલ સામે જોયું – કેમ જાણે તે એમ ન કહી રહી હોય કે, – 'તમે મારો પથ રોધનાર કોણ? છોડો. રસ્તો આપો.'

અનિલ ચૂપચાપ એની ભણી જોઈ જ રહ્યો હતો. શ્યામલી ગુસ્સો કરતી અનિલને એક બાજુ હડસેલતી એ ખંડમાંથી બહાર ચાલી ગઈ.



અનિલ ઘેર પહોંચ્યો તો માતા ન દેખાઈ. એ જાણતો હતો કે પોતે પાછો આવવાનો હોય એ દિવસે તેની માતા તેની રાહ જોતી બેસી રહેતી હતી. આજે વહુના આવવાની બીકે તે ક્યાંક સરકી ગઈ હતી, એમ સમજી લઈ અનિલ મનમાં મનમાં હસ્યો.

અનિલને મુસાફરીનો થાક સારી પેઠે લાગ્યો હતો. એણે આરામ-ખુરસીમાં એના શરીરને લંબાવ્યું ને આંખો બંધ કરી. ગરમી ખૂબ લાગતી હતી. પણ ફૅન ચલાવવાનું એને સૂઝયું નહિ. આજે તેનું અંતર કંઈક ઝંખી રહ્યું હતું – સ્નેહનો સ્પર્શ કે એવું જ કંઈક. પણ મા તેની એ લાગણી સમજી શકશે શું? એ કદાચ આનંદમાં આવી જઈ, અથવા ગર્વપૂર્વક – ના, મા હમણાં અહીં ના આવે તો સારું.

ખટ્ કરતો કંઈક અવાજ થયો. અનિલને કાને એ પહોંચ્યો પણ ખરો. પણ કાને એને યથાસ્થાને આગળ પહોંચાડ્યો નહિ. અનિલ હજી અન્યમનસ્ક જ છે? પણ થોડી વારમાં જ જાણે તેનો થાક ઊતરવા લાગ્યો. આહ! કેવો ઠંડો પવન! – અરે, આ ફૅન ચલાવ્યો કોણે?

અનિલે ચોંકીને આંખ ઉઘાડી તો સામે મા નથી – રેવા ચૂપચાપ ખંડને એક ખૂણે ઊભી છે.

અનિલને પોતાની ભણી જોતો જોઈ રેવાએ આંખો નીચી નાખી દઈ શાંત કંઠે પૂછ્યું, "પાણી લાવું?"

"પાણી? હા – લાવ." રેવા પાણી લેવા જતાં જ અનિલે વળી પાછી આંખો બંધ કરી દીધી. મા હજી આવી નથી – સારું જ થયું. પણ રેવા આવી પહોંચી. હાથમાં કંઈક નાસ્તો તથા પાણી લઈ સામે આવી બોલી, "લો, ખાવ થોડું."

અનિલે અરધી બંધ આંખે જ રેવાના હાથમાંથી વસ્તુઓ લઈ લીધી. નાસ્તો કરી જરા સ્વસ્થતા પામી અનિલ આંખો ચોળતો

ઊભો થયો એ જ ક્ષણે રેવા ચાલી જવા કરતી હતી. અનિલે એને બોલાવી, " રેવા ! "

રેવા ઊભી રહી ગઈ.

" મા ક્યાં ? "

" એમના ખંડમાં છે. બોલાવું ? "

અનિલ સંતાપિત કંઠે બોલ્યો, " ના, " અને તેણે ફરી ખુરસીમાં બેસી પડી આંખો બંધ કરી દીધી. થોડી વારે આંખો ઉઘાડી જોયું તો – રેવા એ જ પ્રકારે અચલ સ્તબ્ધ બની ઊભી ઊભી તેના મોં ભણી જોઈ રહી હતી. એ દૃષ્ટિમાં કેવી ઉદ્વિગ્નતા ભરેલી હતી! મુખ ઉપર કેવી વિવર્ણ પાણ્ડુ છાયા પથરાયેલી હતી! અનિલનો પ્રાણ ખુદ પોતાની પણ અજાણતાં જગત પાસે જેની યાચના કરી રહ્યો હતો તે શું આ જ ન હતું ? નહિ તો – નિઃશબ્દ મર્મવેદના, અને સ્નેહભરપૂર ઉદ્વિગ્ન દૃષ્ટિ સહિત આ સાવ પરાયી રેવા આજે તેની સામે શું કામ આવી ઊભી હોત ! આ બે દિવસ તે રેવાની વાત સાવ ભૂલી જ ગયો હતો. અત્યારે તેની આ દૃષ્ટિએ તેના ચિત્તમાં પ્રશ્ન જગાવ્યો હતો – શું એ અશક્ય છે ? શું મારી વ્યથા પ્રત્યે રેવાને સાચેસાચ હમદર્દી નથી ? મારા પ્રયત્નને આખી દુનિયા એક તરંગ ગણીને હસી નાખે છે ત્યારે શું આ નારી મારી વેદનાને શાંત પાડવા મથી રહી નથી ? ભલે, એ કશું બોલતી ન હોય, પણ હું એને ક્યાં ઓળખતો નથી ?

રેવાને શાંત ઊભેલી જોઈ અનિલ બોલ્યો, " ખબર પડી ને રેવા, હું એકલો જ પાછો આવ્યો છું ? "

રેવા એમ ને એમ મોં નીચું નાખી ઊભી રહી.

" એ મને ઓળખી જ ન શકી – પછી સાથે ક્યાંથી જ આવે ? "

રેવા ઊંચું જોયા વિના જ બોલી, “એને માટે એ કંઈ અશક્ય ન હતું.”

“હું એને માટે કેટકેટલું કરવા ઇચ્છું છું તોય –”

રેવાએ તેની શાંત સમવેદનાભરી દૃષ્ટિ અનિલ ભણી ફેરવી કહ્યું, “પણ એને એટલું સમજવાની શક્તિ જ ભગવાને નથી આપી – હજી એ અવિકસિત જીવ છે; એટલે જ તો એણે કર્યું એ અસંભવિત ન હતું.”

“ઓળખી પણ ન શકી!”

“તમારો – એનો પરિચય કેટલો? કેટલા દિવસ તમે એની સાથે રહ્યા છો?”

અનિલ આંખો મીંચી જરા વિચાર કરી બોલ્યો, “ખરી વાત છે – તું કહે છે, એ ખોટું નથી. મારો પરિચય જ એને શો થયો છે? અને વધારામાં હું ય ક્યાં ઓછો બદલાઈ ગયો છું? અરે, મારા સસરા સુદ્ધાં પહેલાં તો મને ઓળખી ન શક્યા!”

રેવા મૂગી રહી.

અનિલ ઊભો થઈ બોલ્યો, “ચાલ રેવા, મા પાસે જઈએ.”

વળી પાછા દિવસ એમ ને એમ વીતવા લાગ્યા. જાણે કંઈ જ બન્યું નથી – એમ માતા પણ વર્તે છે, પુત્ર પણ વર્તે છે. અનિલના દિલમાં ઊંડે ઊંડે અનુતાપ છે – પોતે માતાને ઓછી દુઃખી કરી નથી એ માટે અને રેવા? અનિલ એનું આખું હૃદય જેવું ને તેવું તેની આગળ વ્યક્ત કરે છે શિશિર જતાં હવે રેવા તેની નિકટની મિત્ર બની રહી છે.

શિશિરને પુત્ર આવ્યો છે, સાંભળી મા બોલી, “મારે વહુ અને દીકરાને જોયાં છે.”

અનિલે માતાના મોં ભણી બે એક વાર જોયું પણ તેના મોં ઉપરનો સંયમ જોઈ તે સ્તબ્ધ જ થઈ ગયો.

દિવસો વહી રહ્યા હતા. અનિલને લાગ્યું કે, પોતે કોઈ ઉચ્ચ આદર્શની પાછળ જીવનને પરોવી ન દે અને તેના જીવનની સર્વશ્રેષ્ઠ વૃત્તિઓને ન પોષે તોય દુનિયામાં તેને સુખની કશી મણા રહેવાની નથી. સ્નેહમયી માતા છે, અને બહેન કહો તો બહેન, મિત્ર કહો તો મિત્ર અને જેની પાસે કદી માગવું ન પડે એવી સદાતત્પર સેવિકા જેવી રેવા છે – એમના સાહચર્યમાં જીવન જરૂર સુખાનંદમાં વીતાવી શકાશે. પણ મા એને એમ જીવવા દે એમ નથી. એથી તો તેને વારંવાર આશ્ચર્ય થઈ રહ્યું હતું કે મા કેમ કદી તેના લગ્નની વાત કાઢતી નથી! અનિલના દુર્ભાગ્યને કારણે એનો વંશ અને માતાની ચિરજીવનની આરત શું સંપૂર્ણ અફળ જશે? અરે, સલિલના લગ્નની તૈયારી પણ એ કેમ નહિ કરતી હોય?

માની પાસે એ વાત કાઢતાં જ તે ગંભીરપણે બોલી, “કશો રસ્તો સૂઝતો નથી, અનિલ. ભગવાને જે ગોઠવણ કરી છે એની ઉપ-રવટ જવાની મારી ગુંજાશ નથી.”

“પણ, સલિલના લગ્નમાંય આ ગુંજાશનો ક્યાં સવાલ છે? કહે તો હું કાલે જ બધી જોગવાઈ કરું. પેલા પૂછવા આવ્યા હતા એ ય સારું સ્થાન હતું – કાલેજ –”

માતા દૃઢ સ્વરે બોલી, “ના, અનિલ, એવી કશી ધમાલ કર-વાની જરૂર નથી. મારે મારા દીકરાનું લગ્ન હવે નથી કરવું. મારાથી એ સહ્યું જ નહિ જાય.”

અનિલ કાતરકંઠે બોલ્યો, “એવું શું બોલે છે, મા? તારે પગે પડું –”

“અનિલ! જરા સમજણો થા. ઉંમર કંઈ ઓછી નથી. આ પારકી દીકરી રેવા હજી ઘરમાં છે. એને સારે ઠેકાણે પાડીશ, એવું વચન આપીને તો એને અહીં લાવી છું, એનું પત્યા પહેલાં સલિલનું

કશું મારાથી નહિ બની શકે. કયે મોઢે હું એમ કરું, તું જ બોલ ને? અને એમ કરવામાં શું અધર્મ નથી? મારાથી એ નહિ બને."

અનિલ ચોંકી ઊઠયો. આવું તો તેને બિલકુલ સૂઝયું ન હતું. રેવા જાણે હિમાચલના હૃદયમાંથી નિર્ઝરિણી–ધારાની જેમ નીકળી તેમના ઘરના આંગણામાં થઇ વહી રહી છે, એને માટે કોઇએ કશી ચિંતા કરવાની હોય એમ એને ન હતું લાગતું. કેવળ એના સ્વચ્છ નિર્મળ શ્રોતમાં તમે તમારું પ્રયોજન સાધી લો, એને તીરે બેસી તેનો શીતલ સ્પર્શ કરી જીવનનો થાક ઉતારી શાંતિ પામો, આંખોને તૃપ્તિ આપો, એના કલરવથી કાનની ભૂખ દૂર કરો – પણ એને માટે ય કોઈએ કશી કર્તવ્ય-ચિંતા કરવાની હશે, એવું એણે વિચાર્યું જ ન હતું.

અનુતપ્ત અનિલ બોલ્યો. "ખરી વાત છે, મા – મારા તો ખ્યાલમાં જ એ વાત ન હતી. તો પહેલાં, રેવાને માટે – "

મા વચમાં બોલી ઊઠી, "એને માટે ય કશી ભાંજગડમાં પડવાની જરૂર નથી, અનિલ કશું બનવાનું નથી, એમ જાણીને જ હું બધી મનની વાત દબાવી દઈને બેઠી છું."

"શું કામ પણ ન બને? જરૂર બની શકે. હું ખૂબ સારું પાત્ર શોધી લાવીશ – "

"અનિલ! તું તો તોબા છે! એટલામાં પાછો ભૂલી ગયો? એના લગનની વાત કાઢતાં જ પેલે દિવસે એણે હરિદ્વાર પાછા જવાની ઉતાવળ કરી હતી!"

અનિલને એ તો યાદ આવ્યું પણ સાથે સાથે એનાથી ય વધારે યાદ આવ્યું – કે – રેવાએ તે દિવસે પ્રતિજ્ઞા લેવડાવી હતી. કે એને તે કદી વિદાય નહિ આપે.

માતા ધીમે ધીમે બોલી, "પણ આમ ને આમ રાખવી એ ય કંઈ સારું નથી. જે આવે તે એના તરફ ટગ્યા કરે. કંઈનું કંઈ બોલે – એ તો એજ સહન કરે – પણ એમ યે કેટલા દિવસ?"

અનિલ ઉત્તેજિત થઈ બોલ્યો, "કોણ – કોણ – શું શું બોલ્યા? કોની એવી મગદૂર છે? રેવા મારી બહેન છે, આખી દુનિયાની સામે તું કહી ના શકી?"

"એમ કહેવાથી કંઈ લોકોના મનને ઓછું બંધ કરી શકાય છે? એટલે જ મને થાય છે કે, એને લઈ તીર્થસ્થાને ચાલી જાઉં. પછી તમારે જે કરવું હોય તે કરજો –"

અનિલ જરાવાર મૂંગો રહી વ્યગ્રતા–પૂર્વક બોલ્યો, "હું એક વાર રેવા સાથે બરાબર વાત કરી જોઈશ."

માતાએ આંખો મીંચી દઈ માત્ર હાથ ઊંચો કરી તેને નિષેધ કર્યો. અને થોડીવારે સ્વસ્થતા પ્રાપ્ત કરી દઢ સ્વરે બોલી. "ના, એને નકામી દુઃખી ના કરીશ તું."

"નકામી દુઃખી? હાસ્તો, એને સુખી કરવા અહીં આણી હતી. એને બદલે કંઈ કેટલી ટીકાઓ અને દૃષ્ટિઓ એના ઉપર તૂટી પડી હતી!"

અનિલ એકાએક બોલી ઊઠ્યો, "કોણ શું કહેતું હતું રેવાને?"

"અરે, લોકો તો દુનિયાની રીતે બોલે. એમાં એમનોય દોષ શો? ભલભલા કહે છે કે – છોકરીને વહુ બનાવવા લાવ્યા છો. આટલી ઓછી મોટી થઈ છે?"

અનિલ જાણે કંઈક કીમિયો હાથ આવી ગયો હોય એમ બોલ્યો, "સલિલની સાથે જ શું કામ ન પરણાવે? રેવાએ પણ મારી પાસેથી

વચન લીધું છે કે, આ ઘરમાંથી એને ક્યાંય દૂર નહિ કરું. હા – હા – એજ બરાબર છે –"

"અનિલ! અનિલ! તું તો પેટનો દીકરો છે – તને શું કહું? પણ કહું છું તું આંધળો જ છે – બિલકુલ આંધળો છે." બોલતાં બોલતાં માતા મોં ઢાંકી દઈ ઊઠી ચાલી ગઈ.

અને અનિલ વિસ્મયની ઊંડી કોતરમાં પડયો હોય એમ નિર્વાક્ નિશ્ચલ બની બેસી રહ્યો.

૨૦

માતાએ શું સાચું કહ્યું હતું ? સાચેસાચ અનિલ શું અંધ હતો ? આંધળો હોવા તે તૈયાર હતો, પણ આવું અસત્ય તો તે સહન કરી શકે એમ ન હતું. અનિલ પહેલાં જેવો હોત તો વાત જુદી હતી. પણ આજે આવા વિકૃત – દર્શન અનિલની સાથે પ્રભાત સૂર્યસમી ઉજ્જ્વલતામયી રેવા ! છિઃ છિઃ ! માને આ શું સુઝયું ? એ શું શકય છે ? માનો એ ભ્રમ ભાંગવો જ રહ્યો.

અને, આવી અસંભવિત વસ્તુ પણ જગતમાં સંભવિત બનતી હોય, તોપણ આનો તો પ્રતિકાર કરવો જ રહ્યો. આ બાબતમાં કંઈ લાંબા વિચારને ય સ્થાન ન હતું. એમ છતાં માતાએ તેના પોતાના મનમાં પણ કેવી ભ્રમણા જન્માવી દીધી હતી !

આવા ઉદ્‌ભ્રાન્ત મને અનિલ તેના વાંચવાના ખંડમાં પેઠો. રેવા ટેબલ પાસે ઊભી ઊભી કંઈ કરી રહી હતી.

અનિલ એને જોઈ રહ્યો. કેવી તરુણી ! અંચલમાં છુપાયેલા એના દેહમાંથી જાણે વીજળીની પ્રભા પ્રગટી રહી હતી; એના સેવા–કુશળ હાથ જાણે જગતના પીડિતોને માટે સેવાતત્પર હતા; એનું દિલ —

આવી રેવાને શું કુરૂપ અનિલ સાથે – છિઃ છિઃ – અને અનિલે પોતે જ આ વિચાર ઉપર ધૃણા વરસાવી મોં ફેરવી લીધું.

અનિલને બારણા પાસે સ્તબ્ધ બની ઊભેલો જોઈ રેવા તેના હાથનું કામ એકદમ પતાવી દઈ મોં ફેરવી અનિલ સામું જોઈ બોલી "કેમ ઊભા રહી ગયા! કૉચમાં બેસો ને —"

અનિલ શિથિલ પગલે ચાલી આરામખુરસીમાં આડો પડ્યો. ખરેખર, તેનાથી હવે ઊભા પણ રહેવાતું ન હતું.

રેવા પાસે આવી ઉદ્વિગ્નમુખે બોલી, "શું થયું? માથું દુઃખે છે?"

"હા"

થોડી વારે વળી પાછો રેવાનો મૃદુસ્વર કાને પડ્યો, "લો, પી લો."

અનિલે રોજની ટેવ મુજબ દવા માટે હાથ લંબાવ્યો. રેવાએ ફૅન ચલાવ્યો અને અનિલ સહેજ સ્વસ્થ બની જોરપૂર્વક બેઠો થયો. મનની બધી દુર્બલતા તે ફેંકી દેવા ઇચ્છતો હતો. આજે તેના આ નવા મનોમંથન દરમિયાન રેવાને નિરખતાં તેનું આખું શરીર કંપી રહ્યું હતું,

અનિલ બેઠો થયો હોવા છતાં રેવાએ ચિંતાતુર વદને પૂછયું, "માને બોલાવું?"

અનિલ બોલ્યો,"ના – સાંભળ, તારી સાથે જ થોડી વાત કરવી છે.'

"શી? બોલો."

રેવાના મોં ઉપર પણ અજ્ઞાત ભયની રેખાઓ પથરાઈ ઊઠી. આજે અનિલ આ સ્થિતિમાં તેની સાથે શી વાત કરવા ઇચ્છતો હશે? કોણ જાણે એ શુ નું શું કહી નાખશે!

કશી ભૂમિકા કર્યા વિના જ અનિલ બોલ્યો, "સલિલના લગ્નની હવે અમારે તૈયારી કરવી પડશે, રેવા. પણ એ પહેલાં આપણે પરણી લઈએ, એવી મારી ઇચ્છા છે."

રેવા સ્તબ્ધ બની ઊભી રહી. તે સમજી કે આજુબાજુની ટીકાઓ સાંભળી અનિલ આમ બોલતો હશે, પોતે તો મૂંગેમૂગી બધું સહી રહી હતી. પણ અનિલ શું કામ સહન કરે ?

રેવા જરા હસીને બોલી, "તમે અકળાવ છો શું કામ ? માને મેં કહ્યું જ છે કે હું હૃષીકેશ જવા ઇચ્છું છું. માએ બેએક મહિના રહી જવા કહ્યું હતું – એટલે જ –"

"ઓહો ! – એટલા માટે હજી તું અહીં છે ? પણ જાય છે જ શું કામ ? દુનિયાનાં તમામ પ્રાણી જે બંધનનો સ્વેચ્છાએ સ્વીકાર કરે છે, એનાથી જ તું ભડકીને ભાગવા કરે છે ?"

રેવાએ કંઈ જવાબ ન આપ્યો. અનિલ વળી બોલ્યો, "યાદ કરી જો – તેં જ મારી પાસે પ્રતિજ્ઞા લેવડાવી હતી કે, તને ક્યાંય ધકેલી નહિ દઉં, વિદાય નહિ કરું. આજે તો તને સ્વેચ્છાએ પારકે ઘેર વિદાય કરવા જેટલી શક્તિ જ અમારામાં રહી નથી, રેવા. તું અમારા ઘરમાં જ સદાની લક્ષ્મી બની રહે. અમારી સદાની આશ્રય-રૂપા બની રહે – બોલ, રેવા, અકળાય છે શું કામ ? સાંભળ તો –"

દીવાલ સાથે અઢેલીને મોં ફેરવી લઈ રેવા વ્યગ્રભાવે બોલી, "જલદી પૂરું કરો. મારે ઉતાવળ છે."

"છો રહ્યું કામ – જે ઘર પ્રત્યે તું આટલી મમતા રાખી રહી છે, જે ઘર છોડી તું જવા ઇચ્છતી નથી, એ ઘરની અચલા બની તું રહે. સલિલ સાથે –"

રેવા રોષપૂર્વક બોલી ઊઠી, "તમે એટલું તો સમજો કે સલિલ મને 'દિદિ' કહે છે ? કોણે કહ્યું કે આ ઘર છોડી હું જવા ઇચ્છતી નથી ? હું ક્યારની જવા કરી રહી છું – પૂછી જો જો માને."

અનિલ ભોંઠો પડી બોલ્યો, "તેં જ એક દહાડો મને કહ્યું હતું –"

"તો આજે મારો વિચાર બદલાઈ ગયો છે, એમ સમજો."

રેવાને આટલી ઉત્તેજિત બનેલી અનિલે કદી જોઈ ન હતી. પરંતુ તેના આ ક્રોધની લાલિમા પાછળ પણ તેની કાળી આંખોમાં એક ઓર આભા ઝળહળી રહી હતી. રેવા વળી બહાર ચાલી જવા કરતી હતી, એ જોઈ અનિલ વિહ્વલ કંઠે બોલ્યો,

"રેવા! રેવા! – ચાલી ન જા. ઊભી રહે, જરા."

રેવા મોં ફેરવ્યા વિના એમ ને એમ ઊભી રહી.

"તને શું આમ ને આમ વિદાય આપીશ? જેને ભયંકર બિમારીમાંથી તેં પ્રાણપણે બચાવ્યો તે, એની પાસેથી આમ ખાલી હાથે તું પાછી ફરશે? તને જો આ ઘરમાં કે બીજે કયાંય પણ લગ્નજીવન બંધનરૂપ લાગતું હોય તો, આજે છે એની એ રીતે રહે – પણ તું ચાલી ન જા."

રેવા થોડીવાર નિઃશબ્દ ઊભી રહી બોલી, "ના, એમેય બને એમ નથી. એથી આપની બદનામી જ થશે. હા, કદાચ એમ બનત જો શ્યામલીને આણી શકયા હોત –"

અનિલની છાતીમાં જાણે ઘણ ઠોકાયો "એથી તને શું થાત, રેવા? એથી બદનામીથી તું બચી જાત – પણ –"

"આમાં વળી 'પણ' ને સ્થાન જ શું છે? એક બદનામી સિવાય મારે બીજું દુઃખ પણ શું છે?"

"બીજું બધું તને સુખકર છે? રાતદા'ડો અમારાં સુખસગવડ માટે તું મહેનત કર્યા કરે – એક તપસ્વિનીની જેમ ચિરજીવન –"

રેવાએ તેની અશ્રુભરી આંખો અનિલ ભણી ફેરવી. અને અનિલના શબ્દોને જ ઉલટાવી નાખી, કરુણામાં હાસ્યની આભા

રેલાવી તે બોલી, "હા, ખૂબ સુખી બની આખી જિંદગી રહેત – જો – જો કેવળ શ્યામલી કશો વાંધો ન લેત –" અને તેના મુખ ઉપર ઉજ્જવળ રેખા પ્રકટી ઉઠી.

રેવાની એ ઉજ્જવલ રેખા આગળ અનિલના અંતરનો અંધકાર વધારે ગાઢ બન્યો. તે નિઃસાસો નાખી બોલ્યો, "શ્યામલી માટે શું બીજું કશુંય શકય છે? એ તે કંઈ સમજણું માણસ છે?"

"કોણ જાણે!" બોલી રેવા મૂગી રહી.

અનિલ અધીર બની બોલ્યો, "ના મારો ભ્રમ પણ આ વખત ભાંગી ગયો. એનાં બાપમા કહેતાં હતાં એ બરાબર છે. નહિ તો એ મને ઓળખ્યા વિના તો ન જ રહેત. જવા દો એ વાત – પણ તું એ શું બોલી, રેવા? હું એક જડ પત્નીનો સ્વામી અને સાથી બની જીવતો હોત તો – એમાંય જ્યારે મારા મુખની આ દશા થઈ છે ત્યારે તો – કોઈથી જ એ સહ્યું ન જાત."

"તમારાં સ્વજનોની વાત તમે જાણો. મારે માટે તમારું કહેવું સાચું નથી, એટલું હું જાણું છું." એમ બોલી રેવા જવા કરતી હતી.

અનિલ બોલી ઊઠયો, "ઊભી રહે, જરા ઊભી રહે, રેવા. મારી મા, મારા શિશિર સલિલ આ મોંને કારણે કેટલાં દુઃખી થાય છે! પણ તું મારી કોણ છે, રેવા, બોલ કે એ સૌ કરતાં –" અનિલ આવેશમાં આવી બોલતાં બોલતાં અટકી ગયો. તેને પોતાને જ પોતાનો ભય લાગવા માંડયો. થોડો લાંબો સમય શાંત રહી રેવાને સ્તબ્ધ ઊભેલી જોઈ તેણે ફરી પૂછયું, "બોલ, બોલ, હું તારો શું થાઉં?"

રેવાએ નિસાસો નાખી મોં ઊંચું કરી જવાબ આપ્યો, "ભૂલી ગયા શું?–તમે મારા ઉપર ઉપકાર કરનાર ઉપકારી છો. હું ઉપકૃત છું. તમારી માતાએ મારા ઉપર પ્રેમ કરી –"

"કોણે તારા ઉપર શો ઉપકાર કર્યો છે, રેવા? એક બિન્દુ પણ નહિ. તું કંઈ નિરાશ્રિત ન હતી; તને અમે અમસ્તા જ સાથે લઈ આવ્યા. હા – માતાનો પ્રેમ? – એ કદાચ સાચું હશે. એટલે જ તું એના અનિલને માટે આખું જીવન હોમી દેવા ઇચ્છે છે, નહિ? એ કૃતજ્ઞતાને કારણે જ, ખરું ને? એટલે જ મુરખ માતાએ એના દીકરાને તારા સંબંધને અંગે આંધળો કહ્યો હશે! રેવા, તેં શું કામ એને એવા ભુલાવામાં નાખી? એવો ખ્યાલ એને શું કામ આવવા દીધો? નહિ તો એ શું કામ એવું કહેત – ના, તું ચાલી જાય એ નહિ ચાલે. ઊભી રહે. જવાબ આપીને જા."

રેવા મૃદુસ્વરે બોલી, "આ બધી નકામી વાતોમાં શું કામ તમે તમારું મગજ બગાડો છો? આવી ગમે તેવી પંચાત કરવા જેવી શક્તિ તો તમારામાં હજી આવી નથી. મનમાંથી એ બધું કાઢી નાખો. શિશિર બાબુ વગેરે આવનાર છે, એની તૈયારી કરો ને?"

"એ તો ઠીક પણ પછી શું? તું જતી રહેવાની એ નક્કી ને?"

"એ વાત હમણાં શું કામ? એને તો હજી વાર છે."

"ના, અત્યારે જ કર – કહે – તું ક્યાંય નહિ જાય –"

"ના"

"શાથી નહિ?"

"બધી વાતનો તે કંઇ જવાબ હોય છે?"

"હા – હોય છે જ – તારે એ જવાબ આજે આપવો જ પડશે. ચાલ, બોલી નાખ – તું શાથી આમ કરે છે – બોલ, મને થાક લાગે છે, જો હું આંખો બંધ કરી દઉં છું – તું બોલવા માંડ."

કેટલી વારે એની ખબર નથી – પણ અનિલે આંખ ઉઘાડી

ત્યારે જોયું તો – પેલી દરદીની પથારી પાસેની જ રેવા વળી પાછી એમ ને એમ બેસી તેની સુશ્રુષા કરી રહી છે. એજ મુખ, – એજ આંખો તેની સામે ટગી રહ્યાં છે. એકદમ રેવાનો હાથ પોતાના હાથમાં લઈ તે અસ્વસ્થતાપૂર્વક બોલ્યો, "શી રીતે તું આ મોં સામે આમ એકધ્યાન બની જોઇ શકે છે, રેવા? ઓહ! તને ઘૃણા નથી આવતી?"

રેવા ઊઠવા કરતી હતી. પણ ઊઠી શકી નહિ. અનિલે જોરથી એનો હાથ પકડી લીધો હતો. જોતજોતામાં રેવાની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહી ચાલ્યો અને અનિલના હાથને ભીંજવી રહ્યો. અસ્વસ્થ બની રેવાનો હાથ છોડી દઈ અનિલ વિહ્વલકંઠે બોલ્યો, "તો તું સાચે જ – સાચે જ, મા ખરું કહેતી હતી? સાચે જ હું અંધ છું? બોલ, બોલ – કૃતજ્ઞતાના ભાનથી નહિ, બીજી કશા કારણે નહિ, પણ ખરેખાત તું મને — આ કુરૂપ અનિલને ચાહે છે...?"

બંને જણાં નિઃશબ્દ રહ્યાં.

થોડી વાર રહી અનિલ એકદમ ઊભો થઇ દૃઢ કંઠે બોલ્યો, "પણ મારું જીવન તો તું જાણે છે. ગમે તેવી તોય મારે એક પત્ની તો છે. કદી પણ એ — જો કે એ કદી શક્ય નથી — પણ માન કે કોઈ દહાડો......"

"તમે એવી ચિંતા શું કામ કરો છો? એનું સ્થાન એ જ ભોગવશે. તમારે તમારી પોતાની વિરુદ્ધ જઇ કેવળ મારી કે માની ખાતર કશું નહિ કરવું રહે. મા ગાંડાની જેમ બોલ બોલ તો કરે છે કે એ મારી સાથે આવશે. પણ છો બોલતાં. એમને હું ગમે તેમ કરી સમજાવી શકીશ. મને તો ખાત્રી છે કે એ ય તમને સૌને છોડીને બહુ દહાડા કયાંય રહી જ નહિ શકે. તમે ચિંતા ન કરો. સલિલના લગ્નની તૈયારી કરો. પછી થવાનું હશે તે છો થતું."

"એટલે કે તું જશે, એમને ? ના – ના – એ કદી નહિ બની શકે. સૌને દુઃખી કરીને, માને સદાને માટે વ્યથિત બનાવીને...તારા જેવી જગતની આકાંક્ષિત—પ્રાપ્તિ પ્રાપ્ત કર્યા પછી હું એનો ત્યાગ શી રીતે કરી શકીશ ? કર્તવ્યની ખાતર ? એ ય મને લાગ્યું નહિ. એવો અવસર જ મને મળ્યો નહિ. એ મને ઓળખી જ ન શકો. અર્ધમૂઢ ! એને માટે હું મારું સર્વસ્વ વેડફી નાખું ? ને એ તો એમ છતાં ય કદી ય મારી પાસે આવનાર નથી ! મને કદી ઓળખશે પણ નહિ, મારી કદી વાંછના નહિ કરે ! તો પછી આ બધું શું કામ ? રેવા, બધો વિચાર કરીને, સમજીને મારો સ્વીકાર કર."

રેવા અદમ્ય આવેગમાં આવી જઈ તેના પગ આગળ પડી બોલી, "બસ, બસ, દયા કરો – આમ ન બોલો. તમે શ્યામલીના સ્વામી છો. હુ જાણું છુ. એથી વિશેષ કશું હું વાંછતી નથી. દયા કરી – મને આમ ને આમ રહેવા દો."

"ના – એ શકય નથી. તને જવા ય નહિ દઇ શકું – બદનામી વચ્ચે પડી પણ રહેવા નહિ દઉં."



આવતી કાલે જ લગ્ન છે. સૌ આનંદમાં લીન છે. અનિલની માતા જ માત્ર ભારે ચિંતામાં છે. આ બે દિવસ ખેમકુશળ વીતી જાય એની જ એને ચિંતા છે. એને કેમે કરી હજી વિશ્વાસ વળતો નથી.

આ ઘણા દિવસથી રેવા – અનિલ મળ્યાં નથી. આજે રેવા એક કબાટમાં થોડાંક કપડાં અને ઘરેણાં વગેરે ગોઠવતી હતી. હજી હમણાં જ અનિલની માતા તેને એ આપીને ગઈ હતી – લગ્નનિમિત્તની એ ભેટ હતી! એથી જ તો રેવાના મોં ઉપર લાલિમા હતી.

ધીમે પગલે કોઈક પાસે આવી ઊભું રહેતાં રેવા ચમકી ઊઠી – જોયું તો અનિલ! લજ્જારક્ત મુખ ક્ષણવારમાં વધારે લાલ બની ઊઠયું. એકદમ ઉતાવળે કબાટ બંધ કરી દઈ તે જવા કરતી હતી—

અનિલે બોલાવી, " રેવા ! "

રેવા ઊભી રહી અનિલના મોં ભણી જોઈ રહી. અવાજ સાંભળી તે જેટલી ચમકી ઊઠી હતી તેના કરતાં બમણી મોં જોઈને ચોંકી ઊઠી.

અનિલના હાથમાં એક કાગળ છે. રેવાના હાથમાં આપી તેણે કહ્યું, " વાંચ. "

' શ્રી ચરણેષુ,

અનિલબાબુ! મને ખબર છે, આપે શ્યામલી માટે જે કાંઈ કર્યું છે તે અસામાન્ય જ છે. એથી જ તો, એની પ્રત્યેનું આખરનું થોડુંક કર્તવ્ય બજાવી લેવા આપને વિનંતી કરું છું. હવે એ બહુ દહાડા કાઢે એમ લાગતું નથી. હું અહીં થોડા દિવસથી આવી છું. પણ તે દરમિયાન તેની સ્થિતિ જોઈને તમને લખ્યા વિના રહી શકતી નથી. મોટે ભાગે તો એ બેભાન જ રહે છે. એનાં ને અમારાં નસીબને કારણે આપને કશું વધારે તો લખી શકતી નથી. પણ આપને વિષે જેટલું જાણ્યું છે એ ઉપરથી આટલી હિંમત કરું છું.

વધારે શું? આપનો ફોટો એ હતભાગી પોતાની પાસે જ – મૂર્છાવસ્થામાં પણ – રાખે છે. એ જ

પ્રણત વીજળી "

રેવા મૂગી રહી. થોડી વારે અનિલ બોલ્યો, " રેવા ! બોલ શું કરવું જોઈએ ? "

રેવાએ ઊંચું જોઈ કહ્યું, " તમે આજે જ જાવ. "

" આજે જ ? "

" હા – નહિ તો કોણ જાણે શુંનું શું થાય – વળી — "

" વળી શું ? "

" મા, કદાચ મોડું કરશે. "

" તો જાઉં. પણ પછી ? "

" જો શ્યામલી જીવતી હોય તો સાથે લઈ આવો. "

# ૨૨

ચંચળતાનો સ્પર્શ પણ શક્ય નથી, એવા સમુદ્રના ગંભીર અંતસ્તલમાં જેમ ધીમે ધીમે સૂર્યનો પ્રકાશ પથરાય છે, તે જ પ્રકારે શ્યામલીના શબ્દજ્ઞાનહીન અંતરમાં પેલી મૂર્તિ ધીમે ધીમે પૂર્ણ ચંદ્રની જેમ પ્રકટી રહી હતી. નિસ્તબ્ધ સંધ્યા સમયે શ્યામલીએ અનેક વખત આ જ પ્રકારે કોઈક તેજ રેખાને ઉગતી જોઈ હતી. પરંતુ એનો આઘાત એણે કદી અનુભવ્યો ન હતો. આનંદમાં ગાંડી બની જઈ તેણે તાળીઓ પાડી હતી; તે હસી ઊઠી હતી, નાચી ઊઠી હતી; અને ધીમે ધીમે તેનાં દેહ, મન શિથિલ બની જતાં, અપલક નેત્રે તેણે ચંદ્ર અને પ્રકૃતિનું મિલન નિહાળ્યું પણ હતું. પણ આ રીતે તે કદી મૂઢ બની ગઈ ન હતી. આજે તો તેના આંતરિક ચંદ્રોદયે તેને જ્ઞાન – ભાનહીન બનાવી મૂકી હતી. આ ભાનહીન સ્થિતિમાં કેટલો સમય વીતી ગયો હતો, તેની તેને જાણ ન હતી. પણ વચમાં વચમાં ભાનમાં આવતાં તે જોતી હતી, કે દિવસનો પ્રકાશ રાત્રીના અંધકારમાં ભળી જઈ પોતાની જાતને ભૂંસ  હ્યો છે. પિતા ચિંતાતુર બની હાથ માથે મૂકી સામે બેઠા છે.

વીજળી આંસુભરી આંખે દવા તૈયાર કરી રહી છે. શરીરમાં સહેજે શક્તિ નથી – જાણે આંખને પણ ઉઘાડબંધ થતાં થાક લાગે છે. કશું જ જોવાની વૃત્તિ નથી. કંઈ સમજાતું નથી, કે પોતે આટલો વખત ક્યાં હતી, શું કરતી હતી. વીજળી ફરી ફરી મમતાપૂર્વક એની સામે બેસી આહાર માટે પૂછે છે, અને શ્યામલીને એનું મોં જોતાં જ શિશિરની સ્મૃતિ તાજી થાય છે. એની સાથે જ વિદ્યુત્-પ્રકાશ તેના આખા મનને અજવાળી દઈ કહી જાય છે, " તારૂં કોઈ નથી. તારૂં કોઈ જ નથી. "

ઉફ ! આ તે કેવો અસહ્ય અનુભવ ! આના કરતાં તો બેભાન અવસ્થા સારી હતી. ના – ના – એ વખતે સાચે જ શું એની પાસે કોઈ નહોતું ? પેલો – પેલો પ્રકાશ – એ પ્રકાશની અંદર પેલી મૂર્તિ ! કોણ એ ? એની આંખમાં તેજની અપૂર્વ આભા હતી. એ આભામાં કંઈ કેટલું સુખ, દુ:ખ, મમતા ભરેલાં હતાં. કંઈ કેટલુંય એવું હતું જે ભાષાથી પર હતું. એ અવ્યક્ત ભાષાહીન દૃષ્ટિ, શ્યામલીના મુખ ઉપર જ સ્થિર ચોંટી રહી હતી. કેમ જાણે શ્યામલીને જ જોઈ રહી હતી, પાસે ખેંચી રહી હતી.

વળી પાછું જ્ઞાન–ભાન ચાલી જતું ને લાંબા બે દિવસ સુધી તે એમને એમ પડી રહેતી. ભાન આવતું ત્યારે શરીર અને મન થાકીને લોથ થઈ ગયેલાં જણાતાં. શરીર જડ, શબવત્ દેખાતું. આંખો ફિક્કી અને ઊંડી ઊતરી ગયેલ નજરે પડતી. સૌને થતું કે હવે થોડા જ દિવસ.

એક દિવસ તે ભાનમાં આવી છે. આંખો ઉઘડતાં જ જુએ છે, તો એક અપરિચિત આદમી તેની સેવા કરી રહ્યો છે. પહેલાં તો તેણે એ તરફ લક્ષ ન આપ્યું. પણ તેનું અર્ધજાગૃત મન એને એની જ તરફ ખેંચી રહ્યું.

આ કોણ છે? દેખાવમાં સુંદર નથી. એની તરફ ફરી ફરી જોવા નજર ના પાડે છે. મન પણ ઇચ્છા કરતું નથી. પણ એમ છતાં આ ચાઠાં ચાઠાંવાળા મોં પર અદ્દભુત મમતા અને સમવેદના તરી રહી છે. આંખ અને મનની ગમે તેટલી અનિચ્છા છતાં એકવાર નજર પડતાં તેની સામે ટગી રહ્યા વિના છૂટકો થતો નથી! કેટલી વ્યથા ભરી દૃષ્ટિએ આ પુરુષ શ્યામલીની સેવા કરી રહ્યો છે!

કોણ હશે એ? બરાબર જાણે તેની માતાના જેવો જ! માને તો તે ક્યારની ગુમાવી બેઠી હતી. એ સ્નેહસ્પર્શ ગુમાવવાને કારણે તો તેની આ અવદશા થઇ છે. આજે આટલે વખતે ફરી પાછો એ સ્પર્શ અને એ ભાવ લઇ આ કોણ આવી પહોંચ્યું છે? ભલે ને એ અપરિચિત હોય, પણ એનો આ સ્પર્શ તો અપરિચિત નથી. આ જ એ સ્પર્શ છે, જેને જોરે શ્યામલી જન્મથી માંડી આજ લગી જીવી છે. વચમાં એ સ્પર્શ એણે ગુમાવ્યો હતો, અને ત્યારથી જ કલ્પનાની ઉતેજનાએ તેનાં શરીરમન ઉપર ભયંકર પ્રહાર કર્યા હતા. આજે જો કલ્પનાની ઉદ્દામ ક્રીડામાંથી તે પોતાની જાતને બચાવી લઈ, આ સ્નેહસ્પર્શમય ગોદમાં આશ્રય લઈ શકે તો સદાને માટે બચી જાય. હવે એણે ગુમાવેલા સ્પર્શની કલ્પના કરી કરી દુઃખી બનવાની જરૂર નથી. એની સામે જ પેલો પુરાણો મમતાભર્યો સ્નેહ – સ્પર્શ વાસ્તવિકતા ધારણ કરી રહ્યો છે.

તેનું સર્વાંગ ફરી ફરી પોકારી રહ્યું છે, "ઓ રે, અપરિચિત, તું કોણ છે?"

શ્યામલીની નિશ્ચલતામાં એકાએક ઉત્તેજનાનો આવિર્ભાવ જોઈ અનિલ શંકિત મુખે તેના તરફ જોઇ રહ્યો. શ્યામલી પણ જોઇ રહી. કોણ રે – તું કોણ છે? એ જ આંખો – હા, એ જ! પેલી તારક મંડળમાંથી ઉતરી આવેલી સ્નિગ્ધ, નિર્મળ દૃષ્ટિ! એ જ – નક્કી – પાછી એજ દૃષ્ટિ!

અને શ્યામલી જોરપૂર્વક અનિલના બે હાથ પકડી લઇ કંઇક અસ્પષ્ટ અવાજ કરી વળી પાછી બેભાન બની ગઈ. અનિલ મૂગો-મૂગો સેવા કરી રહ્યો.

વળી પાછું થોડીવારમાં શ્યામલીને ભાન આવ્યું. અને તેની દૃષ્ટિ અનિલની આંખ પર પડતાં જ અનિલે મોં ફેરવી લીધું. તે સમજી ગયો, કે આ અર્ધમાનવી ધીમે ધીમે તેની પાછલી સ્મૃતિ તાજી કરી તેને ઓળખવા માટે ભારે મથામણ કરી રહી હતી; પણ એ પરિચય જ તેનાથી આ સ્થિતિમાં સહેવાતો નહોતો. એથી જ તો તેણે મોં ફેરવી લીધું હતું. પણ એથી તો શ્યામલીમાં ઊલટી એકાએક નવી જ જાગૃતિ આવી. તેણે તમામ જડતા ફેંકી દીધી. અને તેના ફિક્કા મોં પર જીવનની લાલિમા છંટકાઈ ગઈ. જોરપૂર્વક તેણે શરીરને આંચકો મારી અનિલના બંને હાથ પકડી પોતાની પાસે ખેંચી લીધા. અને કેમ જાણે શબ્દહીન ભાષામાં આર્દ્ર બની તે બોલી રહી –

"આ બાજુ ફરો – જુઓ, મારી તરફ જુઓ."

અનિલ એના તરફ ફર્યો. પણ આંખો ઊંચી ન કરી શક્યો. ઉન્માદિની નારીએ ઊંચુ જોઈ પોતાના બંને હાથ વડે અનિલનું મોં પકડ્યું—પોતાની તરફ એ નહિ જુએ ત્યાં લગી એને નહિ છોડે—જોશે જ – મોઢું જોશે ત્યારે જ છોડશે.

અનિલે શ્યામલીને પકડી લઈ, તેને સુવડાવવાનો પ્રયત્ન કર્યો. પણ પરિણામ ઉલટું આવ્યું. શ્યામલી ઉલટી તેને ગળે વળગી પડી. છોડાવીને સુવડાવવી હવે શક્ય નહોતી. એટલે અનિલે એને પોતાની તરફ સહેજ વધારે ખેંચી લઈ, પોતાની છાતી પર એનું માથું ગોઠવ્યું: અને ધીમે ધીમે તેના માથા પર તે હાથ ફેરવવા લાગ્યો. પણ એ વખતે તો શ્યામલી પાછી બેભાન બની ગઇ હતી.

અનિલે એને એમ ને એમ પોતાની છાતી પર સુવાડી રાખી વિવિધ પ્રકારે તેને સ્વસ્થ કરવા તે પ્રયત્ન કરી રહ્યો.

થોડીવારે અનિલે શ્યામલીના મોં તરફ દૃષ્ટિ કરી તો તેની આંખ ઉઘાડી હતી. કંઇ સમજાતું નહોતું કે, એ ભાનમાં હતી કે બેભાન. પણ તે જે રીતે અનિમેષ નયને તેના મોં તરફ જોઈ રહી હતી તે દ્વારા જરૂર તે કંઇક કહી રહી હતી એમ લાગતું હતું. જેમ એ ભાષા શ્યામલીને માટે અનુચ્ચરણીય હતી, તેવી જ રીતે અનિલને માટે અસહ્ય હતી. એ ફિક્કા દુબળા મોં પર બે સળગતી આંખો કેમ જાણે બોલી રહી હતી — આવ્યા કે? આટલે દિવસે મને કેવું યાદ આવે છે?

અનિલ સ્તબ્ધ બની શ્યામલીની આંખોમાંની એ મૂકભાષા વાંચી રહ્યો હતો. એકાએક તેની આંખોમાંથી આંસુનું એક ઝાપટું શ્યામલીના મૃતવત્ મુખ ઉપર, નિશ્ચેતન આંખો ઉપર વરસી ગયું. ચોંકી ઉઠેલી શ્યામલીનો સમસ્ત દેહ એક ઉછાળો લઇ ફરી પાછો નિશ્ચેષ્ટ બની ગયો.

બહુ વારે વીજળી દવા લઈ, ખંડમાં દાખલ થઈ. શ્યામલી અનિલની ગોદમાં સૂતેલી છે. અનિલ તેના લુખ્ખા. ભુખરા વાળમાં આંગળાં ફેરવી રહ્યો છે, શ્યામલીની બંધ આંખો મોં ઉપર પણ રૂદનની લાલિમા દેખાય છે, પણ એ સ્વસ્થ અને શાંત છે. શ્યામલી અત્યંત અસ્વસ્થ છે.

વીજળી આ અકલ્પિત દૃશ્ય જોઈ આભી બની ઉભી રહી. અનિલે જરા વધારે સ્વસ્થ બની તેની સામે જોતાં જ વીજળીએ દવાની પ્યાલી નીચે મૂકી કંપિત સ્વરે પૂછ્યું, "ઓળખી શકી કે?"

અનિલ રૂધ્ધ કંઠે બોલ્યો, "હા."

"તો — બાપુને બોલાવી લાવું?"

"જરા પછી."

: ૨૩ :

રેવાએ બૂમ મારી, "મા!"

અનિલની માતાએ જલ્દી જલ્દી આંખનાં આંસુ લૂછી નાખી, મોં ફેરવ્યા વિના જ જવાબ આપ્યો, "કેમ, મા?"

"આખો દહાડો આમ રહો, એ તે કેમ ચાલે?"

"એવું તો કંઈ છે નહિ, રેવા."

"વાહ! તમે તો એમનાથી દૂર ને દૂર જ ભાગ્યા કરો છો! આથી તમે –"

રેવાને વાક્ય પૂરું કેમ કરવું તે સૂઝયું નહિ. માતા સારી પેઠે આંખ મોં લૂછી નાખી બોલી, "ભાગી ભાગીને ય ક્યાં જવાની છું? ઘરમાં જ તો છું."

"ના, મા. આમ કરો એ તો સારૂં નહિ."

"તો તું શું કરવાનું કહે છે? બોલ તો ખરી?"

વળી પાછી રેવા મૂગી થઈ ગઈ. અનિલની માતા તેના ભણી દૃષ્ટિ કરી, થોડીવાર સુધી ટગી રહી, બે હાથ વડે તેને પોતાની છાતી પર ખેંચી લઈ, જોરથી રડી પડી. રેવાએ તેને એમ કરતાં અટકાવી નહિ. તેની છાતી પર માથું નાખી, શાંત ભાવે તે ખૂબ લાંબો વખત

પડી રહી. ઘણા દિવસથી તેના હૃદયની વેદના વ્યક્ત થવા ઇચ્છતી હતી. આજે માતાના રૂદનમાં તેણે પણ આશ્રય શોધ્યો.

થોડી વારે રેવા ઊઠી. માતાની આંખો લૂછતી લૂછતી બોલી, "ચાલો, જરા બહાર જઈએ. તમારાથી રાત દિવસ અહિં પડયાં નહિ રહેવાય."

રેવા આજ લગી માતાને 'આપ' કહીને સંબોધતી હતી. આજે તે આટલી નિકટ આવી ગઈ હતી, એ તરફ કોઈનું ય ધ્યાન ખેંચાયું નહિ. પણ મા હજી ઉઠવાનું કરતી નથી, એ જોઈ રેવા ફરી બોલી, "તમે જ વિચાર કરી જુઓને કે એમને કેવું લાગશે? વહુને તેડી લાવવાની સંમત્તિ તો તમે જ આપી હતી. પછી આમ શું કામ કરો છો?"

"આપી હતી ત્યારે એ લાવ્યો શું કામ નહિ? હવે આકાશનો ચંદ્ર હથેલીમાં બતાવીને છીનવી લે છે – એ શી રીતે સહન થઈ શકે?"

"ના, મા! ઉલટું બરાબર થયું છે. એ વખતે વહુ આવતે તો એમને ઓળખી ય શકતે નહિ. હવે તો જાણો છો ને, મા? હવે એને ત્યાં નાખી રાખવી કંઈ ઠીક કહેવાય?"

"એ બધી વાત નકામી છે, રેવા. મારી આ ચંદ્રમુખીની આગળ એ —"

રેવા ચમકી ઊઠી. માના મોઢે હાથ મૂકી તેને બોલતી અટકાવીને પોતે બોલી, "છિઃ મા! એવું ના બોલો. સાંભળશે તો એમને બહુ દુઃખ થશે. કહું છું – શ્યામલીને હવે જોશો તો નક્કી તમે તમારો સ્નેહ એના પર ઢોળ્યા વિના નહિ રહી શકો. ફિક્કું મોં, દુર્બળ શરીર, અને એના પર બે ટમટમતી આંખો —"

મા તેને વચમાં અટકાવતી બોલી, "બહુ થયું રેવા, હવે બીજી વાત કર."

પણ રેવા એમ અટકાવી અટકી નહિ. "રાત દહાડો કેમ કરી કાપે છે, તે જાણો છો? કેવળ સ્વામીની સાથે સાથે ફર્યા કરે છે અને મોં સામે જોયા કરે છે. જોયું હોય તો — "

રેવા બોલતાં અટકી ગઈ. માતા રાડ પાડી ઊઠી, "રાહુ — રાહુ. મારા ચંદ્રનો કાળ — રાહુ કોણ જાણે ક્યાંથી આવી પડ્યો?"

"મા! મા! એવું ના બોલો. એ એમના મોં તરફ જે રીતે ટગી રહે છે, એ જોતાં જ કંઈનું કંઈ થઈ જાય છે. જો તમે ય એક વાર જુઓ — "

"ના, મારે જોવું નથી. મારે એ જોવું નથી. ચાલ, રેવા, આપણે કાશી ચાલ્યાં જઈએ. ચાલ, તને લઈને હરિદ્વાર ચાલી જાઉં. ભલે પછી અનિલ, એનો સંસાર સુખે ચલાવે. પણ મારાથી આ આંખે એ નહિ જોવાય. ચાલ મા, આપણે બે ય ચાલ્યાં જઈએ."

"છિઃ મા, એ શું બોલો છો? એ સાંભળશે તો એમને કેવું લાગશે? એમના સુખનો જરાય વિચાર કર્યા વિના આપણે કેવળ આપણા જ સ્વાર્થમાં — છિઃ છિઃ મા, હવે એવું ના બોલશો."

માએ રેવાના મોં ભણી દૃષ્ટિ કરી તેને છાતી સરસી ખેંચી લઈ અશ્રુરૂદ્ધકંઠે કહ્યું, "જેને જેમ બોલવું હોય એમ બોલવા દો. પણ તને હું ભિખારીની જેમ અહીંથી તહીં ભટકવા નહિ દઉં. તું રાત દહાડો પેલા પથ્થર હૃદયના અનિલ અને એની વહુની પાછળ પાછળ ફર્યા કરે, એ મારાથી કેમે કર્યું નહિ સહેવાય. મારી છાતી ચીરાઈ જાય છે. મારા ઘરની સર્વેશ્વરી બનાવવા માટે તો હું તને લઈ આવી હતી. એને ઠેકાણે દાસીની જેમ – ના, મારાથી એ નહિ સહેવાય. ચાલ, આપણે ચાલ્યાં જઈએ."

રેવા થોડીવાર એકીટસે મા તરફ જોઈ રહી મૃદુ સ્વરે બોલી, " દીકરાને છોડી દૂર ભાગી જઈ રહેવાનું ક્યાં લગી સહેવાશે, મા?"

" સહેવાશે, બધું સહેવાશે."

" મા!" એટલું જ બોલી રેવાએ મોં ઢાંકી દીધું. થોડી વારે તે મૃદુ સ્વરે બોલી, " પણ મા, મારાથી એ નહિ સહેવાય."

" શું નહિ સહેવાય? ચાલ્યા જવાનું?"

" હા."

" શાથી જે?"

રેવા મૂગી રહી.

માતા જરા કઠોર સ્વરે બોલી, " મારાથી સહેવાશે ને તારાથી નહિ સહેવાય? આટલે દહાડે ય એટલું ન સમજાયું કે અનિલ મારે કોણ છે?"

રેવા એકદમ ચોંકી પડી. વ્યગ્રભાવે બોલી, " એમ નહિ, મા! તમે તો બીજી બાજુ જોતાં જ નથી! તમારૂં જવું ને મારૂં જવું શું સરખું છે? તમારે પગે પડું, મા. મને એવી રીતે નીચું જોવડાવશો નહિ. મેં જ એમને વહુને તેડી લાવવા કહ્યું હતું ને હું જ ચાલી જાઉં તો એમને કેવું લાગે? એમની પાસે મને રહેવા દો, મા."

મા રેવા ભણી એકીટસે જોઈ રહી બોલી, " મને ખબર છે, તું તો બધું સહી રહેશે — પણ મારાથી નહિ જોયું જાય —"

"મારે ખાતર એટલું સહન કરી લેજો, મા. મને તમે તમારા દીકરા કરતાં પણ વધારે ગણી છે, તો એ જ અધિકારને જોરે વિનવું છું કે મારી આટલી લાજ રાખવી પડશે. જુઓ, મને એમાં સુખ થશે શ્યામલીને તો બિચારીને કંઇ સમજ નથી, એને હું ધીમે ધીમે બધું શીખવાડીશ. એમની સેવા કેમ કરવી, દેખભાળ કેમ રાખવી — એ બધું હું એને શીખવાડીશ."

"ઠીક, તો તું એમ કર તું જો એમાં જ સુખી થતી હોય, તો હું શું કામ અમસ્તી —"

"મા! એ એમના કર્તવ્યનું પાલન કરે, એનો દ્વેષ કરવા જેટલાં હીન આપણે શું કામ બનીએ? આપણે જ તો વહુને તેડી લાવવાનો આગ્રહ આજ લગી કર્યો છે. આપણે જ હવે અસહિષ્ણુ બનીએ એ કેમ ચાલે, મા?"

મા થોડી વાર સ્તબ્ધ બની, નિસાસો નાખી બોલી, "કહ્યું તો ખરું — તારા નસીબમાં લખ્યું હોય તેમ તું કર."

રેવાએ માતાના ખોળામાં મોં છૂપાવી દીધું. મા તેના વાળમાં આંગળીઓ ફેરવવા લાગી. આંસુની ધાર વહી રહી છે, રેવાના વાળ પલળી રહ્યા છે. રેવા એ જાણવા છતાં ચૂપચાપ પડી રહી છે.

"મા!" એમ બોલતી રેવા ચોંકી ઉઠી. સામે જ અનિલ ઉભો છે. પાછળ શ્યામલી! રેવા એકદમ ઉભી થઇ જઈ બાજુએ સરકી ગઈ. અનિલ માને પગે પડી બોલ્યો, "મા!"

માતાએ પણ ગુનેગારની જેમ મોં નીચું નાખી દીધું હતું. રડી રડી લાલ બનેલી આંખો કેમ કરી ઉંચું જોવા ઇચ્છતી નહોતી. ભારે અવાજે તે બોલી, "બોલ."

"મા! શું અમારી સામે તું નહિ જુએ? એવો તે શો અપરાધ કર્યો છે અમે?"

મા ઊંચું જોયા વિના ન રહી શકી. કેવું ઉદ્વિગ્ન મુખ! તે કંઈ જ બોલી ન શકી. કેવળ તેને પોતાના ખોળામાં ખેંચી લીધો. અનિલ શાંત મને એ સ્નેહનો ઉપભોગ કરી રહ્યો. થોડી વારે ઉઠી બેઠો થઈ બોલ્યો, "મા! આ એક હતભાગી જીવને — દુનિયાનાં તમામ સુખથી વંચિત જીવને — તારે ખોળે આશ્રય આપ."

અનિલના શબ્દો સાંભળી મા એકદમ ઘા પડયો હોય એમ ચોંકી ઊભી થઇ ગઇ. જે ખોળામાં સૂઇને થોડીવાર પહેલાં જ રેવાએ વિનંતિ કરી હતી કે 'મને આનાથી વંચિત ના કરશો' એ જ ખોળામાં રેવાના જીવનની સાર્થકતા છિનવી લેનારને સ્થાન આપવાનું કહેવામાં આવ્યું હતું! ના એમ કદી નહિ બની શકે.

પણ આ શું? કોણ એના બંને પગ પકડીને મોં ઉપર નાખી પડયું છે? આ કોનું શીર્ણ મુખ છે? કોની આંસુભરી આંખોમાંથી આર્ત કરુણ ભિક્ષાની ભાષા વહી રહી છે? જાણે કહી રહી છે— દયા કરો, આ રંક પર દયા કરો. તમે આશરો નહિ આપો તો હું કયાં જઇશ? આ જ શું અનિલની વહુ છે? કોણે કહ્યું એ બહેરી મૂગી છે? બહેરું મૂગું તે શું આમ જોઇ શકે? હજાર શબ્દો કરતાં પણ વધારે ઉજ્જવળ ચૂક ભાષા શું એની હોઇ શકે?

આશ્ચર્યમૂઢ બની જઇ અનિલની માતા શ્યામલી તરફ જોઇ રહી. શ્યામલીએ માતાની નજરમાં પોતાની નજર મેળવી પણ માતાની દૃષ્ટિમાં કશો ભાવ ન નિહાળતાં તેણે અધિક વ્યાકુલતાપૂર્વક તેના પગમાં ફરી મોં નાખી દીધું. તેની આ વ્યાકુળતા જોઇ માતા પણ વધારે ને વધારે આશ્ચર્યમૂઢ બનવા લાગી. આખરે તેણે અધિરાઇપૂર્વક અનિલને સંબોધી કહ્યું, "આને ઉભી કર અનિલ! એ શું કામ આમ કરે છે? તેડી લાવ્યો જ છે, તો ઓછું જ કોઇનાથી એને હડસેલી દેવાનું છે?"

"તું આશરો નહિ આપે તો મા, એનું આવવું નિરર્થક જ છે."

"એને ઊભી કર. મને શું કામ અકળાવે છે, બાપુ? એને ય સમજાવ."

"મા! મેં તો એને કંઇ શીખવ્યું નથી. બે દહાડામાં તે કંઇ ઓછું શીખવાડાય છે? એ પોતે જ સમજી શકી છે કે આ ઘરમાં સ્થાન પામવું હોય તો એણે તારાં ચરણોનો આશરો લેવો જરૂરી છે. મા, આપણે એને જેટલી મૂઢ માની બેઠાં હતાં એટલી એ નથી."

"શું કામ આમ કરે છે? ઊઠ બેટા – હાસ્તો, તારો શો અપ-રાધ છે? બધો અપરાધ અમારો ને તારાં માબાપનો છે. મા ભરી તો મરી પરવારી—ભગવાન મને જ મરણ નથી મોકલતો. ઊઠ, ચાલ ઊઠ."

માતાએ નમીને વહુને ઉઠાડવા પ્રયત્ન કરતાં જ વહુએ મુખ ઊંચું કર્યું. એ દૃષ્ટિ જોતાં જ માતાનું દિલ વધુ આર્દ્ર બની ગયું.

"રેવા!"

રેવા એક બાજુ ઊભી હતી ત્યાંથી પાસે આવી ઊભી. અનિલ ધીમે ધીમે માથું નીચું નાખી ઊભો. માતાએ વહુ તરફ અણસારો કરી રેવાને કહ્યું, "આને અંદર મારા ખંડમાં લઈ જા. કપડાં કેટલાં મેલાં છે! વાળનું પણ ઠેકાણું નથી — હજી એને સારું નથી, નહિ?

અનિલ મૃદુકંઠે બોલ્યો, "ના, હવે તો કશી બિમારી નથી."

રેવા આગળ આવી શ્યામલીનો હાથ પકડવા ગઈ. પરંતુ આશ્ચર્ય પામી તેણે જોયું તો આ મૂકબધિર પ્રાણી જાણે કશાક ભાવપૂર્વક અનિલને અને તેને જોઈ રહ્યું છે. આટલા સમય દરમિયાન અનિલ અને રેવાની આંખો અનિચ્છાએ પણ બે ત્રણ વાર મળી ચૂકી હતી. અને બંનેએ દૃષ્ટિ નીચી કરી દીધી હતી.

અનિલનું મોં એકાએક ફિક્કું પડી ગયું હતું. રેવાના મોં ઉપર નો ફેરફાર જોવાની કોઈને એ વખતે ફુરસદ ન હતી. સૌ પોતપોતાની વાતમાં વ્યગ્ર હતું. પરંતુ આ અર્ધોન્માદ નારી, જગતની ભાષા સાથે જેને કશો સંબંધ નથી, કેવળ ભાવ સાથે જ જેનો સંપર્ક છે, પ્રકૃતિની વિલક્ષણતામાં જ જે ગૂઢ અનુભવ કરી શકે છે — એ કેવા એક ભાવપૂર્વક રેવાને જોઈ રહી હતી! રેવા તેનો હાથ પકડવા ગઈ, પણ તેણે તે પાછો ખેંચી લીધો.

માતાને પ્રસન્ન જોઈ અનિલ ત્યાંથી ચાલ્યો જતો. પણ ખંડની બહાર નીકળતાં જ તેણે જોયું તો શ્યામલી તેની પાછળ દોડતી આવી

રહી હતી. આ થોડા દિવસ થયાં શ્યામલી અનિલને પામી છે, રાત દિવસ ક્ષણના પણ આરામ વિના તેની સાથે સાથે ફર્યા કરે છે, પડી રહે છે, અને વચ્ચે વચ્ચે એવા તો અનિમેષ નયને તેને જોઈ રહે છે કે, અનિલને ચિંતા થવા માંડે છે — રખેને પાછી પેલી બેભાન થઈ પડવાની બિમારી ચાલુ થઈ જશે! ધીમે ધીમે અનિલ શ્યામલીની એ બિમારી શી હતી અને શાથી હતી — બરાબર સમજી શક્યો પણ કેટલો મોડો? ઉફ્ — ભાન આવ્યું તો થોડું વહેલું શું કામ ન આવ્યું?

ગમે તેમ, પણ જે કરવાનું છે તે કરવું જ રહ્યું. ભલે પછી ગમે તે થાય. શ્યામલીને માતાની પાસેથી ભાગીને દોડતી આવતી જોઈ અનિલ તેને સ્નેહપૂર્વક પણ કઠોર ભાવે પાસે ખેંચી લઈ કંઈક સમજાવવા પ્રયત્ન કરવા જતો હતો—પણ તેણે આશ્ચર્ય પામી જોયું તો શ્યામલી પહેલાંની જેમ લાકડું બની ગઈ હતી.

કેવી વિચિત્ર દૃષ્ટિ! મુખ અને આખા દેહ ઉપર કેવો વિદ્રોહનો ભાવ! એકાએક શ્યામલી શાથી આવી બની ગઈ? કોઈક કારણે તેનું મન ઉત્તેજિત થઈ ગયું હશે એમ વિચારી અનિલે મૂગેમૂગાં તેનું માથું પોતાના ખભા ઉપર ટેકવ્યું અને ધીમે ધીમે પીઠ ઉપર હાથ ફેરવવા માંડ્યો. થોડીવારે શ્યામલીનું અક્કડ શરીર ઢીલું પડવા લાગ્યું. ધીમે ધીમે તે સ્વામી ઉપર ઢળી પડી. થોડીવારે આંસુનાં થોડાં બિન્દુ સુદ્ધાં અનિલની છાતી ઉપર પડ્યાં. અનિલને લાગ્યું કે તેના દિલમાં કશુંક દુઃખ પ્રગટ્યું છે અને તેણે મૂગેમૂગે તેનું મસ્તક પોતાની છાતી ઉપર ખેંચી લીધું. પાગલ નારી અનંત સુખમાં નિદ્રાધીન બની ગઈ.

બીજી બાજુ—વહુ અનિલની પાછળ આમ નાસી છૂટી એથી માતાને ભારે આશ્ચર્ય થયું. હમણાં જે આટલી દીનતા ધારણ કરી રહી હતી એનામાં આ ચંચળતા ક્યાંથી? એને લાગ્યું કે આવા

જીવને માટે કદાચ એ જ સ્વાભાવિક હશે. કોઇ એક ભાવ લાંબો સમય ધારણ કરવાની શક્તિ એનામાં નહતી. જરા ક્ષોભપૂર્વક હાસ્ય કરી તે બોલી: "ગાંડી લાગે છે,—નહિ."

રેવાએ નીચું જોઇ નકારમાં ડોકું ધૂણાવ્યું.

"નથી? તો આમ શું કામ ભાગી છૂટી?"

"કહું તો છું—એક ક્ષણ પણ એમના વિના રહી શકતી નથી. બસ એમની સાથે જ ફર્યા કરે છે."

"ઓ હો! અમારું નસીબ જેમ ફૂટેલું છે, એમ આ હતભાગીની તપસ્યા પણ જબરી છે, આવો સ્વામી નહિ તો કોને મળે?"

રેવા મૂગી રહી.

"ગમે તેમ—એ પોતે જ આપણી પાસે ના આવે ત્યાં લગી એને નકામી ખેંચવી યોગ્ય નથી. તું મારી પાસે જ રહે, રેવા—"

## ૨૪

અનિલ શ્યામલીના શિક્ષણ માટે પ્રયત્ન કરી રહ્યો. બહેરામૂંગાને શી રીતે લખતાં વાંચતાં શીખવવું તેનો એકચિત્તે અભ્યાસ કરવા તે વચ્ચે વચ્ચે પ્રયત્ન પણ કરતો હતો, પરંતુ શ્યામલી જ એની પ્રગતિને રૂંધતી હતી. મહિનો એક વીતી ગયો. પણ શ્યામલી સ્વસ્થ ન બની. અનિલને પ્રાપ્ત કર્યાના સુખમાં જ તે અસ્વસ્થ અને ચંચળ રહેતી હતી. એક ક્ષણવાર પણ તે અનિલને ક્યાંય જવા દેતી નહિ. જરા જુદા પડતાં તે રડવા બેસી જતી, અશાંત ઉદ્વિગ્ન બની ઊઠતી, અને એને પાછો પામતાં એવા તો ભાવપૂર્વક એને વળગી પડતી કે અનિલ જરા પણ અકળામણ વિના તેને છાતી સરસી ચાંપતો. હજી તેનાં શરીર અને મન બરાબર સ્વસ્થ સબળ બન્યાં નથી પણ અનિલ સિવાય કોઈની સેવા એ ગ્રહણ કરતી નથી. સેવા કરનાર બીજું છે પણ કોણ? અનિલની માતા તો સલિલના લગ્નની ભાંજગડમાં આખો સમય ડૂબેલી હોય છે, રેવાને પણ તેની સાથે જ રહેવું પડે છે. અનિલને આ લોકો તરફથી પોતાને અંગે તથા શ્યામલીને અંગે કશી મદદ મળતી ન હોઈ તેનાં મન અને શરીર વ્યગ્ર બની કશોક અભાવ અનુભવ્યા કરે છે. જો કે એ સમજે

છે કે એમાં લોકોનો કશો વાંક નથી. શ્યામલી પોતે જ એવી રજમાત્ર તક આપતી નથી. અલબત્ત, સ્નાનઆહાર સમયે અનિલ એમના હાથનો આભાસ અંતરિક્ષમાં અનુભવે છે ખરો. અનિલ ઉપરની તેમની માયામમતા તેવી ને તેવી જ છે – કેવળ એણે જે કર્તવ્યભાર માથે લીધો છે, એને તે પહોંચી વળે એ માટે, તેઓ તેને પૂરેપૂરી તક આપી રહ્યાં છે.

પરંતુ આ તક અનિલ લાંબો વખત સહી શકતો નથી. જેને કારણે બધાં તેનાથી દૂર ગયાં છે, એ કામ પણ કશું સિદ્ધ થતું નથી! તે વારંવાર શ્યામલીને અક્ષર – પરિચય કરાવવા મથે છે, ઉચ્ચારણ શીખવવા માટે પણ ભારે મથામણ કરે છે, પણ શ્યામલીનું શીખવાનું મન જ ક્યાં છે! અરે! અનિલનું પણ ક્યાં છે! ઇચ્છા અને મનના આ દ્વંદ્વયુદ્ધમાં, પહેલાં તો ઇચ્છા જીતી જાય છે, પણ પછી ધીમે ધીમે તેને ગફલતમાં નાખી મન પોતાનું સિંહાસન કબજે કરી બેસે છે, અનિલને ય તેની કશી જાણ થતી નથી. એકાએક ચમકીને જુવે છે તો શ્યામલી તેની છાતી ઉપર માથું રાખી થોડીવાર મમતાપૂર્વક જોઇ રહી આખરે બંને આંખો વહાવી રહી છે.

અનિલ અન્યમનસ્ક છે એમ તે સમજી શકે છે અને તેને અનાદરનું દુઃખ પણ થાય છે. તેનાં ભાષાહીન ચક્ષુ બોલી રહ્યાં છે – "ઓ રે! તમારી દયાનો શું આટલામાં અંત આવી ગયો? પણ મારી તમને જોયા કરવાની તૃષ્ણા તો રજમાત્ર ઘટતી નથી. તમને પામ્યાનું સુખ જ મારાથી હવે તો સહન થતું નથી – ઓહ! પણ તમે ક્યાં છો? તમે ક્યાં છો?"

વ્યથાભર્યો અનિલ બાળકની જેમ મમતાપૂર્વક ધીમે ધીમે તેનો એ મ્લાનભાવ ભૂંસી નાખે છે, પ્રેમપૂર્વક તેની સુશ્રુષા કરે છે. હજી

તો શ્યામલીને અત્યંત માયા–મમતાની જરૂર છે. પણ અનિલથી એ થઈ શકતું નથી! જે કરી શકે એમ છે એનું નામ તરતજ એને હોઠે આવી પડે છે. એ આ બધો ભાર સહેજે ઉપાડી શકે એમ છે–પણ એ ય હમણાં તો શક્ય નથી. આ પગલી થોડી પણ સ્વસ્થ ન બને ત્યાં લગી એ શક્ય નથી. એથી જ તો એ દૂર ને દૂર રહે છે. માતા પણ આડમાં રહે છે. પણ થોડા દિવસ પછી તો જરૂર રેવા આ બધો ભાર ઉપાડી નહિ લે શું?–જેમ પોતાનો બધો ભાર લીધો હતો એમ જ! એમ જ, નહિ? રેવાથી એમ નહિ બને શું? શું કામ નહિ? એણે પોતે જ આમ કર્યું હતું. એણે જ આમ ઇચ્છયું હતું–પારકે ઘેર એ નહિ જાય, એમ યે એણે કહ્યું હતું. પણ હજી ય તેના મનના ભાવો એના એ જ રહ્યા હશે? જેણે એને સૌની આગળ લજ્જા અને અપમાનનો અનુભવ કરાવ્યો છે એના જ ઘરમાં આમ ને આમ રહેવાને શું હજી એ ઇચ્છા કરશે? શું કામ એમ ઇચ્છે? કયા સુખની આશાએ?

આ રૂપરમણી રેવા એક દિવસ શું જોઇને આ બદરૂપ અનિલની સાથે–ઓહ! કેવી આશ્ચર્યકથા! અને હજી ય જો એ આમ ને આમ આ ઘરમાં જિંદગી આખી વીતાવવાની ઇચ્છા રાખે તો તો—!! આનાથી મોટું આશ્ચર્ય બીજું શું હોઈ શકે! રેવા! રેવા! આ શું? શું કામ તું આમ સહન કરી રહી છો?

ચોંકી ઊઠી અનિલે તેના મનની ગતિને અટકાવી. લાંબો નિસાસો નાખી ખોળામાં સૂતેલી શ્યામલી તરફ દૃષ્ટિ કરતાં જ તેણે જોયું તો તે તેની તરફ ટગી રહી હતી. દૃષ્ટિ સાથે દૃષ્ટિ મળતાં તે નિઃસીમ આનંદસુખમાં આવી જઈ હસી ઊઠી!

હાય! આ એક હતભાગી જીવ! શું જોવા માટે એ આમ એકીટસે તેના મોં સામે જોઇ રહી હશે? અનિલે કદી એને આ

સ્થિતિમાં પામવાની ઇચ્છા કરી નથી. વિધાતાએ એના જીવનમાં જ્યારે આવો યોગ જોડી દીધો ત્યારે ય એનામાં થોડી માનુષતા આણવા, તેની ઉણપ પૂરી કરવા ઉપરાંત તો બીજી કોઈ ઇચ્છા એની ય ન હતી. એના અંતઃકરણે એની એ ઇચ્છાને ટેકો આપ્યો–અને તે તેની સ્થિતિ સુધારવા આતુર બન્યો. પણ તેણે કદી ય તેને આ પ્રકારે જોવાની તો આશા ન હતી રાખી.

આ તો સાવ વિચિત્ર ઘટના છે. આટલા વખતમાં એને અનિલના મનમાં એવું તે શું લાધી ચૂક્યું? સુરૂપ અનિલ જે ન હતો પામ્યો, તે આ કુરૂપ અનિલ, આ અર્ધમનુષ્ય અર્ધજડ નારી પાસેથી આટલું અઢળક શી રીતે પામી શક્યો? આટલા દિવસ તો શ્યામલીને મન એ કેવળ કલ્પનામય જીવ હતો. પણ એ કલ્પનામાં ને કલ્પનામાં અનિલને તે એટલો બધો પામી ચૂકી હતી કે હવે તેની બાહ્ય ત્રુટિ તેની આંખે સુદ્ધાં પડતી નથી.

અનિલ આ બધું સમજે છે. પણ શ્યામલીમાં મનુષ્યત્વ અથવા નારીત્વનો કશો વિશિષ્ટ આવિષ્કાર ન થતાં, જો તે કેવળ આ એક જ દિશામાં જરા વધારે વેગમાં આગળ ધપી જશે તો કદાચ તેના પ્રાણ પણ ગુમાવી બેસશે – એમ યે તે જુએ છે.

હાય રે અભાગિની! થોડા દિવસ પહેલાં જો આવો અવિષ્કાર થયો હોત તો! અનિલે તો કેટલી બધી રાહ જોઈ હતી? છાતી ચીરાઈ ઊઠવા છતાં તેણે ગમે તેમ કરી મનને વશ રાખ્યું હતું. ક્યાંય તેને ફફડવા દીધું ન હતું–બીજી કશી વાતનો વિચાર સુદ્ધાં કરવા દીધો ન હતો. ભગવાને તેના માથે જે જવાબદારી નાખી છે એને વફાદારીપૂર્વક કેવી રીતે પાર પાડવી, એનો કેવળ એણે સદા-સર્વદા વિચાર કર્યો હતો.

અરે! તેં પોતે જ તો, થોડા જ દિવસ પહેલાં એને ઓળખ્યા

વિના મોં ફેરવી લઈ પાછો ધકેલ્યો હતો ! ત્યાર પછી જ તો એનું આશાતૃષ્ણાભર્યું દિલ, યોગ્ય પ્રણયિનીની પ્રાપ્તિ માટે ઉન્મુખ બન્યું હતું. રેવાનાં રૂપગુણ, તેના હૃદયનો પરિચય – એ બધું તેણે ત્યાર પછી જ યાચ્યું હતું. ને પોતાના હૃદયને સ્વેચ્છાએ એ તરફ વહેવા દીધું હતું. આજે, એથીજ તો, જે રેવાની આગળ તે સમર્પિત બની ચૂક્યો હતો, તેને જ તેણે અત્યંત હાસ્યાસ્પદ દશામાં ફેંકી દીધી હતી. કોણ જાણે રેવા શું વિચારતી હશે, શું શું યાદ કરતી હશે ?

પણ અનિલ ? અનિલ યે હવે શું કરે ! જે અંતર્ સદાનું ચંચળ છે એ જ જો એને અસંયમ તરફ ધકેલે તો પછી એના પાછા વળવાની શી આશા ? અત્યંત વેગવાન નદીનો બંધ તૂટી જતાં ફરી તેને એવો ને એવો બાંધવો શક્ય નથી.

અનિલે શ્યામલીને ઇશારા વડે બેઠી કરી સમજાવ્યું કે "ચાલ, બહાર જઈએ." અનિલને ઊઠતો જોઈ શ્યામલી પણ તરત ઊઠી.

મહિનો એક થયાં અનિલ આ વખતે બહાર નીકળ્યો ન હતો. આટલા દિવસ તેણે શ્યામલીના સાન્નિધ્યમાં અને પોતાની અંતઃસ્થ ચિંતાની કોતરમાં ગાળ્યા હતા. આજે બપોરે તે વરંડામાં જઈ ઊભો રહ્યો. શ્યામલી પણ તેની પાછળ પાછળ અનિચ્છા છતાં ગઈ.

સામે તેની માતાનું રસોડું હતું. અનિલ ઘણા બધા લાંબા સમયથી એ બાજુ ગયો ન હતો. એ બિમારી પછી તો આટલે દૂર આવી શકાય એમ હતું જ નહિ. એવી જરૂર પણ ન હતી. માતા પોતે જ એની પાસે રહેતી હતી. આજે તે એકાએક શ્યામલીને લઈને જઈ પહોંચ્યો. અંદર ઘણીબધી વસ્તુઓ આમ તેમ પડેલી હતી. માતા ન હતી. રેવા એકધ્યાન બની કંઈક કરી રહી હતી.

અનિલ બારણા સામે જઈ ઉભો. રેવા એકદમ ચોંકી પડી. અનિલથી બોલી પડાયું, "હું છું, રેવા ?"

શો સામો જવાબ આપવો તે ન સમજાતાં રેવા સ્તબ્ધ બની ઉભી રહી. તેની આ સ્તબ્ધતા અનિલને માટે તો શ્વાસ રૂંધાવા જેવી ઘટના બની ગઇ. થોડી વાર એમ ને એમ સહન કરી રહી અંદર અંદર તરફડી ઊઠી અનિલે પૂછ્યું, "મા ક્યાં?"

રેવાએ જવાબ આપ્યો, "સામા ખંડમાં છે."

અનિલ પહેલાંની જેમ સહજ ભાવે રેવાની સાથે વાત કરવા ઇચ્છી રહ્યો હતો. તેણે પૂછ્યું, "તો તું એકલી અહીં શું કરે છે ? ચાલ, મા પાસે જઇએ."

"હમણાં એ જ અહીં આવશે."

"રેવા ! તારી સાથે પણ મારે થોડી વાત કરવી છે."

રેવા સ્તબ્ધભાવે બોલી, "બોલો."

"આમ જ ? આમ ને આમ ઊભાં રહીને ! એના કરતાં આ બાજુ આવને ! હં – તું શાથી જે તારું પોતાનું વચન પાળતી નથી ? એ જ પૂછવા હું આવ્યો છું."

રેવાએ ઊંચું જોયું. અનિલની પાછળ ઊભેલી શ્યામલી અવાક્ બની તેના તરફ જોઈ રહી છે, એમ જોઈ રેવાએ પ્રયત્નપૂર્વક પૂછ્યું, "કયું વચન ?"

"તેં મને મદદ કરવાનું કહ્યું હતું, ભૂલી ગઈ ? બોલ–એમ મૂગી રહ્યે નહિ ચાલે."

રેવા મૃદુસ્વરે બોલી, "આપે તો પછી કદી મને મદદ માટે બોલાવી નથી !" શબ્દો હોઠમાં ને હોઠમાં શમી ગયા. પણ રેવા 'તમે'ને બદલે 'આપ' બોલતી થઈ ગઈ છે, એ અનિલના ધ્યાન

બહાર ન રહ્યું. પણ એ વિષે કશું ન બોલતાં તેણે કેવળ જવાબ આપ્યો, "હા, બોલાવી નહિ, એ સાચી વાત. પણ મને તો હતું કે કહ્યા વિના જ તું કરશે."

રેવાએ કશો જવાબ ન આપ્યો.

વળી પાછો અનિલ બોલ્યો, "વારુ, હવે તો ચાલ, તને કહું છું – મને મદદ કર, રેવા. તારી સાથે આનો પરિચય નહિ થાય ત્યાં લગી મારાથી કશું જ થવાનું નથી, રેવા."

રેવા નજર ઊંચી કરી સ્પષ્ટ કંઠે બોલી, "પણ જ્યાં લગી એ સાચા દિલથી ઇચ્છે નહિ ત્યાં લગી કશું થઈ શકે એમ તમે માનો છો?"

"ના – તારે જ પહેલ કરી પ્રયત્ન પણ કરવો પડશે, રેવા. મેં તારી પાસે એ જ આશા રાખી હતી."

રેવા અંદર ને અંદર શરમાઈને લાકડા જેવી બની ગઈ, તો શું અનિલ એમ માનતો હશે કે રેવા દ્વેષને કારણે આમ કરતી હશે? પણ પહેલે દિવસે શ્યામલીના મોં ઉપર તેણે જે કઠોર અસંતોષ જોયો હતો એ શું કેવળ રેવાનો ભ્રમ માત્ર હતો? જો કે, બધો સમય શ્યામલી અનિલની સાથે જ ફર્યા કરે છે ને પડી રહે છે એથી કરીને માએ તેને તેની પાસે જવાની મનાઈ કરી હતી; તેમ છતાં તેણે એનું ઉલ્લંઘન પણ કર્યું હોત, પરંતુ પેલા સંશયને કારણે જ તેણે હિંમત કરી ન હતી. કોણ જાણે અનિલે શું નું શું માની લીધું હશે!

મોંઢી પડેલી રેવાએ કશો જ જવાબ ન આપતાં શ્યામલી ભણી નજર કરી તો તે એકાગ્રપણે તેને જોઈ રહી હતી. હસીને રેવાએ ઇસારો કરી તેને બોલાવી. શ્યામલી પાસે ન આવી, ઊલટી અનિલની આડમાં વધારે સંતાઈ.

અનિલે પણ હસીને કહ્યું, "એટલાથી ગભરાઇ ન જા, જરા વધારે મહેનત કરવી પડશે. આજે નહિ તો કાલે સફળતા મળશે જ."

રેવા શ્યામલીની છેક નજીક આવી ઊભી. અને તેના વીંખા-ચેલા વાળ તથા મેલાં કપડાં ઉપર હાથ ફેરવી તેણે તેને ન્હાઇ ધોઈ સ્વચ્છ બનવાનુ સૂચન કર્યું. પહેલાં તો શ્યામલીનાં ભવાં સંકોચાયાં અને અણગમાની નજરે તે જોઇ રહી પણ થોડી વાર પછી તેણે ખિન્ન દૃષ્ટિએ પોતાની જાત તરફ નજર કરી, રેવાએ ધીમે ધીમે તેનો હાથ પકડી ખેંચી. શ્યામલીએ અનિલ તરફ જોતાં અનિલની પણ સંમતિ છે એમ સમજાતાં અનિચ્છાએ પણ ધીમે ધીમે રેવાની સાથે ચાલવા માંડયું. અનિલ પણ અત્યંત તૃપ્ત બની પોતાના ખંડમાં જઇ પહોંચ્યો.

બેઠો બેઠો તે વિચારી રહ્યો હતો કે–' આને લઈ આવવામાં મેં ઠીક કર્યું છે કે અઠીક? પણ આ સિવાય બીજો ઉપાય યે શો હતો? ભગવાને જ મારા ખભા ઉપર આ ભાર નાખ્યો છે, હું એને તેડી લાવ્યો ન હોત તો બિચારી કયારની મરી ગઇ હોત.

જેનું અહર્નિંશ રટણ કરતાં કરતાં જે મૂક નારી પ્રાણત્યાગ કરી રહી હતી, તેને કેવળ પોતાના જ સુખને કારણે પોતાની પાસે ન આવવા દેવી એવો ખ્યાલ સુદ્ધાં અનિલને માટે અશક્ય હતો. તેને ચોક્કસ લાગ્યું કે પોતે યોગ્ય કર્તવ્ય જ બજાવ્યું હતું. પણ રેવાને વિષે? એને કયાંક પરણાવી દેવાની વાત એનાથી માતાને કે રેવાને કહી કહી શકાવાની નથી જ. કદાચ રેવા તૈયાર થાય પણ–

આ 'પણ' નો કયાંય અંત નથી. અનિલે આ બાબત વધારે વિચાર કરવો માંડી વાળ્યો. અને મનને બીજી દિશામાં વાળ્યું. રેવાએ પોતાના કુટુંબની જ એક બનીને જ્યારે રહેવાનું છે (આમ રહેવું જ પડશે, એવું એણે ક્યારથી નક્કી કરી લીધું હતું એ તો એ જ

જાણે ) ત્યારે તો તેનો એક આત્મીય તરીકેનો પરિચય શ્યામલીને કરાવવો જ રહ્યો. પણ શું એ અનિલથી આટલી દુર ભાગતી રહેશે ? ના–એ પણ અસહ્ય છે. શું કામ એ પહેલાંની જેમ ન વર્તે ? એને પણ શું આમ દૂર–દૂર રહેવાનું ગમતું હશે ? ના, એ પણ શક્ય નથી.

રુમઝુમ કરતી શ્યામલી કપડાં અને ઘરેણાંમાં સજ્જ બની આનંદમાં ને આનંદમાં દોડતી આવી અનિલને ગળે વળગી પડી. અને તેણે રેવાએ પોતાના વાળ કેવા સુંદર ગૂંથી આપ્યા હતા અને સુગંધી ફૂલ એમાં ખોસી આપ્યાં હતાં એનું મૂક રીતે હાવભાવ-પૂર્વક વર્ણન કરતાં કરતાં પોતાનું માથું અનિલના નાક આગળ ધર્યું અને તરત જ સામેના મોટા આયનામાં પોતાની જાતને માથાથી તે પગ સુધી જોઈ લઇ અનિલની સામે એક આસન ઉપર બેસી પડી તે મૃદુ મૃદુ હસી રહી. તેણે કદી પોતાનો આવો ઠાઠ જોયો ન હતો. એથી જ આજે તો તે ભારે આનંદમાં આવી ગઈ હતી.

પરંતુ અનિલ એકદમ જડસડ બની ગયો. કોઈક ભયંકર વજ્ર તેની છાતી ઉપર તૂટી પડયું હોય તેમ તેને કંઈ ભાન સુદ્ધાં ન રહ્યું. આ વસ્ત્ર, આ અલંકાર, આ સુગંધી દ્રવ્યો એક દિવસ કોને માટે આ ઘરમાં આણવામાં આવ્યાં હતાં ! આજે એ જ બધાં કોના દેહને સજાવી રહ્યાં હતાં !!

૨૫

હજી સૂર્યોદય થયો નથી. વહેલી સવારથી અનિલ ઊઠી ગયો છે. બહાર ફરવા જવાની ઇચ્છા છે. એની આ હંમેશની ટેવ માંદો પડયો ત્યારથી ચાલી ગઈ છે. એમ તો ઘણા વખતથી તેને સારૂં છે. પણ ઘરની દિવાલોમાં એ એવો તો ગોંધાઈ ગયો છે કે બહાર નિકળી શકયો નથી. આજે એકાએક તેને બહાર જવાની ઇચ્છા થઈ આવી.

ઊઠયો તો ખરો; પણ હાથ મોં ધોવાની કે કપડાં બદલવાની સ્ફૂર્તિ હજી તેનામાં આવી નથી. ઉપરાંત આટલી વહેલી સવારે ચાની વ્યવસ્થા પણ થઇ શકે એમ નથી, એટલે તો અનિલ ખુરશીમાં પડયો પડયો ઝોકાં ખાવા લાગ્યો. રેવા પણ ઊઠી જઇ કંઈક કામે વળગવા જતી હતી, ત્યાં તો તેણે અનિલને ખુરશીમાં ઝોકાં ખાતો જોયો ને એ ખૂબ જોરથી હસી પડી.

અનિલ એકદમ ચમકી ઉઠી ઊભો થઈ ગયો, અને બારણા તરફ દૃષ્ટિ કરે છે તો ઘરમાંનો કૃત્રિમ દીવો હોલવી નાખી સૂર્યના કિરણોને સાથે લઈ આવતી રેવા સામે ઊભી હતી. એકાએક પ્રકાશ જોઈ અનિલ મૂઢની જેમ જોઈ રહ્યો—સાચે જ આ સૂર્યનો પ્રકાશ

હતો કે બીજા કશાનો, એની ય એને સમજ ન પડી. સાથેસાથ રેવા પહેલાં આ જ રીતે આવતી હતી એમ એને યાદ આવ્યું. ન પગનો અવાજ, ન કશો સળવળાટ. પ્રકાશરેખાની જેમ જ નીરવ પગલે, વેગીલી ગતિએ તે આવતી અને જોતજોતામાં તો આખા ખંડને અજવાળી દેતી.

બધી બારીઓ જલદી જલદી ઉઘાડી નાખી રેવા હસીને બોલી, "અરે, ચમકો છો શું કામ? એ તો હું રેવા. આ સ્વિચ દબાવી એનો અવાજ યે કાને ન પડ્યો? નવાઇની વાત છે!" રેવાના આ કંઠમાં પ્રભાતના પંખીનો કલરવ તથા સુગંધી પુષ્પોના શીતલ સ્પર્શથી મહેકી ઉઠેલા વાયુનો સહચાર હતો.

અનિલ તેના આ હાસ્યનો કશો જ ઉત્તર ન આપી શક્યો, ચૂપચાપ જોતો મૂઢની જેમ ઊભો રહ્યો. આજે કેટલે લાંબે સમયે રેવાએ આ ખંડમાં પ્રવેશ કર્યો હતો!

રેવા દોઢ મહિના પહેલાં કરતી હતી એટલા જ સહજ ભાવે આખો ખંડ વ્યવસ્થિત કરવા લાગી ગઈ. બારી ખોલી નાખી પડદા પર ખેંચી કરી મુલાયમ હાથે જરા ઝાપટી કરી, ટેબલ ઉપરની ચીજો ગોઠવી કરી બોલી, "જરા બાજુના ખંડમાં જાવ તો અહીં કચરો કાઢી નાખું."

અનિલે કશો જવાબ ન આપ્યો. રેવા તેના મોં સામે જોઈ રહી. કંઈ એક વાત તેના હોઠ ઉપર આવી ઊભી, પણ તેણે પ્રયત્ન પૂર્વક દબાવી દઇ ગંભીર મુખે કહ્યું, "હું બહુ બોલ બોલ કરું છું. અહીં બહુ વાત કરવી સારી નહિ. આ ખંડમાં આવવાની યોગ્યતા મારામાં આવવાની હજી વાર છે." આ સહાનુભૂતિભર્યા શબ્દોમાં વિષાદનો પાર ન હતો. પ્રભાતસૂર્ય ઉપર મેઘની છાયા ફરી વળી હતી–પણ એમાં ય અનુપમ સૌંદર્ય વિલસી રહ્યું હતું.

દાસી હાથમાં સાવરણી લઇ ત્યાં આવી પહોંચી. રેવાને વાળતી જોઇ તેણે પૂછ્યું, "આજે તમે આવ્યાં છો, દિદિ?"

"હા–જા, જો તો ચા તૈયાર થઈ કે નહિ?"

"અત્યારમાં ચા! આટલી વહેલી સવારે તો કદી–" એમ બોલતી બોલતી તે ચાલી ગઈ.

રેવા બોલી, "હવે ચા તૈયાર થવામાં છે, તમે મોડું ના કરો. હાથ મોં ધોઈ નાખો."

અનિલે શરીર હલાવી કહ્યુ, "અહીં જ ચા મૂકી જવાનું કહે."

થોડું ફરીને અનિલ પાછો આવ્યો ત્યારે મોડું થઇ ગયું હતું. ચા પીવાના ખંડમાં જઈ જોયું તો વચમાં એક નાનકડું ટેબલ અને બે હલકી ખુરસીઓ પડેલી હતી. ટેબલ ઉપર ચાદાની તથા થોડું ખાવાનું પણ હતું. સુઘડ સંસ્કારી વસ્ત્રોમાં સજ્જ થયેલી સ્યામલી એક ખુરસીમાં બેઠી બેઠી બારણા ભણી નજર કરી રહી છે. અનિ-લને જોતાં જ તેના મોં ઉપર હાસ્ય ઊઠ્યું. તેની ઉત્કંઠાનું કારણ સમજી જઇ અનિલે તેના માથે સ્પર્શ કર્યો અને એક ખુરસી ખેંચી તે તેમાં બેસી પડ્યો. જે સેવાસુશ્રુષાથી અનિલ આટલો સમય વંચિત રહ્યો હતો એ આજે તે પામ્યો હતો ખરો, પણ આટલા દિવસ તે જે સહજ પ્રકારે તેનો સ્વીકાર કરતો આવ્યો હતો એટલા જ સહજ ભાવે હજી લેયા કરવાનો તેનો અધિકાર શું રહ્યો હતો? એણે આ શું કર્યું? ના–આના કરતાં તો રેવા દૂર હતી એ જ સારું હતું. પોતાના સ્વાર્થ ખાતર તે શું રેવાની જરા પણ પરવા નહિ કરે? છિ: છિ:–એ તો માણસાઇ વિનાનું ગણાય!

અન્ય મનસ્ક અનિલને ચમકાવતો કોઈનો કંઠ પાછળથી સંભળાયો–"ચા પી લો. ક્યારની પડી રહી છે–બગડી જશે."

અનિલે ઘણી વારે તેને ઓળખ્યો. એ હતો એક દાસીનો છોકરો વિપિન,

"કેમ અલ્યા, તું કંઈ ?"

છોકરો શરમાઈને માથું નીચું નાખી બોલ્યો, "કાકીમાએ કહ્યું કે, આજથી મારે અહીં ચા આપી જવાની છે."

અનિલે અન્યમનસ્કપણે જ પૂછ્યું, "ખરેખર ? પણ તને આવડશે ?"

"એમ તો હું રોજ જોઉં છું તો ખરો. અને કાકીમા કહેતાં હતાં કે બે દહાડા ટેવ પડશે એટલે આવડી જશે."

અનિલે પૂછ્યું, "કાકીમા ક્યાં છે ?"

"કાકીમા ? એ તો પૂજાના ઓરડામાં ગયાં."

ચા પીવાનું પતી જતાં છોકરો બધું ઉપાડી ગયો. જતાં જતાં ચારે બાજુ ગર્વપૂર્વક નજર કરતો ગયો. આટલા દિવસ તે જહાજની પાછળ વળગાડેલી નાની હોડકીની જેમ તેની માની પાછળ પાછળ ફર્યા કરતો ને કેમ જાણે ઘરમાં પોતે એક ભાર રૂપ હોય એમ અનુભવતો. આજે તેને થતું હતું કે સૌ કોઈ મારો આ દરજ્જો જુવે તો કેવું સારું !

શ્યામલીનું મોં ધીમે ધીમે મ્લાન પડતું જતું હતું. અનિલની નજર પડતાં જ તે સમજી ગયો કે ઘણો બધો સમય થયાં તેણે તેના તરફ મમતાપૂર્વક જોયું ન હતું—એ જ એના દુઃખનું કારણ હશે. અને તેણે પોતાની ઊણપ સુધારી લેવા ખૂબ પ્રયત્ન કર્યો, જો કે એ દિવસે શ્યામલીના મુખ ઉપર હાસ્ય ફૂટતાં ઘણો સમય નીકળી ગયો.

બપોરનું ખાવાનું માતાને રસોડે જ પતાવીને તે બહાર નીકળી ગયો હતો, માતાએ વરંડામાં આવીને જોયું તો શ્યામલી શૂન્ય મને

ત્યાં જ ઊભી હતી. માતાને જોઈ શ્યામલીએ આજે તો માથે ઓઢી લીધું અને ધીમે ધીમે પાસે આવી માથું નીચું નાખી ઊભી રહી. માતા સમજી ગઇ કે સૌની સાથે હળવામળવાની ઇચ્છા વહુમાં જન્મી છે. જરૂર એના સ્વભાવમાં જ કંઇક ભારે ફેરફાર થઈ રહ્યો છે. પણ પોતે એની સાથે કેવી રીતે વર્તવું, તેની તેને સમજ પડી નહિ. શું એ કશું સમજી શકશે? આજે બપોરે માતાએ આરામ લીધો ન હતો એટલે અત્યારે તે લેવા ઇચ્છતી હતી. પરંતુ તેણે જોયું તો વહુ તેની પાછળ પાછળ તેના ખંડમાં આવી રહી હતી અને પોતે ખાટલામાં સૂઈ જતાં તે તેના પગ આગળ જઈ બેઠી હતી. માતાએ તેને બીજી જગાએ બેસવા સૂચન કર્યું પણ તે ત્યાં જ બેસી રહી.

રેવા આવતાં માતા બોલી, "મેઘનાદવધનું બાકી રહ્યું છે તે પૂરું કર તો, રેવા. કંઈ ગમતું નથી."

"હવે અત્યારે વાંચવા બેસશું? વખત નથી, મા."

"તે કંઈ વાંધો નથી, તું તારે થોડું વાંચ."

રેવા માતાના ખાટલા પાસે બેસી કાવ્યપાઠ કરવા લાગી.

કેટલો સમય વીતી ગયો, કંઇ ખબર ન પડી, પણ પાઠક અને શ્રોતા બંને લીન હતાં. શરૂઆતમાં સ્યામલી તરફ નજર પડતાં રેવાનું ધ્યાન એના તરફ ખેંચાયું હતું પણ માતાની હાજરીમાં તે કંઈ બોલી નહિ. અને પછી તો વાંચવામાં ને વાંચવામાં તે તલ્લીન બની ગઈ હતી, એકાએક ચમકીને જોયું તો અનિલ અંદર આવીને ઊભો હતો.

અનિલને જોતાં જ રેવા વાંચતાં વાંચતાં અટકી ગઈ! અનિલ થોડીવાર થયાં આવ્યો હતો. કેવળ શ્યામલીએ જ એને જોયો હતો. આટલો વખત માતા અને રેવાના ભાવ ઉપરથી તે એટલું સમજી

શકી હતી કે કંઈક એવું ચાલે છે કે જે તેના અનુભવથી પર છે. ખરેખર, શું શ્યામલીથી આ જીવનમાં એ અનુભવ નહિ થઇ શકે? શું કોઈ એને એ સમજાવશે પણ નહિ? ઓ રે! કોઈ એને નહિ સમજાવે કે એનામાં હજી શાનો અભાવ છે? આ રૂપસુંદરી તરુણી તરફ નજર પડતાં જ આંખો મુગ્ધ બની ચોંટી જાય છે, પાછી ફરવા સુદ્ધાં ઇચ્છતી નથી. પરંતુ આ દૃષ્ટિસુખ ઉપરાંત બીજું એવું શું છે, આ લોકો એવું તે શું અનુભવે છે કે જેને કારણે રેવાના મોં ઉપર વિવિધ ભાવની રેખાઓ વિલસ્યા કરે છે? આ સ્વામી પણ આવીને એના તરફ મુગ્ધ ભાવે જોતા ઊભા છે! કોણ જાણે એ શો જાદુ હશે! રેવાને એ જુવે છે એ ખરું, પણ એમનું મન ક્યાંક દૂર દૂર વધારે ઊંડાણમાં ઊતરી જઇ કોઈક બીજો જ અનુભવ મસ્ત બની કરી રહ્યું છે. અરે! આ બાજુ જ શ્યામલી છે એટલું સુદ્ધાં એની નજરે પડતું નથી! આ સુંદરી આંખને આંજી નાખે એવા સૌંદર્ય ઉપરાંત પણ એવું તે શું સુખ આપતી હશે, એ શ્યામલી સમજી શકતી નહોતી.

રેવાને વાંચતી અટકી ગયેલી જોઈ માતાએ ઊંચું જોયું. "અનિલ? આવ, બેસ."

માતાના આ શબ્દો સાંભળ્યા એ જ વખતે અનિલની દૃષ્ટિ શ્યામલી ઉપર જઇ પડી. એનું મુખ જોતાં અનિલના દિલમાં કાંટો ભોંકાયો હોય તેવું દુઃખ થયું. જો કે શ્યામલીના મુખ ઉપરની વ્યથા જ તેને માટે જ્ઞાન-પ્રાપ્તિનો એક-માત્ર ઉપાય હતો એમ એ જાણતો હતો. એથી જ સહેજ ખિન્નતાપૂર્વક હસીને તેણે કહ્યું, "પણ બેસું ક્યાં? તું તો ચારે બાજુએ બધું જમાવીને બેઠી છે ને!"

"વાહ, આ બાજુ આવીને બેસ." અનિલના બેસતાં માતાએ કહ્યું, "કેમ રેવા, હવે વાંચવું નથી?"

"આજે બહુ થયું" એમ બોલી રેવા ઉભી થઈ ગઈ. શ્યામલીને સામે બેસાડી આ રીતે વાંચીને પોતાના મનને તૃપ્ત કરવાની રીતમાં પોતે જાણે કંઈક ગુનો કરી રહી હોય, એવું તેને લાગતું હતું. એજ વખતે અનિલ આવી પડતાં તેની શરમનો પાર રહ્યો નહિ.

માતા બોલી, "ઊઠી શું કામ જાય છે ? બેસને."

"સાંજ પડવા આવી." એમ બોલી રેવા ચાલી ગઈ.

મા બોલી, "શરીર આજે ઠીક નથી, માથું બહુ દુખે છે. અત્યારે ય જરા સુવાય તો સૂઈ જવું છે, જા અનિલ, તું ય જા. વહુ ક્યારની બેઠી છે. એનું ય શરીર ક્યાં સારૂં છે ?"

અનિલે ચૂપચાપ ઉઠી ચાલવા માંડયું. એ જાણતો હતો કે શ્યામલી પાછળ પાછળ આવશે. પણ સૌએ આશ્ચર્યપૂર્વક જોયું કે એ ઊઠી નહિ. એટલું જ નહિ પણ માતાની વધારે પાસે જઈ જઈ તેના પગ પર હાથ મૂકી ઉપર માથું મૂક્યું. અને સાથે સાથે આંસુનાં થોડાં બિંદુ પણ ટપકી પડ્યાં.

વહુની વ્યથા સમજી જઈ માતા ઉઠી બેઠી થઈ. આમે ય સામાન્ય સ્ત્રી કરતાં તો તેનું હૃદય અનેકગણું વધારે કોમળ હતું. હતભાગિની વહુને જોતાં આજે તેનું હૃદય દ્રવી ઊઠયું. અને તેને બે હાથ વડે ઉઠાડી, સ્નેહપૂર્વક તેના મોં પર હાથ ફેરવતાં જ શ્યામલી વળી પાછી માતાના પગ આગળ ઢળી પડી. જાણે એ અવ્યક્ત રૂદન દ્વારા કહી રહી હતી–"ઓ રે ! કહો તો મને, શાથી જે તમારા સૌના જેવી હું નથી ?"

ગૃહિણીએ અનિલને બૂમ મારી બોલાવ્યો, પણ જવાબ ન આવતાં તે સમજી ગઈ કે અનિલ તેના ખંડમાં ચાલ્યો ગયો છે. તેણે ચૂપચાપ શ્યામલીના માથા ઉપર આશિર્વાદ આપતી હોય એવી રીતે

હાથ ફેરવ્યા કર્યો. વહુ ઉપરની બધી રીસ એની ધોવાઈ ગઈ હતી.

અનિલે વરંડામાં પહોંચતાં જોયું તો રેવા રેલિંગ પકડીને ઊભી હતી. એને જોઈ તે પાછી ફરતી હતી. ત્યાં જ અનિલ બોલ્યો, "તું અહિં છે ? થોડું વધારે કેમ ન વાંચ્યું ? માને સાંભળવું હતું."

રેવાએ એકવાર અનિલ તરફ દૃષ્ટિ કરી આંખો ઢાળી દીધી. અનિલ પાછો બોલ્યો, " મને શું કામ શરમમાં નાખે છે ? "

રેવા બોલી, "શું કામ મશ્કરી કરો છો ? "

"ત્યાં કોણુ બેઠું હતું. એ તો જોયું હતું ને ? આવી કઠોરતા !"

" ના રેવા. એવું કશું મેં કર્યું નથી. ઉલટો એથી તો એને ફાયદો જ થશે. આવું બધું જોશે તો જ કોઈ દહાડો પુસ્તકમાં શું છે, એ જાણુવાની તેને તાલાવેલી લાગશે. ને ત્યારે જ આપણું કામ સરળ બની જશે. "

કેમ જાણે રેવાની છાતી ઉપરથી પથરો ઊતરી ગયો હોય, એમ તે બોલી, " સાચે જ શું તમને એમ લાગે છે ? "

" હા રેવા. તું એની આગળ વાંચતાં જરાય સંકોચ ન કરીશ. થોડું દુઃખ થાય એનો વાંધો નહિ, તો જ પરિણામ સારૂં આવશે. એટલું જ નહિ—આજે તું મારો ખંડ સાફ કરતી હતી એ મૂઢ બની જોઈ રહી હતી. તને આમ કામ કરતી જોઈને એને પણ કોઈ દહાડો કામ કરવાનું મન થશે. એને સજાવવા કરવામાં જ તારૂં કામ પૂરૂં થાય છે. એમ ન માનીશ. એના કરતાં તારા બધા કામમાં એને સાથે રાખતી રહે. જો જે પછી—તારૂં જોઈ જોઈને એનું સુપ્ત નારિત્વ જાગી ઉઠે છે કે નહિ ? "

રેવાના મોં પર લાલિમા પથરાઈ ગઈ. શરમને દબાવી દઈને એ હસીને બોલી, " પણુ પેલો ખંડ છોડી મારી સાથે ફરતા ફરવાનું એ કબુલ કરશે કે ઉલટી મારા ઉપર એવો તો ગુસ્સો કરશે–"

બોલતાં બોલતાં રેવા અટકી ગઈ.

અનિલ હસીને બોલ્યો, " તો એમ કર. તું જ મારૂં બધું કામ પહેલાંની જેમ કરવા માંડ. અલબત એથી શ્યામલી કરતાં મારા ઉપર વધારે ઉપકાર થશે. પણ તું તો નિષ્કામ ભાવે જ કરશે, નહિ! ઠીક છે. તું એ બધું વિચાર્યા વિના પહેલાંની જેમ બધું કરવા માંડ. એ પછી–કોણ જાણે એ પછી શું થશે." અનિલનું હાસ્ય પોતાના જ હાસ્યમાં શમી ગયું.

રેવા સ્તબ્ધ બની ઉભી રહી. પશ્ચિમ આકાશમાંનો એક સિંદુરિયો મેઘ વરંડામાં એનો પ્રકાશ ઢોળી રહ્યો હતો. રેવાના મુખ, કેશ અને સર્વાંગ ઉપર એ પ્રકાશ જાણે કેન્દ્રિત થયો હતો.

અનિલ મોં ઊંચું કરી, રેવા ભણી જોઈ ધીમુંધીમું બોલ્યો, "સાચે જ મારાથી નથી સમજાતું રેવા–મારા જેવા આ કૃતઘ્ની ઉપર પણ તું શી રીતે—"

રેવા પણ ક્ષણેક અનિલ તરફ જોઈ રહી, ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઈ.

અનિલે જોયું તો શ્યામલી દૂર ઊભો ઊભી નિરવપણે તેના તરફ જોઈ રહી છે. અનિલે પાસે જઈ તેના ખભા ઉપર હાથ મૂક્યો પણ તે હાલી નહિ. આટલે લાંબે સમયે અનિલ તેના તરફ ધ્યાન આપે છે, એને લીધે પણ કદાચ તે ખિન્ન બની હોય. અથવા તો રેવા જે વાંચતી હતી, તેમાં ને તેમાં તેનું મન પરોવાઈ રહ્યું હોય એમ માની અનિલ તેનો હાથ પકડી તેને પોતાના ખંડમાં લઈ ગયો. શ્યામલીએ ગમગીન મુખે જોયું તો અનિલ એક ચિત્રવિચિત્ર વર્ણાક્ષર-વાળું પુસ્તક ઉઘાડી તેની સામે ઊભો હતો. શ્યામલી એ જોતાં વેંત, એકદમ આવેશમાં આવી જઈ એના ઉપર ઝૂકી પડી. અનિલ ઉપરના તેના રોષને ક્ષણવારમાં વિસરી ગઈ.

૨૬

ભારે ધામધૂમ પૂર્વક સલિલનાં લગ્ન પતી ગયાં, આ વખતે બધું માતાની ઇચ્છા પ્રમાણે જ થયું. વહુ સુંદર, શિક્ષિતા, ઉચ્ચકુળની તેમજ ઉમરવાન હતી. લગ્ન પછી થોડા જ સમયમાં વહુને ઘેર તેડી લાવવાનું માતાએ વિચારી રાખ્યું હતું.

આ સમારંભના આનંદમાં ને આનંદમાં સૌના દિવસો સારી રીતે પસાર થયા. શ્યામલી જો કે અર્ધવંચિત હોવા છતાં, આંખે જોઇ જોઇ મુગ્ધ બની જતી. આવો મોટો સમારંભ તેણે કદી જોયો ન હતો. રાતે ગાનતાનની રમઝટ જામતી તે વખતેય તે બેસી રહેતી. સ્ત્રીઓના ટોળાની એક બાજુએ બેઠી બેઠી તે અનિમેષ નેત્રે બધું જોયા કરતી, અનુભવ્યા કરતી, ભોગવ્યા કરતી. કોઇ એની તપાસ કરતું નહિ. સૌ નવી વહુ પાછળ વ્યસ્ત હતું. કેવળ એક જણ એવું હતું, જે હજાર કામની અંદર પણ શ્યામલીને જમવાને સમયે તેની પાસે હાજર થઇ જતું અને ભોજનપાણી માટે તેને ખેંચી જતું. તથા ધામધૂમ જોતાં જોતાં જ્યારે શ્યામલીની આંખો ઢળી પડતી ત્યારે એ આવી પહોંચી તેના માથા નીચે ઉશીકું મૂકી ચાલી જતું. ઉત્સવ પૂરો થતાં સૌ વિખરાઇ ગયું છે, કેવળ શ્યામલી લાંબા

પાથરણા ઉપર એક છેડે પડી પડી ઊંઘે છે—એ પછી એકાએક તે જાગીને જુવે છે તો પોતાના ખંડમાં સ્વામીની પાસે જ એ સૂતેલી છે. ધીમે ધીમે તેને યાદ આવ્યું કે રેવા જ તેને ત્યાંથી ઉઠાવી અહીં સુવાડી ગઈ હતી. અને તે આનંદપૂર્વક પતિને વળગી પડી ઊંઘી જતી. સવારે તે મોડી ઊઠતી અને ઊઠતાંવેંત દોડતી બહાર નીકળતી. રેવા તેને અર્ધે રસ્તે જ પકડી પાડી ખવડાવી કપડાં પહેરાવી કરી તૈયાર કરતી. શ્યામલી નાની બાલિકાની જેમ એટલી વારમાં તો અધીરી બની ઉઠતી અને ભાગાભાગ કરવા લાગી જતી. અલબત્ત, ઉત્સવઆનંદના સર્વોત્તમ તત્ત્વથી તો આ હતભાગિની વંચિત હતી, તેમ છતાં તેના આનંદનો પાર ન હતો. અનિલ એ જોઈ તૃપ્તિ અનુભવતો. પહેલાં તો શ્યામલી સ્વામીને જોતાં વેંત તેનામાં જ લીન બની જતી હતી. એથી તેને બીજી કોઈ દુન્યવી વસ્તુ શીખવવાનું અશક્ય બની ગયું હતું. પણ આ ઉત્સવ તરફ તે જે રીતે ખેંચાઈ રહી હતી, એ જોતાં અનિલને એક પ્રકારની આશા જન્મી હતી. અને તે પોતે પણ નિરાંતે સ્વજનમિત્રોમાં જઈ શકતો થયો હતો.

બીજે એક સ્થળે આવો જ એક ઉત્સવ ચાલી રહેલો છે, એમ અનિલ જોઈ રહ્યો હતો. રેવાના સમસ્ત શરીરમન ઉપર ઉત્સવની રાગિણી મૂર્તિ બની રમી રહી હતી. એ જ્યાં ત્યાં કામમાં દોડી પહોંચતી હતી, કંઇક કેટલાક લોકોની આગતા સ્વાગતા કરતી હતી, આ મોટા સમારંભમાં એ જ તો માતાનો જમણો હાથ બની ગઈ હતી! આમ છતાં અનિલ જોઈ ચૂક્યો હતો કે તેના આનંદનું કેન્દ્ર-સ્થાન ક્યાં હતું. હજાર ઠેકાણે ધ્યાન આપવાનું હોય છતાં અનિલના કોઈ પણ કામમાં રજમાત્ર પણ અનિયમિતતા કે ત્રુટિ તે આવવા દેતી નહિ. અનિલથી રાતે મોડે સુધી જગાતું નહિ, ગમે ત્યારે ગમે ત્યાં તેનાથી જવાતું નહિ, એથી તો એની માતાએ એ બાબતમાં વધારે પડતો આગ્રહ ન કરવાનું સ્વજનમિત્રોને ફરમાવી દીધું હતું.

અનિલ બે ત્રણ કલાક સૈની સાથે મળી કરી વખતસર નિદ્રાસ્નાન-ભોજન માટે આવી રહેતો ત્યારે રેવા હમેશાં બધું તૈયાર કરી ઊભેલી જણાતી જ. એટલું જ નહિ પણ, કેટલીક વાર સાવ અસમયે પણ, તે તેના ખંડમાં જઈ પહોંચતો તો તે જોતો કે રેવા તેની તમામ વસ્તુઓ જાતે લૂછી કરી સાફ કરી ગોઠવી રહી હતી. આટઆટલા કામના બોજામાં પણ તે આ કામ નોકરચાકરના હાથમાં સોંપતી નહિ! વળી અનિલ અને શ્યામલીની ગેરહાજરીનો લાભ લઈ તેણે એ ખંડનું કામ વધારી મૂક્યું હતું—કેવળ ખંડ ગોઠવવાનું અને સાફ કરવાનું તથા પથારીકપડાં ઠીક કરવાનું કામ તેને સંતોષતું ન હતું. વચમાં ઘણો સમય તેણે આ ખંડનું તમામ કામ છોડી દીધું હતું, તેનું સાટું જાણે તે હવે વાળી રહી હતી.

અને રેવા આ બધું કરતાં એટલી તો તન્મય બની જતી કે અનિલ આવી ઊભો રહેતો તોય તેને કશી ખબર પડતી નહિ. એક દિવસ અચાનક રેવાને કામમાં પરોવાયલી જોઈ, એકાએક આંખે-આંખ મળી જતાં અનિલ હસીને બોલ્યો, "ઊભી રહે, માને કહી દઉં છું–તું આમ ચોરી કરે છે તે!"

અનિલને જોતાં જ, આંખેઆંખ મળતાં જ, રેવા એકદમ શરમાઈ ગઈ હતી, એમાં વળી આ મશ્કરી સાંભળી એના મોં ઉપર ગુલાબની લલિમા છવાઈ ગઈ. કંઈ જ બોલ્યા કર્યા વિના કેવળ અનિલ ભણી નજર કરી તે ઉતાવળી ઉતાવળી ત્યાંથી ભાગી ગઈ.

અનિલે આશ્ચર્ય પામી બૂમ મારી, "રેવા! ભાગી શું કામ જાય છે? સાંભળ તો—"

અનિલે મશ્કરીમાં, રેવા સમયની જે ચોરી કરી રહી હતી

તેનો ઉલ્લેખ કર્યો હતો, એટલામાં એણે શું કામ શરમાઈ જવું જોઇએ, એ ન સમજાતાં અનિલ પણ જરા શરમાઈ જઈ તેને પાછી વાળવા તેની પાછળ દોડ્યો; પણ બારણા પાસે જતાં જ ભેટો થયો શ્યામલીનો! તેય કંઇક વિચારમાં ને વિચારમાં આવી રહી હતી. અંનિલને જોતાં તે તેને વળગી ન પડી. એમ ને એમ ઊભેલી જોઈ અનિલે તેને આંખના ઇશારા વડે પાસે બોલાવી. અને ધીમે ધીમે પાસે આવતાં અનિલે તેને પડખે ખેંચી લીધી.

ધીમે ધીમે લગ્નની ધામધૂમ પતી ગઈ. સગાં કુટુંબીઓ ધીમે ધીમે વિદાય લઇ રહ્યાં હતાં. ઘરનો બધો શણગાર–પુષ્પપલ્લવનાં તોરણો સૂકાઈને ધીમે ધીમે ખરી પડતાં હતાં. ધોઈને બધું સાફસુફ કરવાનું કામ ધમધોકાર ચાલી રહ્યું હતું. શ્યામલીને આ બધું ગમતું ન હતું. એટલે એ અન્ય મને ત્યાંથી ચાલી જઈ નવવધૂની પાસે પહોંચી ગઈ. ત્યાંય તેને કંઇ ચેન પડયું નહિ. વહુ કોણ જાણે કેવી રીતે તેના તરફ જોતી હતી! દાસીઓ પણ એના તરફ જોઈ જોઈ કેવુંક હસતી હતી! આમ છતાં તેને વહુનો શણગાર અને તેનું મુખ જોઈ તેની સાથે જરા પરિચય કરવાનું દિલ થયું, પણ વહુએ જરાય વૃત્તિ બતાવી નહિ. શ્યામલી ન જુવે તેમ તે દાસીઓની સાથે સાથે મોં છૂપાવી હસી રહી હતી, એમ શ્યામલી સમજી ગઈ.

મા એટલામાં આવી પહોંચી. શ્યામલીને તેનો હાથ પકડી પોતાના ખંડમાં લઈ ગઈ. એ વખતે માતાનું કરુણાકોમલ મુખ જોઇ શ્યામલી તેના તરફ અત્યંત ઢળી પડી અને ત્યાંથી જરા પણ ખસ્યા કર્યા વિના માતાને કામ કરતી જોઈ રહી. અલબત્ત, મા પોતે ખાસ કંઈ કામ કરતી ન હતી. એના હાથ બીજા જ હતા–રેવા જ ને

આ ઘરમાં રેવા જ બધી વાતમાં, બધા કામમાં કર્તાહર્તા જેવી

હતી! અનિલના ખંડમાં રેવાનો હસ્તસ્પર્શ ન થાય તો બધું ધૂળરાખ થઈ ગયું જ સમજો. રેવા સવારના પહોરમાં આવે નહિ તો શ્યામલીને સવાર થવાની ખબર સુદ્ધાં ભાગ્યે જ પડે. જાણે હજી સૂર્ય જ ઊગ્યો નહિ હોય. અને આવતા જ આખો ખંડ જાણે અજવાળાઈ. જતો. સ્વામીના ભોજન વસ્ત્ર શયન-તમામ બાબતમાં રેવાનો હાથ હોય જ છે, એમ શ્યામલી પણ સમજી ચૂકી હતી. અને પોતાને વિષેય બીજું શું હતું? આ વાળની ટાપટીપ અને કપડાંની સુઘડતા—બધું રેવાને જ આભારી હતું. અરે, ખાવાનું અન્ન અને પીવાનું પાણી સુદ્ધાં તે રેવાને હાથે જ પામતી હતી. એટલું જ નહિ પણ સાસુજી પણ જે તે વાતમાં રેવાના મોં ભણી જ જોઈને બેસે છે—રેવા આ ઘરની સર્વેશ્વરી છે! શ્યામલી દુનિયાદારીનું જ્ઞાન શીખવા ઈચ્છા કરે છે, પણ એય તેણે આ રેવા પાસેથી જ શીખવું રહ્યું. આ રૂપગુણમાં ઐશ્વર્યમયી રેવા તેના જેવી જ એક સ્ત્રી છે-ઉંમર પણ લગભગ સરખી જ છે, પણ ભગવાને એને કેવા અદ્દ્ભુત બનાવી છે! રૂપની વાત દૂર રહી પણ એનામાં તો એવા ગુણ પણ છે– અનિલની જેમ એય પુસ્તક હાથમાં લઈ બેસે છે, ને સૌ એની ઉપર મુગ્ધ બની સાંભળતું બેસી રહે છે. કોણ જાણે, એ તે કઈ શક્તિ હશે?- શ્યામલીને એ વાત સમજાતી નથી. અરે, એ શક્તિ તે દુનિયાના અનેક માનવીમાં હોય એમ જણાય છે, કેવળ શ્યામલીને જ નથી! છતાં, શું રેવા સિવાય બીજે ક્યાંયથી એ શક્તિ પામી શકાય એમ નથી? આ ઉજ્જ્વલ પ્રભામયી રેવાની આગળ શ્યામલી પોતાનું માલિન્ય દિવસે દિવસે અનુભવી કોણ જાણે કેવી બની રહી હતી! ધીમે ધીમે કરતાં રેવાને એ સહન કરી શકતી નથી.

થાકી જઈ શ્યામલી અનિલના અભ્યાસખંડમાં ગઈ. પણ ત્યાં સ્વામી નથી. શયનખંડમાં જઈને જુવે છે તો ત્યાં ય નથી. બહાર વરંડામાં હશે એમ માની ત્યાં પહોંચી. નીચે બગીચામાં અસંખ્ય

ફૂલોની રમત ચાલી રહી છે, પલ્લવોનો બહાર ખીલ્યો છે, સૌરભ ચારે દિશામાં પથરાઈ રહી છે. પણ સામેના આકાશમાં વાદળાં ઊલટી રહ્યા છે અને સૂર્યને ઢાંકી દેવા દોડી રહ્યાં છે, શ્યામલી એ મેઘપુંજ તરફ જોઈ રહી. પણ આજે એમાંય તેનું દિલ ચોંટયું નહિ. પ્રકૃતિને છોડીને તેનું ચિત્ત ઘરના ખૂણે જઈ ભરાયું છે, એ વાત આટલા દિવસેય હજી તેને સમજાઈ નથી!

ધીમે પગલે શયનખંડમાં પાછી આવી જોયું તો રેવા પથારી તૈયાર કરતી હતી. એ એટલી તો તન્મય હતી કે શ્યામલીના આવવાની તેને ખબર પડી નહિ. પેલો નાનો કૉચ-જેના ઉપર અનિલ આવતાંવેંત બેસે છે એને કેવી ઊંડી મમતાપૂર્વક રેવા ફરી ફરી લૂછી રહી છે! આ શું? શ્યામલી અવાક્ બની જોઈ રહી-રેવા ઢીંચણે પડી એ કૉચ ઉપર માથું નાખી બેઠી છે! કેવળ સેવા નથી, કેવળ મમતા નથી-અનિલના સ્પર્શમય કૉચનો પોતે સ્પર્શ કરી એકધ્યાન બની યોગિનીની જેમ અંતરિક્ષમાં કંઈક આપી તથા કંઈક લઈ રેવા ધીમે ધીમે બારણે બહાર નીકળી ગઈ. શ્યામલીની હાજરીની તેને ખબર સુદ્ધાં ન પડી.

શ્યામલી પથારીમાં જઈ સૂઈ ગઈ. તેના અંતરનો મેઘ ધીમે ભેગો થઈ રહ્યો હતો. એમાં એકાએક વીજળીનો ચમકારો થઈ ગયો-કેટલીક પાછલી ઘટનાઓ તેને યાદ આવી ગઈ. સૌથી પ્રથમ-પેલે દિવસે રેવા અને અનિલનો પરસ્પર દૃષ્ટિપાત, પછી એક દિવસ સાસુની પાસેથી ઊઠી રેવા અને અનિલ કોણ જાણે ન કળાય એવા ભાવ પૂર્વક એક બીજાથી વિરુદ્ધ દિશામાં ચાલ્યા ગયાં હતાં તે,-આ પ્રસંગોનું રહસ્ય ન જાણતાં છતાં પણ શ્યામલીનું મન એ સમયે જ ભારે બની ગયું હતું-એ બધું તેને અત્યારે યાદ આવ્યું; આજે તેને એ બધી ઘટના પાછળ કંઈ કેટલું ય રહસ્ય જણાયું આ ઉપરાંત પણ,

અનિલના ખંડમાંથી રેવા લાલ શરમિંદે મોઢે ભાગી ગઈ હતી. એ ય યાદ આવી ગયું. આ બધો ભાવ હવે તેને સમજાઈ રહ્યો હતો. અને તેનું શરીર પથારીમાં પણ અક્કડ બની રહ્યું હતું. એના હાથ પગ જાણે લાકડું બની ગયા હતા.

અનિલે રાતે આવી જોયું તો, શ્યામલી પથારીમાં પડી પડી તડફડ કરી રહી હતી. એણે દુઃખી થઈ કારણ જાણવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ. ઘણે લાંબે સમયે શ્યામલીને તે શાંત કરી શકયો ખરો. પણ મેઘનો અંધાર છેક દૂર થઇ ન શકયો. શ્યામલી છેવટે સ્વામીને વળગી ઊંઘી ગઈ.

શિશિરની વહુને બોલાવવાની વાત તો ઘણા વખતથી ચાલતી હતી. પણ સલિલના લગ્ન પ્રસંગે અનિલે પોતે જ ના પાડી હોઈ એકલો શિશિર જ આવ્યો હતો શ્યામલી અને વીજળીને સાથે જોઈ, આવેલાં કુટુંબીઓ સરખામણી કરે, એ જેટલું સ્વાભાવિક હતું, એટલું જ સ્વાભાવિક એ પણ હતું કે માતાને એ સાભળી સાંભળી સરવા જેવું લાગત—અને એથી જ તો અનિલે એવો પ્રસંગ આવવા જ ન હતો દીધો. હવે એવો કશો ભય નથી. નવવધૂ પણ ઘેર આવી ગઈ છે.

અનિલની ઈચ્છા મુજબ શિશિર તથા વીજળીને સપુત્ર તેડાવવામાં આવ્યાં.

માતાએ વીજળીનો આદરપૂર્વક સત્કાર કર્યો. અલબત્ત, તેને પાસે ખેંચતાં તેણે ભારે સંયમ સાચવ્યો હતો, પણ વીજળીના ખોળામાંના સુકુમાર બાળક ઉપર દૃષ્ટિ પડતાં એનો એ બંધ તૂટી પડયો, જેમ તેમ કરી, માતાએ રેવાના હાથમાંથી ખાવાનું લઈ લઇ તેને વીજળી પાસે ધકેલી દીધી.

રેવાએ વીજળીના ખોળામાંથી બાળકને પોતાના હાથમાં લેતાં જ વીજળી તેના મુખ ભણી જોઈ બોલી, " તમે જ રેવાદિદિ ! "

રેવા સમજી ગઈ કે શિશિરે વાત કરી લાગે છે, પણ કેટલી વાત તે જાણતી હશે, તેની ખબર ન હતી.

" જોતાંવેંત હું ઓળખી ગઈ, દિદિ ! " બોલતાં બોલતાં વીજળીએ રેવાના પગની રજ લઈ પોતાને માથે ચઢાવી.

આ કંઠસ્વર સાંભળતાં જ રેવાનો સંકોચ બધો ચાલ્યો ગયો. તેણે વીજળીનો હાથ પકડી લઈ કહ્યું " આવું શું કરે છે, ભાઈ? "

વીજળી ખડખડાટ હસી પડી બોલી " વાહ ! તમે તો સૌનાં દિદિ છો, એક મારાં જ નહિ બનો ? "

રેવાના મોં પરની લજ્જાની લાલિમા ધીમે ધીમે પાછી જામતી હતી. શિશિર ઉપરના તેના સદ્‌ભાવનો પાર રહ્યો નહિ. તે બોલી. " ચાલો, શ્યામલી પાસે જઈએ. "

" જઈએ છીએ—પહેલાં તમને ધરાઈને જોવા તો દો. તમને જોવા હું કેટલી તલસતી હતી ! તમે અમારાં જેવાં ક્ષુદ્ર માનવી નથી—"

રેવાએ લજ્જાપૂર્વક વીજળીના ગાલે ટપલી મારી પૂછ્યું, " દિદિ સાથે લોકો આમ વાત કરતાં હશે ? "

રેવાના આ પ્રેમપૂર્વકના સ્પર્શથી અત્યંત આનંદમાં આવી જઈ વીજળીએ પોતાના બંને હાથ વડે રેવાનો એક હાથ પકડી લીધો અને બોલી, " તમારા જેવી દિદિ માટે આ કંઈ વધારે નથી. "

" ના—જેને દિદિ ગણતાં હોઈએ એની આગળ આમ પરાયા જેવી વાત કરવી કંઈ સારી ન કહેવાય. "

વીજળી હસી પડી બોલી, 'તો શીખવાડો કેમ બોલવું ?'

" હા કહું છું જ—જો સૌથી પહેલાં તો *ખોકાને માસીને

* ખોકા=પુત્રને માટે લાડભર્યો પ્રયોગ.

'આપ' કહેવાની મના છે; જાણે છે, એથી ખોકાને બહુ માઠું લાગશે ?"

"ના, દિદિ, તમને મારાથી કદી તુંકારો નહિ થઈ શકે—"

"તો ખોકો રીસાઈને ચાલ્યો જાય છે" બોલતાં બોલતાં રેવા બાળકને લઈ ચાલતી થઈ, વીજળી પણ પાછળ પાછળ ચાલી. શિશિરને મોઢે તેણે કર્તવ્યપરાયણા પ્રૌઢ ગાંભીર્યમયી દેવી સમી રેવાની વાત સાંભળી હતી, એને બદલે આજે સ્નેહમયી રૂપસુંદરી તરુણી રેવાને આ રીતે બોલતી જોઈ તેને ભારે આશ્ચર્ય થયું. આનંદનો પણ પાર રહ્યો નહિ.

વીજળી સમજી ગઈ કે રેવા એને શ્યામલી પાસે લઈ જઈ રહી છે. તેણે પુછ્યું, "શ્યામલી શું આપ સાૈની સાથે રહેતી નથી ?"

"રહે છે જ તો. કાલનું એને ઠીક નથી. પથારીમાંથી ઊઠી જ નથી. તાવ બાવ નથી. પણ કંઈ ખબર ચે પડતી નથી. શું થયું છે"

વીજળી દુ:ખપૂર્વક બોલી, "એનું મન જાણવું મુશ્કેલ છે ? મા જ એકલી એને બરાબર ઓળખતી. અનિલબાબુ કદાચ જાણતા–"

"ના, બહારની બિમારી હોય તો તે સમજાત. પણ વચમાં વચમાં એનું મન કંઈ કંઈ ધૂનમાં ઢળી પડે છે—તમને જોઈ આનંદમાં આવી જતાં કદાચ એ દૂર પણ થઇ જાય."

અનિલના ખંડમાં પ્રવેશ કરી વીજળી મુગ્ધદૃષ્ટિએ ચારે તરફ જોઇ રહી. તે આ બંગલાના ઐશ્વર્યથી અંજાઇ ગઇ હતી તેમાં આ ખંડના ઐશ્વર્યે ઉમેરો કર્યો.

રેવાએ જોયું તો શ્યામલી એકલી ખાટલા ઉપર સૂતેલી છે. આંખો દીવાલ ઉપર જકડાઇ ગયેલી છે. મુખ ઉપર અશાંત ઉદ્વેગની રેખાઓ સ્પષ્ટ છે. રેવાએ વીજળીને તેની પાસે જઇ બેસવા સૂચન

કરતાં વીજળીએ પાસે જઈ શ્યામલીના કપાળ ઉપર હાથ મૂકી તેનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કર્યો.

શ્યામલીએ દષ્ટિ ફેરવી. ક્ષણવાર બ્હેન તરફ જોઈ રહી તે ધીમે ધીમે બેઠી પણ થઈ. પણ એના વર્તનમાં ક્યાંય કશો આવેગ ન હતો. જાણે રોજ વીજળી સાથે બેસતી હોય, એવી સ્થિરતા હતી. આજ લગી તો આ મૂકબધિર નારી કોઇપણ ભાવ અત્યંત આવેગ વિના વ્યકત કરી શકતી ન હતી, આજે એને શું થયું હતું? રેવા વિસ્મિત અને દુઃખી બની વિચારી રહી કે અનિલ શાથી આને એકલી મૂકી ચાલ્યો ગયો હશે!

શ્યામલીને કેમે કરી ઉત્સાહમાં ન આણી શકતાં, વીજળી પણ ભોંઠી પડી ગઈ. તેણે મૃદુ કંઠે રેવાને પૂછ્યું, "હંમેશાં શું આમ જ રહે છે?"

"ના."

"તો? અનિલબાબુને બોલાવો ને! કદાચ–"

"હું અ–બોલાવું જ છું. આજલગી તો સૌની સાથે હળતી ભળતી હતી. કોણ જાણે એકાએક–" એમ બોલી રેવાએ બહાર નીકળતાં નીકળતાં વીજળીના બાળકને શ્યામલીની સામે બેસાડતાં જ શ્યામલીના ભાવમાં એકદમ ફેરફાર થયો, જાણે મુગ્ધ અને વિસ્મિત ભાવે તે બાળકને જોઈ રહી. અને તરતજ પથારીમાં બેઠી થઈ તેણે બાળકને પોતાના ખોળામાં લીધો. એ જોતાં જ વીજળી હર્ષમાં આવી જઈ બોલી ઊઠી, "રહેવા દો, દિદિ, અનિલબાબુને તકલીફ આપવાની જરૂર નથી."

"અરે, એ ઓછા ક્યાંય નિરાંતે બેસવાના હતા? હમણાં આવતા જ હશે."

શ્યામલી બાળકને છાતી સાથે વળગાડી વારંવાર ચુંબનોથી

તેનો અભિષેક કરી રહી છે. અને સાથે સાથે અત્યંત આવેગમાં આવી આખા ખંડમાં આમથી તેમ દોડાદોડ કરી રહી છે. બહેનની સાથે આંખ મળતાં એકદમ એની પાસે જઈ હાથ વડે તેનો સ્પર્શ કરી માથું હલાવી સંકેતદ્વારા પૂછવા લાગી કે, 'આ બાળક તમારૂં જ કે? આટલું મોટું થઈ ગયું? કેટલું સુંદર છે?'

વીજળીએ પણ હસીને માથું હલાવી સંકેતમાં જ જવાબ આપ્યો.

બાળક આ અતિશયતાથી ત્રાસી ઊઠી રડવા લાગ્યું હતું, પણ કોની હિંમત કે શ્યામલીના હાથમાંથી એને લે? સ્નેહની ક્ષુધામાં તે તેને પોતાના અંતરમાં શમાવી દેવા અધીરી હતી–ફરી ફરી તે તેને છાતી સાથે જોરથી દબાવી ચુંબનોથી નવરાવી રહી હતી.

અનિલ અંદર દાખલ થતાં જ વીજળી આદરપૂર્વક ઊભી થઈ ગઈ. શ્યામલી અનિલને જોતાં જ એવા તો જોરથી દોડી અને એવા તો ભાવપૂર્વક તેની પાસે જઈ છાતી સાથે વળગાડેલા બાળકને બતાવી રહી કે સ્પષ્ટ એમ સમજાતું હતું કે એને એકલીને આનંદ લૂંટતાં સંતોષ થતો ન હતો, સ્વામી એમાં ભાગ પડાવે તે જોવા તે અત્યંત અધીરી હતી.

અનિલે પણ આનંદપૂર્વક બાળકના ગાલે ટપલી મારી તેને પોતાની પાસે લેવા હાથ લંબાવતાં જ બાળક પોતે જ કૂદકો મારી તેના હાથમાં આવી પડ્યું, જાણે શ્યામલીના હાથમાંથી છૂટતાં તેને ય નિરાંત વળી. પહેલાં તો શ્યામલી પણ તેને સ્વામીના હાથમાં જોઈ આનંદ પામી અને ચારે બાજુ નમીને તેને ચુંબનો કરી રહી, પણ થોડી જ વારમાં અધીરી બની જઈ તેણે બાળકને પાછું પોતાની પાસે ખેંચી લીધું.

અનિલનું ધ્યાન બીજે ક્યાંય ગયું ન હતું, બાળકને રમાડતી વખતેય તેની દૃષ્ટિ શ્યામલી ઉપર જ સ્તબ્ધ હતી. પણ હવે શ્યામલીને સ્વસ્થ અને આનંદમાં જોઈ તેણે બીજે ધ્યાન જવા દીધું. વીજળી સાથે કુશળતાની થોડી વાતો કરી તેને કહ્યું કે, મા તેની રાહ જુવે છે.

રેવા સમજી કે નાસ્તાની તૈયારી થતી હશે. અને બાળકને દૂધ પીવડાવવાનું યાદ આવતાં તેણે નિરુપાય બની અનિલ ભણી જોયું. શ્યામલીના હાથમાંથી અનિલ સિવાય બીજું કોઈ બાળકને લઈ શકે એમ ન હતું.

અનિલના હાથમાં બાળકને આપવામાં શ્યામલીને કશો વાંધો ન હતો. પણ તેને તરત જ સમજાઇ ગયું કે રેવાની પાછળ પાછળ વીજળી પણ જઈ રહી છે અને અનિલ પણ બાળકને લઇ એમની પાછળ જશે જ—અને આવી શંકાનો મનમાં ઉદય થતાં જ શ્યામલીએ અનિલના હાથમાં પણ બાળકને આપ્યું નહિ, એટલું જ નહિ પણ, એક હાથે બાળકને પકડી રાખી, બીજે હાથે તેણે વીજળીને અટકાવી તેનો હાથ પકડી કૉચ ઉપર બેસાડી દીધી. સૌ અવાક્ બની જોઈ રહ્યું હતું. બહેન અને સ્વામીને બે બાજુ બેસાડી શ્યામલી પોતે બાળકને લઈ વચમાં બેસી પડી. મોં ઉપર ઉદ્વેગભરી કઠોરતા હતી – કોઈને અહીંથી જરા પણ ખસવા નહિ દઉં ! ઘડીમાં તે બહેનનો, તો ઘડીકમાં સ્વામીનો હાથ પકડી, તેમને તે પોતા ભણી વધારે નિકટ ખેંચતી હતી. અને તેમ તેમ તેની વ્યગ્રતા પણ વધતી જતી હતી. સ્વામી અને બહેને તેને શાંત પાડવાના હેતુથી તે ઇચ્છે એમ થવા દીધું. રેવા મૂગી મૂગી ત્યાંથી બીજે ચાલી ગઈ.

થોડી વારે અનિલે ચમકીને જોયું તો મા આવી ઊભી હતી.

શ્યામલીએ સ્વામીનો એક હાથ પોતાના હાથમાં જોરથી પકડી વીજળીના બીજા ખભા ઉપર માથું ટેકવી આંખો બંધ કરી રાખી હતી. બાળક રડી રડી ઊંઘવા આવ્યું હતું. શ્યામલીનું મુખ પણ ધીમે ધીમે કોમળ બની રહ્યું હતું. તેની આંખોને ખૂણે આંસુ જામતાં હતાં. અને જોરથી પકડી રાખેલો હાથ પણ ઢીલો પડી જવા આવ્યો હતો.

માતાને જોઇ અનિલ અને વીજળી ઊભાં થઇ ગયાં. શ્યામલી પણ આંખ ઉઘાડી જોઈ રહી. અને ધીમે ધીમે ઊભી થઇ. અનિલે આશ્ચર્યપૂર્વક જોયું તો શ્યામલી ધીમે પગલે સાસુ પાસે ગઈ અને તેણે પોતાના ખોળામાંથી બાળકને માતાના હાથમાં સોંપી દીધું.

શિશિરના બાળકને માતાએ પોતાના ખોળામાં લઇ તેના ગળાનો હાર હલાવી ગંભીર સંયમી મોંએ તેને ચુંબન કર્યું. અને વીજળીનો હાથ પકડી તે એ ખંડમાંથી ચાલી ગઇ. શ્યામલીએ જરા પણ વાંધો લીધો નહિ. ઊલટી પોતે સ્નેહમુગ્ધભાવે સૌની પાછળ પાછળ ચાલી.

અનિલ ચૂપચાપ માથું નીચું નાખી ઊભો રહ્યો. માતાની મૂક વેદના તે પોતાના અંતર્માં અનુભવી રહ્યો હતો.

: ૨૭ :

શિશિરથી હવે બહુ રહેવાય એમ ન હતું. સલિલના લગ્ન વખતે એ આવ્યો હતો, વીજળીની સાથે. આ વખતે આવ્યા પછી પંદર દિવસ પહેલાં પાછા ફરવુંય યોગ્ય ન હતું. આખરે અનિલે જ માતાને સમજાવી કે શિશિરને હવે જવા દેવો જોઈએ.

માતાએ પણ આ થોડા દિવસ બહુ સુખમાં વીતાવ્યા હતા. શ્યામલી અંગેનો ક્ષોભ એણે બહુ સંયમપૂર્વક દબાવી રાખ્યો હતો. બે વહુ અને એક બાળકની સાથે એણે ખૂબ સંસારસુખનો સંતોષ લઈ લીધો હતો. શ્યામલી પણ બહેનના બાળકને એક ક્ષણને માટે પણ પોતાથી અળગું કરતી નહિ. રાતે પણ બાળકની સાથે જ સૂતી. સૌએ આથી સુખ અને સાંત્વન અનુભવ્યું.

વિજળીને વિદાય આપતી વેળાએ સૌને દુઃખ થયું. આંસુ પણ ખર્યાં. કેવળ શ્યામલીને જ વિદાયની ખબર આપવામાં ન હતી આવી. કોણ જાણે એ શીની શી ધમાલ કરી મૂકે! બાળકને કારણે તો એ જરૂર દુઃખી દુઃખી થઇ જશે, એ વાત સૌ જાણતું હતું.

વીજળીએ રડીને રેવાની વિદાય લીધી. તે બોલી "દિદિ, તમને ભૂલી નહિ શકું. તમારે વિષે સાંભળ્યું હતું એના કરતાં અનેક ગણો

વધારે પરિચય થયો. તમે ગમે ત્યાં હો, એ ઘરની હવા પણ અમારે શરીરે લાગતાં અમે ધન્ય થઈશું. કોણ જાણે ભગવાનના કયા શાપે તમે અહીં આવી પડયાં હશો!"

અનિલ જોઈ શક્યો કે, એ સાંભળી માતાએ લાંબો નિસાસો નાખી રેવા ભણીથી પોતાની નજર ફેરવી લીધી હતી.

વીજળીના ચાલ્યા જવાની ખબર શ્યામલીને પડતાં તે એકદમ અધીર બની ઊઠી. શું કરવું તેની સૂઝ ન પડતાં જમીન ઉપર માથું પછાડી હાથ પગ અફાળી ત્યાં ને ત્યાં આળોટી પડી. અનિલની સાંત્વનાથી કશી અસર ન થઈ. ખાધા પીધા વિના તે પડી જ રહી.

અનિલે તેને ઊચકી પથારીમાં સુવાડી દીધી. અને પોતે ક્યારે એને શાંતિ થાય છે એ જોતો એક ખૂણે બેઠો. સાંજ પડી ગઈ હતી. થોડી વારે રેવાએ આવી આંખના અણુસારા વડે જ પૂછ્યું, "એણે કંઈ ખાધું?"

અનિલે માથું હલાવી ના કહી.

રેવાએ શ્યામલી પાસે બેસી તેના માથા ઉપર હાથ ફેરવ્યો. પણ શ્યામલીએ આંખો ન ઉઘાડી. રેવાએ જરા હિંમત કરીને તેના મોંમાં કંઈક ખોસી દીધું. શ્યામલીએ પહેલાં તો એનો કશો વિરોધ ન કર્યો. પણ થોડો જ વારમાં તે બેઠી થઈ ગઈ અને ખંડમાંથી બહાર ચાલી ગઈ. આખું ઘર–ઓરડે ઓરડો, ખૂણે ખૂણો શોધીને તે વીજળી વગેરેને શોધી કાઢવા મથી રહી.

અનિલને સ્તબ્ધ બની બેસી રહેલો જોઈ રેવા બોલી, "એની સાથે જવું હતું ને?"

"ના–એથી કદાચ ઊલટી વધારે છેડાઈ પડે, હમણાં બધું શોધી કરી એની મેળે પાછી આવશે."

રેવા ખાવાની થાળી ભણી ખિન્ન ભાવે જોઈ બોલી, "જરા ખાધું હોત તો ય–"

"મૂકતી જા–પ્રયત્ન કરી જોઇશ."

રેવા હસીને બોલી," આ તો સવારનું પડી રહ્યું છે–હજી લગી તો ખવડાવી ન શકયા! પણ તમારાથી એ કયાંથી બને? જેનું જે કામ–"

અનિલ ઉદાસ ચહેરે બોલ્યો, "ખરી વાત છે–પણ શું થાય?"

"વાહ! કશો રસ્તો નથી? મને બોલાવવી હતી ને?"

"તારે બીજું કંઈ કામ નથી?"

"કામ તો કરીએ ત્યાં લગી ખૂટવાનું જ નથી–" એમ બોલતાં બોલતાં તેણે સવારથી પડી રહેલી થાળી ટેબલ ઉપરથી નીચે મૂકી –જતી વખતે સાથે લઈ જશે, એમ કરી. અને પછી એણે પથારી સાફ કરી, ટેબલ ગોઠવ્યું તથા બીજી બધી રીતે ખંડને વ્યવસ્થિત કરી રેવા થાળી હાથમાં લઈ જવા કરતી હતી તે વખતે અનિલે કહ્યું, "ઠીક–આ બધું કામ કરનાર કોઇ ચાકર નોકર શું આ ઘરમાં નથી?

રેવા હસી પડી બોલી, "ના. શું થાય? માટે જ તો કરવું પડે છે!"

"રેવા, આમાં હસવાનું નથી. હું ખરેખર કહું છું–"

"ભલે–પણ હમણાં રહેવા દો; હમણાં તો મારે–"

"ના, તારે કંઈ કામ નથી. તારું કામ જ અમને અકળાવવાનું છે. એ નહિ ચાલે, રેવા."

રેવા આશ્ચર્ય પામી અનિલ તરફ જોઈ મૃદુ કંઠે બોલી, "શું નહિ ચાલે?"

" તું આમ અમને–ના. તું રાત દિવસ આમ કામ કર્યા કરે એ નહિ ચાલે."

રેવા જાણે સ્તબ્ધ બની ગઈ. ચૂપચાપ અનિલના મુખ ભણી જોઈ રહી શુષ્ક કંઠે બોલી ઊઠી, " હું શું તમને એટલી બધી અકળાવું છું? અઘટતું કરું છું કંઇ?"

રેવાનો આ કંઠસ્વર સાંભળી અનિલે ઊંચું જોયું. રેવાના મોં ઉપર લીલા ચાઠાં બાઝી ગયાં હતાં? આંખોમાં તેમ નથી, દૃષ્ટિ સ્થિર છે, હાથ પગ કંપે છે. તેમ છતાં અનિલ એમ ને એમ બેસી રહ્યો. વીજળીના શબ્દો એના કાનમાં ખટકી રહ્યા હતા–

'કોણ જાણે ભગવાનના કયા શાપે તમે અહીં આવી પડયાં છો!' માતાનો દીર્ઘ નિઃશ્વાસ પણ તેના કાને અથડાતો હતો. જગતના સર્વ શ્રેષ્ઠ સ્થાને જેનું આસન છે, એ રેવાને રાત દિવસ દાસીની જેમ પોતાના ઘરમાં કામ કરતી હવે તે જોઈ શકશે નહિ –બિલકુલ જ નહિ.

અનિલ બોલ્યો, "હા તેં ઘણું અઘટિત કર્યું છે. આજથી આ ખંડનું કામકાજ દાસી કરશે. તું હવે ન કરીશ."

રેવા થોડી વાર એમ ને એમ ઊભી રહી ચૂપચાપ ચાલી જવા કરતી હતી એ જોઈ અનિલ ચમકી ઊઠી બોલ્યો, " રેવા–રેવા! ઊભી રહે. જો, પાછી આવ."

રેવા ઊભી તો રહી પણ તેનાથી ઊભા રહેવાતું ન હતું, એમ તેના પગ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. તો પછી પાછા ફરવાની વાત જ ક્યાં?

" પાછી ફર તો રેવા–જો તો આ બાજુ–જરા સાંભળી લે."

રેવા ત્યાં ઊભી ઊભી જ બોલી. "બોલો."

અનિલ રેવાની સામે જઇ ઊભો અને વ્યથિત મુખે રેવા ભણી

જોઈ બોલ્યો, "બોલ, તને શું લાગ્યું મારી આ વાત સાંભળી? હું તારા ઉપર ચીડાયો છું. એમ જ ને? બોલ–એમ ને એમ ચાલી જાય એ નહિ ચાલે."

પરંતુ રેવા કંઈ બોલી ન શકી.

અનિલ બોલ્યો, "આવ જો આ બાજુ–થોડી વાત હજી કરવાની છે."

રેવા નત મુખે રૂદ્ધ કંઠે બોલી, "ના–મારે જવું જોઈશે."

"ના–આજે તો તારે સાંભળવું જ પડશે."

"તો બોલો અહીં જ–જલદી કરો."

"પહેલાં કહે, તને મારી વાત સાંભળી શું લાગ્યું? મને તારા ઉપર ચીડ ચડી છે, એમ જ ને?"

"હા,"

"સાચે જ તને એવું લાગ્યું? બીજું કંઈ જ તારા મનમાં ન આવ્યું? આટ–આટલો અનુભવ હોવા છતાં તને મારે વિષે આમ જ લાગ્યું? એટલું પણ ન વિચારી જોયું–કે અમારા સુખઆનંદ માટે તારી પાસે રાત દિવસ આમ વૈતરું કરાવતાં મને શું થતું હશે?"

"ના–આપને સુખઆનંદ આપવાને બદલે ઊલટી દુઃખ ચિંતા જ આપી છે."

"દુઃખ ચિંતા, રેવા? હા, એક રીતે એ ખરું છે–એ હવે મારાથી નથી સહેવાતું રેવા."

"આટલા દિવસ તો સહી શક્યા!"

"હા–સહી શક્યો. એટલું જ નહિ, પણ તને અમે અહીં જેમ તેમ કરી ખેંચી લાવ્યા છીએ, એ ય હું ભૂલી શકતો નથી.

પણ માણુસ હમેશાં શું પોતાના જ સ્વાર્થને સર્વસ્વ માની જીવી શકે છે?"

"પોતાનું સુખ ને આનંદ—બસ એટલું જ શું આ દુનિયામાં જોયા કરવાનું છે? એ સિવાય કંઈ નથી?"

અનિલે જોયું–સફેદ પથ્થર ઉપર આકાશની નીલા આભા ધીમે ધીમે પથરાઇ રહી છે. તે રૂઢ ભાવે બોલ્યો, "તું શું બોલે છે, એ તો ધ્યાનમાં રાખ. હું પણ એ જ કહું છું કે કેવળ મારા પોતાના સુખ આનંદને ભૂલી હું ય હવે તારી ભણી જોવા ઇચ્છું છું. રેવા."

"કૃપા કરો મને એ દૃષ્ટિમાંથી બચાવો. મારા સુખ દુઃખને માટે તમારે આટલી ચિંતા કરવાની જરૂર નથી. ખસો, રસ્તો આપો."

"ના–મારા દુઃખ તરફ પણ તું નજર નાખ."

"જે પારકા સુખ પ્રત્યે આટલું આંધળું છે, તેના સુખ અસુખમાં પારકાનું પણ કશું જતું નથી. રસ્તો છોડો, મારે જવું છે."

એકાએક અનિલે રેવાનો હાથ પકડી લઇ કહ્યું, "ઊભી રહે, જરા ઊભી રહે. સાચે જ–સાચે જ શું હું અંધ છું? સાચો સાચ શું આમાં તને સુખ છે? બોલ, રેવા, મોં ફાડી એક વાર બોલી નાખ."

રેવા ચૂપચાપ કંપી રહી. અનિલ તેનો હાથ છોડી દઈ જાણે સ્વપ્નમાં ચોંકી ઊઠયો હોય એમ બોલ્યો, "તો દુનિયા ભલે ગમે તેમ બોલે, મને એમાં દુઃખ નથી. તું તો મને સ્વાર્થરત નથી માનતી......"

રેવા અને અનિલ એકાએક ચોંકી ઊઠયાં. શ્યામલી કયાંકથી દોડતી આવી અનિલની પીઠે વળગી પડી. રખેને એ નીચે તુટી પડે એ બીકે તેણે શ્યામલીને પકડી લઈ પીઠ પાછળથી આગળ લાવી

સામે જોયું તો, તે પહેલાં તો તે બેભાન બની ચૂકી હતી. એના આખા શરીરમાં કંપારી હતી–મુખ મૃત્યુની જેમ ફિક્કું પડી ગયું હતું, આંખો બંધ હતી. અનિલના હાથમાંથી રખેને શ્યામલી પડી જશે એ બીકે રેવાએ પણ તેનું તતુલતું શરીર પકડી લીધું. અને બંને જણુ તેને પથારીમાં સુવાડી દઈ સેવા કરવા લાગી ગયાં.

અનિલ બોલ્યો, "આ જ ભય મને હતો, એનું અહીં આવવું સુફલદાયી થવાને બદલે ઊલટું થયું છે."

રેવા ચૂપ રહી.

થોડો વારે શ્યામલા જાગ્રત થતાં અનિલે તેની પાસે બેસી તેના મુખ ઉપર હાથ ફેરવવા માંડયો. અને તેને સાંત્વન આપવા પ્રયત્ન કર્યો. સ્વામીના મુખ ભણી બેએક વાર નજર કરી ચંચળ બની શ્યામલી આમ તેમ જોવા લાગી, તેની દષ્ટિ સાથે પોતાની પણ દષ્ટિ ફેરવી અનિલ જોવા લાગ્યો. રેવા કયારની ખંડ છોડી ચાલી ગઈ હતી.

શ્યામલીએ શાંત મુખે અનિલની ગોદમાં માથું રાખી, તેના એક હાથને પોતાના બંને હાથે પકડી રાખ્યો અને આંખો મીંચી દીધી. અનિલ તેના બીજા હાથે સ્યામલીના વીખરાયેલા વાળમાં ચૂપ-ચાપ આંગળાં ફેરવતો લાંબો નિસાસો નાખી એમ ને એમ લાંબો સમય બેસી રહ્યો.

૨૮

બે દિવસ સુધી સતત શ્યામલીની પાસે બેસી રહી પ્રેમપૂર્વક તેની સુશ્રુષા કરી અનિલ શ્યામલીના આ આકસ્મિક મનોવિપ્લવને શાંત પાડી શકયો. શ્યામલીના આ અવારનવારના માનસિક તોફાન પાછળ કોઈ ખાસ કારણ હોય છે, એમ અનિલને લાગતું ન હતું. અનેકવાર તેણે શ્યામલીને આવી રીતે દુઃખી થતી જોઈ હતી. પણ વળી પાછી તે તેની મમતાભરી સુશ્રુષા આગળ સ્વસ્થ પણ બની ગઈ હતી. સામાન્ય મનોભાવ પણ વ્યકત કરવાની જેની શકિત નથી, તથા અડધીપડધી ઇન્દ્રિયો દ્વારા જે અડધોપડધો જ અનુભવ કરી શકે છે તેવી આ અર્ધમનુષ્યનારી માટે બીજું શકય પણ શું હોઈ શકે ? એથી જ તો નહિ જેવા કારણે તે સળગી ઊઠે છે, ને વળી પાછી એમ શમી પણ જાય છે. અનિલે એટલું તો જોયું હતું કે તે જ્યારે જ્યારે શ્યામલીથી બહુ લાંબો વખત દૂર રહેતો, ત્યારે ત્યારે તેને આવો ઉપાડો થઇ આવતો. આ વખતે પણ તેણે આ જ પ્રમાણે સમજીને એક લાંબો નિશ્વાસ નાખ્યો—હાય !

આ 'હાય' નો વિસ્તાર કયાં સુધી હતો, એની અનિલને પણ બરોબર ખબર નહોતી. એ 'હાય'નું લક્ષ્ય શ્યામલી, રેવા કે

પોતે જાતે હતો, કે પછી ત્રણે જણ હતાં, એની એને ખબર નહોતી. એ કેવળ એટલું જ જાણતો કે ભગવાને તેની ઉપર કર્તવ્યનો જે ભાર નાખ્યો છે, તેમાં રજ માત્ર પણ ત્રૂટી ન રહે, એટલું જ તેણે જોવું રહ્યું અને તેને થતું કે આ અભાગિની શ્યામલી તેના ઉપર કેટલો ઉન્મત્ત પ્રેમ રાખતી હતી. આથી વધારે તે કશું જ વિચારી શકતો નહિ, વિચારવા ઇચ્છતો પણ નહિ.

વિચારવા એ ઇચ્છતો નહિ, એથી જ કરીને દુનિયાની બધી વિચારણાનો યે અંત આવી જતો હોત તો તો ભારે ગોટાળો થઈ જાત. એને બદલે જેટલા પ્રમાણમાં મુશ્કેલી વધારે એટલા પ્રમાણમાં વિચારવાનું પણ વિશેષ. આટલા દિવસ અનિલના માનસિક રાજ્યમાં એવો કોઈ આઘાત થયો નહોતો કે જેને કારણે તેના વિચાર અને તેની ઇચ્છાઓ વચ્ચે અથડામણ જામે. એથી જ તો આટલા દિવસ સુધી તેની તમામ વિચારણા તેના અંતરમાં શાંત ભાવે વિહરી રહી હતી. પરંતુ હમણાં હમણાં કોણ જાણે તેની સામે એવી કોઈક મૂર્તિ ઊભી થતી હતી કે જેને તે ન ઓળખવા છતાં પણ ચંચળ બની ઊઠતો. રેવાને હવે પોતાથી દૂર રાખવાનો કોઇ જ ઉપાય નથી એમ તે તેના અંતરના ઊંડાણમાં નવી જ રીતે અનુભવી રહ્યો હતો. અને રેવાને પણ એ વાત કહી નાખવા અધીરો બન્યો હતો. પરંતુ રેવાને એ વાત સમજાઇ ગઇ હશે કે નહિ એની એને જાણ ન હતી. પેલે દિવસે અનિલે કેવળ સેવાચાકરી કરી જીવન વેડફી ન નાખવા રેવાને કહ્યું તો હતું ખરું, પણ રેવાએ એની સામે જે ધાંધલ મચાવ્યું હતું તે જોઈ અનિલે વ્યગ્ર અને વ્યથિત બનીને રેવાની ઇચ્છા અનુસાર જ ચાલવાનું કબુલ્યું હતું. પણ એ દિવસ પૂરેપૂરી વાત થઇ શકી નહોતી. શ્યામલી એકાએક વચમાં આવી પડી, અનિલથી કમરે વળગી પડી હતી. અને બંને જણાં વ્યસ્ત બની ઊઠયાં હતાં. અને ત્યાર પછી તો, આ બે દિવસ થયાં તેમનો ફરી

મેળાપ થયો નહોતો. તે દિવસની વાતનો આખરે શો નિકાલ આવ્યો હતો તે જાણવા અનિલ અધીરો હતો. પણ ત્યાર પછી તો રેવા આ ખંડમાં આવી નહોતી. તેના હાથનું કામ આ બે દિવસ થયાં તેની રાહ જોતું અનિલના મોં તરફ ટગી રહ્યું હતું. અનિલ અપરાધી ભાવે ઘડિકમાં એ કામ તરફ, તો ઘડિકમાં બારણા તરફ નજર કરતો. પણ કવચિત દાસી તો કવચિત દાસીનો દીકરો વિપિન નજરે પડતાં. રેવા કદી અનિલના દ્વાર પર દેખાઇ નહિ.

તો રેવા શું સમજી હશે? અનિલે ના પાડી હતી, તે દુઃખી અને લજ્જિત બન્યો હતો, એમ જોઈ શું રેવાએ ત્યાં આવવાનું બંધ કર્યું હશે? પણ એય ઓછી દુઃખી થઈ ન હતી, એ અનિલે પોતે જોયું હતું. છતાં શું તેણે પોતે સ્વેચ્છાએ અનિલ સાથેનો સંબંધ આવી રીતે– અનિલ વધારે ન વિચારી શક્યો. તેના હાથપગ ઝમઝમ કરવા લાગ્યા. અનિલે પોતાના મનને જોરપૂર્વક પકડી રાખવા જતાં શ્યામલીના વિખરાયેલા વાળને જોરથી પકડી લીધા.

શ્યામલી એ વખતે સૂતી સૂતી એક ચિત્તે એક ફોટો જોઈ રહી હતી. સ્વામીનો આ પ્રેમાવેશ જોઈ, જરાક હસી સ્હેજ કૃત્રિમ ક્રોધની રેખા મોં પર આણી, તેણે ભવાં ચઢાવ્યાં – કેમ જાણે કહેતી હોય —'ઓહ! તણાય છે. વાળ શેના ખેંચો છો?'

અનિલે ભોંઠા પડી જઈ વાળ છોડી દીધા. ઉન્માદિની શ્યામલી હસી પડી, ફોટો બાજુએ નાખી દઇ, અનિલના ખોળામાં મોં છૂપાવી દઈ, વાળ તેના પગ સુધી પાથરી દઈ, કેમ જાણે તે કહી રહી – 'આની આ જ માત્ર એક સાર્થકતા છે?"

અનિલ સમજ્યો, આ નિર્વાક્ અને શ્રેષ્ઠ ઇન્દ્રિયહારા જીવ આંતરિક નિવેદન પોતાની આંખે જોતાં જ તેની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં, અને તેણે એક દીર્ઘ નિશ્વાસ વહેતો મૂક્યો.

રેવા તરફ આટલો બધો ઢળી ગયો હોવા છતાં પણ અનિલ પોતાની જાત પર સંયમ રાખી રહ્યો હતો – કારણમાં માત્ર કર્તવ્ય-બુદ્ધિ જ નહિ પણ શ્યામલીનો ઉગ્ર પ્રેમ પણ હતો, જો કે રેવાને જોતાં અનિલનું અંતર આકુલવ્યાકુલ બની ઊઠતું. પણ પોતાના એ ભાવને સ્વચ્છંદે વિહરવા દેતો નહિ. અનિલે રેવાની સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું હતું તે પહેલાં, જે દિવસે ચિરસંયમી રેવા અનિ-લના વર્તનથી આઘાત પામી, અસ્વસ્થ બની જઈ, તેના પગોમાં આળોટી પડી હતી, એ દિવસની વાત શ્યામલીના આવ્યા પછી શું તેને કદી પણ યાદ આવતી નહોતી ? જરૂર આવતી હતી. અને એથી જ તો અનિલનું હૃદય કંપી ઉઠતું. હાથ પગ ઠંડા પડી જતા, શ્વાસ પણ જાણે રૂંધાઈ જતો, અને સામે નજર કરતાં જ શ્યામલી દેખાતી. કેટલી ભયંકર પ્રેમભૂખી બની તે તેના મુખ તરફ જોઈ રહી હતી ! અને એ પ્રેમ-ભાવમાં આ અર્ધોન્માદ નારી પોતાનું જીવન સમર્પી ચૂકી હતી ! ઓ અભાગિની નારી! તને કયાં ખબર છે, કે તું દુનિયાની કેટકેટલી વસ્તુઓથી વંચિત છે ? અનિલ એકદમ સ્વસ્થ બની જઈ, સહાનુભૂતિપૂર્વક તેને પોતાની પાસે ખેંચી લેતો.

રેવાને જે અન્યાય થઈ ચૂકયો હતો, એમાં તો અનિલનો હાથ નહોતો. આજ પૂર્વેની બધી જ ઘટનાઓ જાણે વિધાતાએ જ સરજેલી હતી, કોઈએ ઇચ્છા કરીને તો કશું કર્યું નહોતું, પણ તે દિવસનું વર્તન – અકારણ રેવાને દુ:ખી કરવી – એ વાત કેમે કર્યો અનિલ ભૂલી શકતો નહોતો. રેવા તો શ્યામલીના આવતાં જ દૂર સરકી ગઈ હતી. અનિલ જ તેનું આ દૂરત્વ સહન ન કરી શકતાં તેને પોતાની પાસે ખેંચી લાવ્યો હતો. આજે એણે એને માથે શોકયની વેદના ઢોળી હતી, જે તે કેમે કરી ભૂલી શકતી નહોતી, અને એથી કરીને જ તો અનિલના કહેવા છતાં પણ તે ત્યાં આવતી નહોતી. એનું એ દૂર સરકી જવું, એની એ વ્યથિત મુખમુદ્રા – એ બધાની

આગળ પોતાની વ્યથા કાંઈ હિસાબમાં નહોતી. રેવાના નમેલા મ્લાન મુખની સ્મૃતિ આજે અનિલને સ્પષ્ટપણે કહી રહી હતી કે–પોતાનાં તુચ્છ દુ:ખસુખને આગળ કરી અનિલ રેવાના હ્રદયને સ્પર્શ કરવા જતાં પોતાની જ નિર્દયતા અને મૂર્ખામી વ્યકત કરી રહ્યો હતો.

બે એક દિવસ બાદ અનિલે રેવાને આમતેમ કામ કરતાં જોઈ ખરી, પણ ખાસ કામપૂરતા એક બે શબ્દો ઉપરાંત તે કંઈ બોલી ન હતી, અનિલ પણ તેના મોં ઉપર કોઈ વિશેષ ભાવ જોઈ શકયો ન હતો, કેમ જાણે કંઇ જ બન્યું નથી ? તો શું એ જાણી જોઈને જ આમ દૂર રહેતી હશે ? તો પછી પેલે દિવસે એણે શું કામ જુદો જ ભાવ વ્યકત કર્યો હતો ? અનિલની વિનંતીનો સ્વીકાર કરીને વર્તવાનું તો તેણે સ્વીકાર્યું નહોતું. ઉલટું અનિલની અયોગ્ય માગણીથી દુ:ખી થઈ, તેણે વિરોધ કરતાં કહ્યું હતું કે ‘ જો મારું સુખ તમે ન સમજી શકો, તો તમારી વાત પણ સાંભળવા હું તૈયાર નથી ’ જ્યારે આજે એ જ રેવા એવી રીતે વર્તી રહી હતી, કે જાણે તેના દિલમાં વ્યથાની એક રેખા પણ ન હોય. અનિલે એને જે કહ્યું હતું એની જ અતિશયતા શું રેવા કરી રહી નહોતી? શું અનિલે આવું બધું ઇચ્છયું હતું ? અને આ ઉદાસિનતા ! શું રેવાને દુઃખ નહિ થતું હોય ? કેવળ આજ્ઞાને વશ થઈ, માત્ર કર્તવ્યના ભાનથી જ તે શું જીવી શકાતું હશે ? કયાં, અનિલ તો એમ કરી શકતો નથી! એનું મન તો આવું કંઈ માની લેતું નથી?

તો પછી શી રીતે રેવા આજે આમ સ્વસ્થચિત્તે અનિલની પાસે થઇને પસાર થઈ શકે છે! માણસ કરી તો ઘણું ય શકે છે– પણ આમ રેવાની જેમ ? ના–અનિલથી તો એ કેમે કર્યું સહેવાય એમ નથી, એ પોતે પણ ધીમે ધીમે એ. વાત જાણી ચૂકયો છે.

પણ, સાચેસાચ જ્યારે રેવાની સાથે તેનો મેળાપ થયો, ત્યારે તેણે મનમાં ને મનમાં અનેક વખત ઘૂંટી રાખેલા શબ્દો સુદ્ધાં

તે બોલી શક્યો નહિ. એટલું જ નહિ પણ રેવાની કર્મરત, શાંત મૂર્તિ જોઇ તે શરમાઈ ગયો. તેના મનની વાત જો રેવા જાણી જાય તો કોણ જાણે તે શુંનું શું ધારે? અનિલને આવો છિછરો, કેવળ પોતાના જ સુખમાં રત થયેલો જોઈ, શું એને તિરસ્કાર થયા વિના રહે? ના, હવે બીજું કંઈ જ નહિ, રેવા હવે એની ઇચ્છામાં આવે એમ ભલે વર્તતી. પણ મનનું આ 'પણ' કેમે કર્યું દૂર થતું નથી!

અનિલે પોતાના મનની અંદર અંદર આ બધી મીમાંસા કરતાં એકાએક નજર કરી તો રેવા પોતાનું કામકાજ પતાવી ચાલી જતી હતી. અને તેની સમસ્ત મીમાંસાનો આખરી 'પણ' તેને અસ્વસ્થ બનાવી દઈ રેવાના માર્ગની આડે જઈ ઊભો, "રેવા! તે દિવસની વાતનો તો હજી અંત આવ્યો નથી, આજે પૂરી કરીશું ને?"

રેવા જાણે અસ્વાભાવિક ભાવે ચોંકી પડી ઉભી રહી ગઈ. એનો સંકોચ જોઈ અનિલ અત્યંત આશ્ચર્યમાં પડી ગયો. આ બે દિવસમાં જ રેવા આટલી બધી પરાઇ બની ગઈ હતી! અને રેવાનો આ સંકોચ અનિલને શૂળની જેમ ભોંકાયો.

રેવા ત્રસ્ત સ્વરે બોલી, "પૂરી તો થઇ ગઈ હતી...તમને યાદ નથી." એટલો ટુંકો જવાબ આપી તે ચાલી જવા માગતી હતી. પણ અનિલના આઘાત પામી ફિક્કા બની ગયેલા મોં ઉપર દૃષ્ટિ પડતાં જ એકાએક તેના પગ, તેના અજાણતાં જ અટકી ગયા.

અનિલ એ આઘાત ચૂપચાપ સહન કરી લઈ, રેવા ભણી જોઈ બોલ્યો, "પૂરી થઈ ગઈ હતી? ક્યારે? છેવટે તેં શું નક્કી કર્યું તે તો હું જાણતો નથી."

રેવા જરા વિચાર કરી બોલી, "તમે કહ્યું હતું એ જ બરોબર છે. છેવટે એમજ નક્કી થયું હતું."

"એ શું? મારી તો એથી બરાબર ઉલટી માન્યતા છે. તેં જ તો કહ્યું હતું—"

રેવા અનિલને બોલતો અટકાવી ઉતાવળે બોલી ઊઠી, "એ ગમે તે હો—છેવટે મને લાગ્યું કે તમારી વાત જ બરોબર છે."

પોતાની વાત સાચી પડતાં માણસે જે આત્મશ્રદ્ધા અનુભવવી જોઈએ એવું કશું જ તો અનિલે અનુભવ્યું નહિ, ઉલટો વ્યથિત મુખે તે બોલ્યો, "તો શું મારી જ વાત બરોબર હતી ! એટલે કે તારું કહેવું સાવ ખોટું હતું?"

"મારું કહેવું ? હા, ખોટું જ હતું—"

અનિલ સામે આવી ઉભો રહી બોલ્યો, "આજે એ વાત તારે મન સાવ ખોટી ઠરી છે, એ તો હું પણ સમજું છું. પણ એટલું જ જાણવા ઇચ્છા છે, કે–શાથી? મેં તને જે કાંઈ કહ્યું હતું, એ પછી પણ જે વાત તેં સાચી તરીકે પકડી રાખી હતી—મેં પણ જેનો—જવા દે એ વાત—પણ આ બે દિવસમાં જ એ બધું ખોટું શી રીતે ઠર્યું, એટલું ય શું મને જાણવા નહિ મળે?"

રેવાએ સ્વસ્થપણે જવાબ આપ્યો, "મારે કહેવાનું બધું હું કહી ચૂકી છું."

"હવે કંઈ જ કહેવાનું રહેતું નથી, રેવા?"

"ના."

અનિલને ખબર પણ ન પડે એવી રીતે કેટલોય સમય વહી ગયો. એકાએક રેવાનું આર્ત્તરૂદન સાંભળી તે ચમકી ઊઠયો.

"શું કામ તમે મારી સાથે વાત કરવા આવો છો? તે દિવસેય તમે કશું સમજી ન શકયા? અંધ—તમે સાવ અંધ છો! જુઓ, આને—"

અનિલના પગ પાસે શ્યામલીનો અચેતન દેહ ઢળી રહ્યો હતો. રેવા બંને હાથે પાલવ વડે મોં ઢાંકી દઈ ત્યાંથી ચાલી ગઈ. અનિલ જાણે વજ્ર તૂટી પડયું હોય તેમ સ્યામલીના માથા પાસે બેસી પડયો.

: ૨૯ :

શ્યામલીને વિષે અનિલ એ વાત માની જ ન શક્યો એ તે શું શક્ય છે? એ અર્ધજડ નારી જેની બુદ્ધિ, લાગણી, બધું જ એક બાળકના જેવાં છે, એનામાં નારીત્વનો આવો સૂક્ષ્મભાવ એકાએક પ્રકટે એ તે શું શક્ય છે? એ ઈર્ષ્યા કરવા લાગી છે? ને એ ય કોના ઉપર! જે તેમના કુટુંબમાં કેવળ સૌની સુખદાયિની બનીને મંગળમયી રૂપે નિવાસ કરે છે, જે કેવળ સૌને આપ્યા જ કરે છે, પણ કદી ય કોઈની પાસેથી રજમાત્ર લેવાની ઇચ્છા કરતી નથી, એવી રેવા ઉપર પણ શ્યામલીની ઈર્ષ્યા? એ ય શું સંભવિત છે? આ રેવા ન હોત તો શ્યામલીને પણ એક ઘડીય ન ચાલત. ખાવાપીવામાં, સૂવા રહેવામાં દરેકમાં જે શ્યામલીને પણ સૌની જેમ રેવા ઉપર જ આધાર રાખવો પડે છે, એ જ શ્યામલી એકાએક રેવા ઉપર એટલી હદે ઈર્ષ્યા કરે, કે રેવાએ અનિલને કહેવું પડે— "તમે શું કામ મારી સાથે વાતો કરો છો? તમે કેમ જરાપણ સમજતા નથી?"

સાચે જ અનિલ હજી લગી નારીત્વના આ રહસ્યને સમજી શક્યો નહોતો. શાને કારણે રેવા ઉપર આટલી ઈર્ષ્યા? રેવા સાથે

અનિલનો સંબંધ શો ? રેવાને પણ શ્યામલીના આ વર્તનથી કેટલું દુ:ખ થયું હશે ? કેવી અકલ્પિત ઘટના ! કોણ જાણે રેવા શું નું શું વિચારતી હશે ? અનિલે રેવાનું અપમાન કરવામાં કંઈ બાકી રાખ્યું નહોતું.

વિચારમાં ને વિચારમાં અનિલની દૃષ્ટિ નીચી નમતાં તેણે જોયું તો શ્યામલી તેની બાજુમાં સૂતી સૂતી તેના મોં તરફ એકી ટસે જોઈ રહી હતી. એના મોં અને આંખો ઉપર વેદનાની નીલછાયા એવી તો ગાઢ બની ઊઠી હતી, કે એ તરફ દૃષ્ટિ પડતાં જ અનિલની વિચારમાળા અટકી ગઈ. અનિલ શો વિચાર કરતો હતો, કંઈ વ્યથા તેના આખા હૃદયને ભરી બેઠી હતી, એ જાણે શ્યામલીથી અજાણ્યું નહોતું. આ અર્ધમનુષ્ય શ્યામલી પશુના જેવી જ જેની મનોવૃત્તિ છે, પોતાની પ્રકૃતિથી આગળ જઈ જે રજમાત્ર પણ બુદ્ધિપૂર્વક વિચાર વિચાર કરી શકતી નથી, એનામાં જો આવો વિકાર જન્મે તો અનિલે આટલા બધા ચંચળ બની ઊઠવું શું યોગ્ય ગણાય ? એ જો બુદ્ધિમાન પ્રાણી હોત, તો શું આમ બનત ખરું ? તો તે વિચારશક્તિ દ્વારા જરૂર આ વિકારને દબાવી શકી હોત. પણ ભગવાને જ એનાથી એને વંચિત રાખી હતી. એમાં એનોય શો અપરાધ ? એકવાર ખોટો ખ્યાલ તેને ઝડપી લે પછી બુદ્ધિને જોરે એમાંથી મુકત થવાની શકિત એનામાં છે જ કયાં ?

પણ આ શું ભ્રાન્ત ધારણા હતી ? સાચે જ શું શ્યામલી પશુની જેમ પ્રકૃતિવશ બનીને વર્તી હતી ? શું એમાં કશું જ સાચું નહોતું ? શ્યામલીના આ વર્તનથી અનિલ ઊંડે ઊંડે ઘવાયો હતો. પરંતુ આટલી બધી ચિંતા કરવાનું શું કારણ ? અનિલને કઈ આશંકાએ ભોંઠો પાડી દીધો હતો ? અર્ધમૂર્છિતા શ્યામલીને કારણે ? પણ એમાં એવું આશ્ચર્ય પામવા જેવું શું હતું ? શ્યામલીમાં તો વિચારશકિત

નથી, પણ અનિલને પક્ષે ય ન્યાય હતો? પોતાના મનની વાત અનિલ પોતાની આગળ જ છૂપાવી રહ્યો નહતો? જે સંશયને કારણે શ્યામલી આટલી અધીર બની ઊઠી હતી, તે શું સાવ મિથ્યા હતો? સર્વેન્દ્રિય-સંપન્ન અનિલ પોતાના મનની જે ગૂઢ વાત પોતાથી જ છૂપાવી રહ્યો હતો એ અર્ધેન્દ્રિયવાન, અસંપૂર્ણ નારી શ્યામલીથી અજાણુ ન હતી. તો પછી અનિલ એને શી રીતે દોષિત ગણુતો હતો? એવો તે એનો શો દોષ હતો? ભલે રેવાની બરોબરીમાં ઊભાં રહેવાનો અધિકાર એનામાં ન હોય, વિધાતાએ તેને સામાન્ય સ્ત્રી કરતાં પણુ અનેકગણી ઉતરતી બનાવી હતી, એ વાત સાચી, પણુ એનું અહીંઆં શું? અનિલે સ્વેચ્છાએ, જાતે કરીને એને એ અધિકાર આપ્યો હતો. અનિલે પોતે જ પોતાને સ્વામી તરીકે ઓળખવાનો અને એ પ્રકારે હક્ક ભોગવવાનો અધિકાર એ અયોગ્ય સ્ત્રીને આપ્યો હતો. તો પછી શું કામ શ્યામલી એનો ભોગવટો ન કરે? એ હક્ક ઉપર તરાપ પડતાં શું કામ તે અધીરી ન બને? આ અધિકાર તેની પશુપ્રકૃતિનું લક્ષણુ છે, એમ કહેવું શું યોગ્ય છે? આ ઈર્ષ્યા,–નારીત્વનું આ રહસ્ય શું વિધાતાએ પોતે જ નારીજીવનને આપેલો અભિશાપ નથી? કઈ નારી એમાંથી મુકત છે? શ્યામલીને માટે તો એનાથી પર હોવું શકય જ નથી. ઊલટું, અનિલના અંતરની વાત શ્યામલીએ આમ પકડી પાડી એ એને માટે તો આશ્ચર્યકારક કહેવાય. સામાના હૃદયનો એવો ભાવ જાણી લેવો એટલો સહજ નથી. જે સ્થળે સ્ત્રીસંપૂર્ણ સમર્પણુ કરી દે છે, એ હદે જ્યાં સુધી તેનો પૂર્ણ વિકાસ ન થાય, પ્રેમની એ પ્રચંડ શકિત તેનામાં ન આવે ત્યાં સુધી, તે તેના પ્રેમ-પાત્રના અંતરની બધી વાત સહેજે જાણી શકતી નથી. શ્યામલી હવે જડ, અર્ધોન્માદ જીવ રહ્યો નથી, પણુ સામાન્ય નારીત્વને પદે આવી ઊભી છે—આ ઘટના શું એ જ વાત કહી રહી નથી? અનિલે ધીરે ધીરે શ્યામલીનું માથું પોતાના ખોળામાં લીધું. હાય અભાગિની! તારી આ જાગૃતિની અપેક્ષામાં તો અનિલે અનેક દિવસો વિતાવ્યા

હતા. તે દિવસે શું કામ અનિલને તેં પાછો ધકેલ્યો હતો? તારા સંબંધમાં નિરાશ બનીનેજ શું તેણે જીવનનો બીજો રસ્તો ખોળ્યો નહોતો? આજે તારા આ ભાવપરિવર્તનથી તું જેટલી દુઃખી થઈ છે, અનિલને પણ એટલું જ દુઃખ થયું છે. આથી વધારે, બીજા કોઈનો વિચાર કરવાનો અધિકાર તો એને છે નહિ.

શ્યામલીએ તેનું માથું અનિલના પગ ઉપર નાખ્યું, અને વારંવાર તેમાં આળોટી તે તેની કઈ વ્યથા ચૂપચાપ સ્વામીના આગળ વ્યક્ત કરી રહી હતી, અનિલ એ બરાબર સમજી ગયો. સ્તબ્ધ અનિલ તેના માથા ઉપર હાથ મૂકી મૂગો મૂગો બેસી રહ્યો. શ્યામલીને સાંત્વન આપવા પૂરતું પણ શરીર હલાવવાની તેનામાં શકિત રહી નહોતી.

રડી રડી થાકી જઈ આંખ મોં લૂછી નાખી શ્યામલી સલજ્જ-ભાવે ઊઠી બેઠી થઈ. અનિલ મ્લાન નત મુખે બેઠેલો હતો, એને જોઈ શ્યામલી ચંચળ બની ઊઠી. સ્વામીનો હાથ પકડી તેને બીજી દિશામાં ખેંચી જઈ ફોટા, ફૂલ, ફલ, વગેરે આણી સ્વામીનું ચિત્ત રંજન કર-વાનો તે પ્રયત્ન કરવા લાગી. પણ અનિલનું બેધ્યાનપણું એથી દૂર થયું નહિ. શ્યામલી આખરે બે આંખ છલકાવી સ્વામીની સામે ઢીંચણીએ પડી હાથ જોડી સ્વામીના મોં સામું જોઈ રહી. અવ્યક્ય કંઠે તે જાણે બોલી હતી–" મને ક્ષમા કરો. હું મૂર્ખ છું, પશુ છું, તમારે મને ક્ષમા આપવી રહી. જાણો તો છો, હું કેટલી નિરુપાય છું, શકિતહીન છું. તમારા વિના મારી વ્યથા બીજું કોણ સમજશે?"

અનિલ તેની અવ્યકત ભાષા સમજ્યો. અનુતાપ અને કરુણાથી વિગલિત બની તેણે પત્નીને પાસે ખેંચી લઈ તેના જોડેલા હાથ ખોલી નાખી માથા ઉપર ફેરવવા માંડયા. પણ શ્યામલી હજી શાંત

ન પડી. ઉદ્વિગ્ન નેત્રે સ્વામી ભણી એકીટસે જોઈ રહી, દીન ભાવે જાણે કહી રહી–"ક્ષમા આપી જ છે તો પછી આમ કેમ બેસી રહ્યા છો? શું હજી પૂરેપૂરી ક્ષમા નથી આપી?"

શ્યામલીનો આ દીનતાભર્યો આગ્રહ જોઈ અનિલ પ્રયત્નપૂર્વક મોં પર હાસ્ય આણી પ્રેમપૂર્વક ફોટાની આલ્બમ પોતાના હાથમાં લઈ પાનાં ફેરવવા લાગ્યો અને થોડીવારમાં તેણે શ્યામલીને શાંત પ્રફૂલ્લ બનાવી મૂકી. અનિલે તેને જે કંઈ શીખવાડ્યું હતું તે બધું યાદ કરી જઈ બોલી બતાવવાની ઈચ્છાએ તે માથું હલાવી આંગળીઓ વડે હાવભાવ કરવા લાગી. અનિલ એ જોતો કરુણાથી દ્વિગુણ આર્દ્ર બની બેસી રહ્યો.

અનિલ ચોક્કસ સમજી ગયો કે રેવાને દૂર કર્યા વિના છૂટકો ન હતો. એની સાથે રજ માત્ર પણ સંબંધ રાખ્યે હવે નહિ ચાલે. અને રાખશે તો રોજ રોજ રેવા અને અનિલે પોતે જ શરમાઈ મરી જવા જેવું અનુભવવાનું રહેશે. રેવાનો રસ્તો જ સાચો હતો. અનિલે પોતે પણ એ રસ્તો સ્વીકારવો જોઈશે. એ સાચે જ અંધ હતો–પહેલાંથી તે અત્યાર લગી એને પોતાના અંધત્વનો જ પરિચય થયો છે. પણ હવે એવું પાલવે એમ નથી. હવે એની સામે જે માર્ગ ખુલ્યો હતો એ જ માર્ગ તેને તેના જીવનના લક્ષ્ય સુધી પહોંચાડશે. શ્યામલી અત્યારે એવી કક્ષાએ આવી ઊભી છે કે જો અનિલ તેના તરફ પૂરતું લક્ષ આપે તો, આજે જે અશક્ય લાગે છે એ પણ તે સહેજે કરતી થઈ જાય. અને પોતાના શિક્ષણની બાબતમાં પણ તે પોતે રસપૂર્વક પ્રયત્ન કરતી થઇ જાય.

શ્યામલીને આણ્યા પછી શરૂ શરૂમાં અનિલે જે એકાગ્રતાપૂર્વક તેના શિક્ષણ માટે પ્રયત્ન કર્યો હતો, એ જ પ્રકારે ફરી પોતાના મનને પરોવવા એણે ઈચ્છા કરી ખરી, પણ બે દિવસના પ્રયત્નમાં

જ તેને જણાઈ ગયું કે તેની પેલી અતૂટ શક્તિ હવે રહી ન હતી, અને પોતાની આ અશક્તિનું ભાન થતાં તે વિસ્મયમૂઢ બની ગયો.

પહેલાં કરતાં હવે કામ સરળ થઈ ગયું છે. દુનિયાદારીનું જ્ઞાન પણ શ્યામલીમાં હવે સારી પેઠે આવ્યું છે. થોડા શબ્દો જેમ તેમ બોલી પણ શકે છે. આમ આટલો સુયોગ છતાં અનિલ પોતાના મનનો દુર્યોગ જોઈ કંપી ઊઠે છે. પહેલાંની એકાગ્રતા હવે તેનામાં નથી. શ્યામલી ઉપર તેનો પ્રેમ ઓછો નથી; તેની કરુણાનો પણ પાર નથી. તેને કેળવવા માટે પણ તે આતુર છે, પણ તેમ છતાં તેની બધી શક્તિ આમ કોણે હરી લીધી છે ! શાથી જે એ જ દિવસમાં તે આટલો થાકી ગયો છે ! એક વાર કામ શરૂ કરી દીધા પછી મન વચમાં તૂટી પડે એવો અનુભવ એણે કદી આજ લગી કર્યો નથી. શ્યામલી તેનો આ નૂતન અનુભવ, તેની આ અશક્તિ, આ નિઃસહાયતા આંસુભરી આંખે જોઈ રહે છે.

રેવા હવે આ બાજુ આવતી જ નથી. અનિલને પણ હવે એવી ઈચ્છા નથી. તેમ છતાં કોણ જાણે કોની અપેક્ષાએ તે તેનો ખંડ છોડી બહાર વરંડામાં જઈ ઊભો રહે છે! એકાએક કદીક દોડતો માતાના ખંડમાં જઈ તેના ખોળામાં માથું નાખી પડે છે. મા કંઈ જ પૂછતી કરતો નથી કેવળ મૂગીમૂગી દીકરાના માથા ઉપર હાથ ફેરવી રહે છે. પુત્રને માટે ગર્વ કરવો કે દુઃખ, એ જ એને સમજાય એવું રહ્યું નથી.

રેવા ક્વચિત્ એકાએક આ બાજુ આવી પડે છે તો પોતાનું કામ પતાવી ચાલી જાય છે. કોઈ કશું બોલતું નથી. માતાને કશી ખબર છે કે નહિ, કંઈ કહેવાય નહિ. પણ એય કોઈને કશું પૂછતી નથી. એક દિવસ એકાએક તેને ખબર પડી કે અનિલ શ્યામલીને લઈ દાર્જીલિંગ જવાની તૈયારી કરી રહ્યો છે.

બીજી કશી પંચાત કર્યા વિના તેણે પૂછ્યું, "તારા કામમાં અમે કંઈ આડે આવ્યાં છીએ કે શું, અનિલ ?"

અનિલ ચોંકી ઊઠયો, "આડે ? ના–મા, એમ કેમ બોલે છે ?"

"તો શું કામ ઘર છોડી ભટકવા જાય છે ?"

અનિલે માથું નીચું નાખ્યું. માતાને ખોટી વાત કરી બનાવી જવાની તો તેની શક્તિ ન હતી.

માએ ગંભીર બની કહ્યું, "મારો મમતાનો ભર્યો આ સંસાર–તું જ જો એને છોડી ચાલ્યો જઇશ તો એની કશી કિંમત નહિ રહે, અનિલ. તું શું કામ અકળાય છે ? હું જ કાશીવાસ કરીશ. હું ને રેવા બંને જઇશું. ક્યારની ય મારી તો એજ ઇચ્છા હતી. આ હતભાગીએ જ આજ લગી ના પાડયા કરી."

અનિલ મૂગો રહ્યો. સામી 'ના' પણ કહી શકયો નહિ.

હં–તેણે દૂર થવું જ પડશે. તે પોતાની જ ચંચળતાથી ભય પામવા લાગ્યો, હૃદયમાં કેવો હાહાકાર જાગી ઊઠતો હતો ! શ્યામલીને ભણાવવામાં લીન હોય ત્યારે ય એકાએક તેના હૃદયમાંથી કોણ જાણે કોણ માથું ઊંચું કરી બહાર ડોકાતું હતું ! અને તે રોષપૂર્વક પોતાને જ પૂછતો–"આ જ કે તારા જીવનની સાર્થકતા ? આથી વધારે શું તારા જીવનમાં કશું પ્રાપ્ત કરવા જેવું નથી ? શું કશો રસ્તો નથી ?"

પણ એને શું પ્રાપ્ત કરવું હતું ?—જીવનની સાર્થકતા એ કોને કહેતો હતો એનો જ વિચાર કરતાં કરતાં અનિલ સ્તબ્ધ બની જતો. અંતર્ના તોફાનથી એ જેટલો ડરતો હતો એના કરતાં ય તે વધારે ઢીલો પડી જતો હતો દિલની દુર્બળતાથી. એમાંથી એને કોણ ઉગારે ?

કદીક કદીક તો આખા દિવસને અંતે પણ રેવાનું દર્શન થતું

નહિ. પણ આખો દિવસ કંઈ આશ્રમમાં જ્યાં ત્યાં દોડી જવા માટે તેનું મન કંઈ કંઈ બહાનાં શોધી કાઢતું હતું એની અનિલની હવે સમજ પડવા માંડી હતી. ક્વચિત્ ક્યાંક રેવા નજરે પડતાં તેની કર્મરત મૂર્તિ ભણી જોઈ રહી તેનું મન કોઈ કોઈ વાર તો એવા ગગનભેદી ચિત્કાર કરી ઊઠતું—" ના—ના—ઓ રે–"

આ " ના " નો શો અર્થ થતો હતો એ ધીમે ધીમે સમજાતાં અનિલ ભયભીત બની ઊઠયો. એથી તો એ શ્યામલીને લઈને દૂર દૂર ભાગી જવા ઇચ્છતો હતો.

૩૦

સાંજ પડતાં પહેલાં અનિલ શ્યામલીની સાથે બગીચામાં ગયો હતો. ફૂલ વિષેનું જ્ઞાન આપવાનો તેનો ઉદ્દેશ હતો. જુદા જુદા પ્રકારનાં ફૂલ બતાવી અનિલ તેને વર્ણ, સ્પર્શ, ગંધ વગેરેની વિવિધતા સમજાવી રહ્યો હતો. એ ચાર નામ તો શ્યામલી બોલવા પણ લાગી ગઈ હતી. અનિલની સાધનાનું પરિણામ આવવાની શરૂઆત થઇ ચૂકી હતી. ફૂલ અને પંખીની વાતમાં શ્યામલીનો ઉત્સાહ ઘણો હતો.

સાંજ પડી ગઈ હતી, ભણવાનું પૂરું થતાં શ્યામલી અનિલના મોં ભણી જોઈ રહી તેના ખોળામાં માથું નાખી સૂતી હતી. એકાએક દીર્ઘ નિશ્વાસ સાંભળતાં અનિલે તેના તરફ જોયું, તો વિષાદ અને વેદનાભરેલી આંખે શ્યામલી તેના તરફ જોઈ રહી હતી. સંધ્યાના અસ્પષ્ટ પ્રકાશમાં પણ એ દીનતા જોઈ અનિલ સમજી ગયો કે તે બધું સમજતી હતી. અને તેનાથી એ દૃષ્ટિ ન સહેવાતાં તેણે નજર ફેરવી લીધી. પણ શ્યામલી એથી રીસાઇ કે ચીડાઇ નહિ. કદાચ તેની આંખો ભીની થઈ હશે, પણ તે ય રીસને કારણે તો નહિ જ. હવે તે પોતાના ઉપરાંત અનિલનો પણ વિચાર કરતી થઇ હતી.

આજનો તેનો દીર્ઘ નિશ્વાસ, તેનો અશ્રુસંચય પોતાને કારણે ન હતો. સ્વામીના મહિમાવાન મુખ તરફ જોઈ જોઈ આજે આ તોફાની પશુ પોતાની જાતને ભૂલી જવા મથતું હતું. એથી જ તો અનિલે પોતાની લાગણી છૂપાવવા માટે મોં ફેરવી લીધું હોવા છતાં તેને રીસ ચઢી નહિ. ધીમે ધીમે માથું પગ ઉપર નાખી હોઠ અને આંખો વડે સ્પર્શ કરી આંખો બંધ કરી દીધી. કેમ જાણે શ્યામલી મૂક ચૂંબનો વડે તેના દેવતાની પૂજા કરી રહી !

અનિલ એમ ને એમ સ્તબ્ધ બની બેસી રહ્યો. પારાવાર રૂપગંધ-શબ્દસ્પર્શનો ઓઘ સામે હોવા છતાં તેનો આનંદ અનુભવ ન કરી શકતાં, શિક્ષણના જ ખ્યાલમાં ડુબેલો અનિલ અત્યંત શ્રાન્તભાવે પડી રહ્યો. અને એથી શ્યામલીની મૂક વેદના જોયા છતાં પણ તેને કંઇ સાંત્વન આપી ન શક્યો.

થોડે વારે અનિલે જોયું તો શ્યામલી ઊંઘી ગઈ હતી. ચોપાસનો અંધકાર અત્યંત ગાઢ બની ચૂક્યો હતો. પ્રકૃતિ આ બધો સમય નીરવભાવે અનિલને ચારે બાજુથી વીંટળાને પડી હતી, હવે જાણે એ નીરવતા ઉપર અંધકારનો પડદો પથરાઈ ગયો હતો. અનિલ જાણે કશું જ સાંભળતો ન હતો. શબ્દમયી પ્રકૃતિની સર્વોત્તમ વસ્તુઓથી તે જાણે આખા જીવન માટે વંચિત બની ગયો. જાણે આજે એ અંધ પણ બની ગયો ! એમ ના હોત તો આજે એ આમ મૂક જગતમાં વાસ કરી રહ્યો ન હોત. જે માર્ગે અનિલ: જઇ રહ્યો હતો એ તો શબ્દહીન, રૂપહીન, પ્રકાશહીન અંધ ગૂફાનો માર્ગ હતો. આ જીવનમાં તો એમાંથી નીકળવાનો માર્ગ ન હતો.

એકાએક ચમકી ઊઠી અનિલે જોયું તો પોતે ઊંઘતી શ્યામલીને છોડી બીજી જ દિશામાં ચાલ્યો આવ્યો હતો. પાછા ફરવાની ઇચ્છા કરે એ પહેલાં જ જુવે છે તો રેવા તેની સામે બગીચાનો અંધારો ભાગ વટાવી પ્રકાશ ભણી આવી રહી હતી.

રેવા ? આટલે વખતે એકલી અહીં ?–ઘણુ એવું બધું વિચારવા જેટલો સમય ન હતો. તે કેવળ ચૂપચાપ જોઈ રહ્યો. જગત પ્રકાશ–હીન અંધ ગુફા જ નથી. છે, છે–પ્રકાશ, વાયુ, આશા, આનંદ, મુક્તિ અનેક ચીજો છે !

રેવા જ પહેલાં બોલી ઊઠી, " તમે અહીં ? હું તમારી પાસે જ આવતી હતી. "

એની પાસે ? અનિલની પાસે ? આજે એકાએક આવું પરિવર્તન ક્યાંથી ? શું કામ આજે તો અનિલને શોધી રહી હતી ?–– આવા બધા પ્રશ્નો અનિલના મનમાં જાગે એટલો સમય જ ક્યાં હતો ? એ કેવળ કાને સાંભળી રહ્યો હતો, આંખે જોઈ રહ્યો હતો, તન્મય બની તે ઊભો રહ્યો.

રેવા અનિલને નિરુત્તર જોઈ વળી બોલી, " શ્યામલી ક્યાં ? એની પાસે ચાલો. મારે થોડીક વાત કરવાની છે. "

" એ ઊંઘે છે, અહીં જ બોલ. " વધારે બોલવાની અનિલમાં શક્તિ ન હતી.

" ના, વાતો કરવાથી તો એની ઊંઘ ઉડી જવાની નથી. એની પાસે જ ચાલો. "

અનિલ ચૂપચાપ એ બાજુ ચાલ્યો. રેવા પાછળ પાછળ ચાલી.

ઊંઘતી રેવાની પાસેના એક બાંકડા ઉપર બેસી પડી અનિલ રેવાની વાત સાભળવા આતુર બની રહ્યો.

" કેવો અંધકાર ! " અંધકારની છાયામૂર્તિ સમી રેવાનો આ સ્વર જાણે કોઈ બીજી જ દુનિયામાંથી આવી રહ્યો હતો. એમાં જાણે પૂંજીભૂત વેદના વહી રહી હતી. ક્ષણવારમાં અનિલની શુષ્ક નીરસ આંખો, હૃદય તથા કંઠ ઉપર કોઈ એક મોજું આવી અથડાઈ રહ્યું.

રૂંધાયેલા કંઠે અનિલ બોલ્યો, "હા, રેવા અંધકાર પણ પછી—?"

"કહું છું.' રેવાએ જાણે શ્વાસ ખાધો. કેટલીકવાર અસ્વસ્થ પણે નિશ્વાસ નાખી થોડી વારે પ્રમાણમાં સ્વસ્થ બની બોલી. "શ્યામલ બહુ જ ઊંઘમાં છે? ઉઠાડશું એને?"

"ના, તું તારે બોલ."

"મા કાશી જઈ રહ્યાં છે, જાણો છો ને?"

"હાં"

"તમે શું એમને જવા દેશો?"

અનિલ થોડીવાર મૂંગો રહી બોલ્યો, "હા."

"શું કામ? શું કામ એમણે એમનો મમતાભર્યો સંસાર છોડી-તમને સૌને છોડી કાશીવાસ કરવા જેવું પડે?"

"મારે કારણે."

"તમારે કારણે? ખોટી વાત! મને ખબર છે શું કામ જાય છે. પણ એ સિવાય શું બીજો કોઈ રસ્તો નથી?"

"ના."

"છે, અને એથી જ તો તમને કહેવા આવી છું. તમે શું ભૂલી ગયા છો કે મારે સગાંવહાલાં હજી છે—મારે હજી આશ્રયસ્થાન છે?"

આકાશમાં એ વખતે ધીમે ધીમે ચંદ્રોદય થઇ રહ્યો હતો. અનિલ એકીટસે એ તરફ જોઈ રહ્યો છે, એમ જોઈ રેવા ઉઠી ઉભી થઇ ગઈ. બોલી, "આજકાલમાં જ તૈયારી કરજો. માની ધમાલ જોતાં તો લાગે છે કે તેઓ જલદી નીકળી જવા માગે છે. હું એ પહેલાં જ જવા ઈચ્છું છું."

ચંદ્રોદય તરફથી મોં ફેરવી લઇ અનિલ મૂઢની જેમ રેવા ભણી જોઇ રહ્યો. ધીમા અવાજે બોલ્યો, "ક્યાં જવા ઇચ્છે છે, રેવા? ક્યાં?"

અનિલના મૂર્ખ છતાં વિહ્વલ પ્રશ્નથી રેવા માથાથી તે પગ સુધી કંપી ઊઠી. અનિલનો કંઠસ્વર જાણે ચારે દિશામાં ભળી જઈ એજ ભાવે ફરી ફરી બોલી રહ્યો હતો—' ક્યાં ? ક્યાં ? '

થોડી વારે ઘણા પ્રયત્ન પછી રેવા ભાંગેલા કંઠે ધીમે ધીમે બોલી, " ત્યાં તો બાપુ છે, સાધુ મહારાજ છે, મોટા મહારાજ યે છે. ત્રણમાંથી કોઈક તો જીવતું હશે જ. એમણે તો મને કહી જ રાખ્યું છે. ભૂલી ગયા, તે દિવસે એમણે કહ્યું હતું–"

રેવા એકદમ અટકી ગઈ. અનિલ પણ સ્વસ્થ બની ધીમે ધીમે બોલ્યો, " જે દિવસે દુનિયા તને ન ઇચ્છે તે દિવસે ત્યાં જવાનું તને કહ્યું છે, એ હું જાણું છું. પણ રેવા, મા ?–માને તો તું ભૂલી જ જાય છે ! એ તો તને હમેશાં સાથે જ રાખવા ઇચ્છે છે. "

અત્યંત રૂંધાયેલા કંઠે રેવા બોલી, " પણ તમને સૌને છોડી એમનો આ સંસાર છોડી તેઓ વનવાસ કરવા જાય એમ હું થવા દઈશ નહિ. "

" હું જ ક્યાંક બીજે ચાલ્યો જવા ઇચ્છું છું, રેવા ?"

" ના. એ તો એમના પોતાના વનવાસ કરતાં ય વધારે કઠોર થશે, મારા પિતા પાસે પેલી હિમાલયની ઝૂંપડીમાં હું જ ચાલી જઈશ. એમાં આટલો બધો વિચાર કરવા જેવો શો છે ? "

સ્વચ્છ ચંદ્ર પ્રકાશમાં રેવા ભણી જોઈ અનિલે જવાબ આપ્યો, " કશો નથી–પણ–તારાથી જવાશે રેવા ? "

અનિલ પૂરૂં બોલી રહે એ પહેલાં જ રેવાએ વ્યગ્રતાપૂર્વક માથું હલાવ્યું, " હા, શું કામ નહિ જવાય ? જરૂર જવાશે. "

પણ અનિલ એના તરફ ધ્યાન આપ્યા વિનાજ બોલવા લાગ્યો, " તારૂં આ ઘર છોડી જઈ શકીશ, તું ? "

રેવા લાકડું બની બેસી રહી. તેના મોં તરફ જોઈ જોઈ અત્યંત

અસ્વસ્થ બની ઉઠી અનિલ બોલ્યો, “ મને છોડીને-તારી માને છોડી નેય તું જઈ શકીશ, રેવા ? ”

રેવાએ બંને હાથે મોં ઢાંકી દીધું. તેના અત્યંત કંપી રહેલા દેહ તરફ અનિમેષ નયને જોતો અનિલ સ્તબ્ધ બની બેસી રહ્યો.

રેવા આખરે રૂંધાયેલે કંઠે બોલી “ ભૂલી ગયા શું—હું તો કૃષ્ણાની બેન છું ? એનાથી શું ન હતું બન્યું ! તેનાં મા—બાપ અમને સૌને છોડીને શું એણે જવું ન પડયું ? ”

“ ગઈ ખરી, પણ જેમનું ભલું કરવા એ ગઈ એમનું ભલું થયું ખરું ? ”

“ પણ મારા જવાથી થશે. ”

“ ના—ના—નહિ થાય. તું અહીં છે એ ખ્યાલે જે કંઈ મારાથી બનશે, એમાંનું કશું તારા ચાલ્યા જતાં નહિ બને. તું રહે છે એમ ને એમ રહે. કયાંય જઈશ નહિ. સાંભળ, મને જ શ્યામલીને લઈ દૂર ચાલ્યો જવા દે. તું આ ઘરમાં જ રહે, રેવા. ”

“ના, આ ઘર હવે મારું ઘર નથી રહ્યું. મારું ઘર પેલું પેલું–” બોલતાં બોલતાં રેવાનો કંઠ રૂંધાયો. તેમ છતાં તે જેમ તેમ કરી મોટેથી બોલી, “ મને મારાં આત્મીયજન પાસે પાછી જવા દો. એમને માટે આજે મારો પ્રાણ રડી રહ્યો છે. કૃષ્ણાની સાથે મારાં માબાપની સાથે એમનાથી દૂર હવે મારાથી નથી રહેવાનું. ”

“ હા, ખરી વાત છે, તારાં આત્મીયજનો એ જ છે; તારું ઘર પણ, તું જ્યાંથી આવી તે જ છે. બોલ, આજે જ પાછી જવા ઇચ્છે છે, રેવા ? ”

“ હા. ” અને જ્યોત્સ્નારાતે એકાએક વીજળી ચમકી ઊઠે તેમ ફિક્કા હાસ્યપૂર્વક રેવા બોલી, “ હિમાલયની પુત્રી હિમાલયમાં પાછી ફરે એમાં દુઃખ કરવા જેવું શું છે, કહો તો ? ”

અનિલ મૂગો રહ્યો. રેવા પણ નીચે મોંએ સ્તબ્ધ બની થોડી વાર બેસી રહી અને પછી એકદમ ચમકી ઊઠી ધ્રૂજતી ધ્રૂજતી જવા લાગી.

અનિલે ઉન્માદમાં આવી જોરપૂર્વક તેને પકડી લીધી. "ના, ના, એ તારું ઘર નથી. એ પાષાણુ સાથે, એ બરફ સાથે તારે શું છે? આ જ તારું ઘર છે, અહીં જ તારે રહેવું પડશે. હા, આમ ને આમ..પણુ તારે રહેવું પડશે."

અનિલનો ચિત્કાર સાંભળી રેવા ગભરાઈ ઊઠી. પોતે સ્વસ્થતા ધારણુ કરી એક હાથ અનિલના ખભા ઉપર મૂકી ત્રસ્ત સ્વરે બોલી, "શું કરો છો?--રહો, રહો, ઠંડા પડો જરા."

પોતાના ઉન્માદ ઉછ્વાસ જોઈ, પોતાનો જ અસંયમી કંઠ સાંભળી અનિલ ચમકી ઊઠ્યો હતો. રેવાના સ્પર્શે વધારે ભાનમાં આવતાં તે નીચે મોંએ ઊભો રહ્યો.

રેવા મૃદુ કંઠે બોલી, "બેસો."

અનિલ ત્યાંજ બેસી પડ્યો.

"જરા બરાબર વિચાર કરી જુઓ, શું કરવું યોગ્ય છે.?"

અનિલે પણુ શાંતભાવે ઉત્તર આપવા પ્રયત્ન કર્યો પણુ તેનો આખો દેહ હજી કંપી રહ્યો હતો એટલે તેનો કંઠ પણુ ભાંગેલો બહાર નીકળ્યો—"વિચાર કરી જોયો છે પણુ આવો નહિ, રેવા. આટલું ભારે સાહસ કરી શકું એમ નથી. તું પણુ એવું ન કર. એના કરતાં—"

રેવા એકદમ બોલી ઊઠી, "શું કરો છો! શ્યામલી કેવી રીતે જોઇ રહી છે, જોતા નથી!"

અનિલે જોયું–આસન ઉપર પડી પડી શ્યામલી એકાગ્રભાવે જોઈ રહી છે. ભાનમાં છે કે નહિ, કંઈ સમજાતું નથી.

"જાઓ, શ્યામલી પાસે જઈ જુઓ. શું કરે છે એ."

પણુ અનિલ જરા ય હાલ્યો નહિ–જડ પથ્થરની મૂર્તિની જેમ તે કેવળ તેના તરફ જોતો ઊભો રહ્યો. રેવા દોડતી શ્યામલી પાસે

પહોંચી ગઈ અને બેઉ હાથમાં તેનું મોં ઊંચકી લઈ બોલી, " શ્યામલી ! શ્યામા ! "

શ્યામલીએ ધીમે ધીમે રેવાના હાથમાંથી પોતાનું મોં ખસેડી લઇ પોતાના જ બે હાથે પોતાનું મોં ઢાંકી દીધું.

વ્યથિત રેવા તેની પાસે બેસી પડી બોલી, " શ્યામા ! આજે હવે આમ ન કરીશ. મોં ઉઘાડ, ઉઠ. આજે તું મારું સાંભળ. તારે આજે તો મારી વાત સમજવી પડશે. ઉઠ શ્યામા–ઉઠ. "

શ્યામલી ઊઠી નહિ. રેવા અત્યંત વ્યાકુળ બની તેને પકડી ખેંચાખેંચ કરી રહી હતી. જોર કરી પોતાને રેવાના પાશમાંથી છોડાવી લઇ શ્યામલી ઉભડક ઢળી પડી. તેના કંઠમાંથી ચીડ કે વેદનાનો–શાનો અસ્પષ્ટ ગોં ગોં અવાજ નીકળી રહ્યો હતો તે સમજાયું નહિ. વ્યથા અને લજ્જાથી લીલી પડી જઈ રેવા મૂગી મૂગી તેના ભણી જોતી ઊભી રહી.

જોરથી નિસાસો નાખી અનિલ ઊભો થઈ ગયો. " ચાલ, આજે જ તને હરિદ્વાર મોકલવાની ગોઠવણ કરી નાખું છું. "

" આજે જ ? આટલી રાતે ? ! "

" હા–હમણાં જ. "

રેવા સ્તબ્ધ ભાવે બોલી, " મા ન જાણે એમ ? "

" હા. "

અનિલ બગીચામાંથી બહાર જવા કરતો હતો. રેવા બોલી " શ્યામલીને—"

અનિલ અસહિષ્ણુ ભાવે માથું હલાવી બોલ્યો, " પાછો આવીને—"

રેવાએ જોયું તો શ્યામલી બેઠી થઇ, એકી ટસે તેમની તરફ જોઈ રહી છે. ફરી પાછી શ્યામલી પાસે દોડી જઇ તેણે તેનો હાથ

પકડયો. અને રડી પડી બોલી. "દિદિ મારી!–આજે હવે ક્રોધ કરીશ નહિ–જો હું તો આ ચાલી–મારું ઘર છોડી હું જઈ રહી છું. કંઇ નહિ તો, આજે તો, હસતે મોંએ વિદાય આપ. મારી આ છેલ્લી ક્ષણોએ તું ઈર્ષ્યા ન કરીશ."

શ્યામલી કંઈ સમજી કે નહિ તે ય સમજાયું નહિ. પણ તેણે બે હાથે મોં ઢાંકી દીધું.

અનિલ બોલ્યો, "ચાલ રેવા."

રેવા ઊઠી ઊભી થઈ ગઈ. અનિલ તેની પાસે જઇ દૃઢ કંઠે સ્પષ્ટપણે બોલ્યો, "જા–પણ મારી રાહ જોયા કરજે. મારા આ કર્તવ્યજીવનનો આખરી સંગ્રામ પૂરો કરી હું એક દિવસ તારે બારણે આવી ઊભો રહીશ–એ દિવસની રાહ જોયા કરજે. એ દિવસ મારો લગનનો દિવસ હશે. ભલે, પછી એ દિવસ આ જન્મને અંતે આવે, કે બીજા જન્મમાં આવે, આ દુનિયા કે બીજી કોઇ પણ દુનિયામાં આવે, પણ જે દિવસે બધામાંથી પરવારી જઈશ એ દિવસે તારી પાસે આવવા નીકળી પડીશ. ત્યાં લગી તું પણ મારી રાહ જોતી રહેજે, રેવા."

રેવાએ યંત્રની જેમ માથું હલાવી સંમતિ આપી–હા, આ જન્મે કે આવતે, આ લોક કે પરલોકમાં પણ એ એની રાહ જોયા જ કરશે.

"તો જા."

: ૩૧ :

અનિલની માતાને સ્વપ્નેય એવો ખ્યાલ ન હતો કે રેવાને આમ એકલી વિદાય કરીને તેણે સંસાર ચલાવવો પડશે. એનાથી એ રીતે રહેવાતું ન હતું. રેવાના ગયા પછી બે ચાર દિવસ વજ્ર તૂટી પડ્યું હોય એવી રીતે તે મૂઢ રહી અને પછી કાશી જવાનો નિશ્ચય કરી તેની તૈયારીમાં પડી. પણ બધું પાકું થઇ જવા છતાં નિષ્ઠુર અનિલે છેલ્લી ઘડીએ ઊંધું વાળી દીધું. માણસ બહુ જ દુર્બળ હોય છે—એમાંય માતાની તો વાત જ શી? અપરાધી પુત્રને માટે શાંતિસાંત્વનાનું સ્થાન માતા સિવાય બીજે ક્યાં હોઈ શકે? અનિલ તેના ખોળામાં માથું નાખી 'મા' એટલું જ બોલ્યો હતો, અને માતા એ એક 'મા' શબ્દમાં જ પુત્રની બધી વ્યથા સમજી ગઈ હતી. શું જોઇને તેણે પણ અનિલને છોડી જવાની ઈચ્છા કરી હતી?—એ શું મા ન હતી?

થોડે દિવસે અનિલે માતાને કહ્યું કે તેણે પોતે જ સ્વેચ્છાએ રેવાને જવા દીધી હતી. અને રેવા પણ, મા અનિલની પાસે રહે એ કારણે જ તેને જણાવ્યા કર્યા વિના અકૃતજ્ઞની જેમ ચાલી ગઈ

હતી. હવે માતા પણ જો આ રીતે આ સંસાર છોડીને ચાલતી થાય તો રેવાનું આત્મવિસર્જન વૃથા જ નીવડે.

માતાએ એ વાત સાંભળી નીચે મોંએ આંસુ સાર્યાં. અનિલને 'હૃદયહીન' 'પાષાણ' 'પાપી' 'કૃતઘ્ન' વગેરે વગેરે ટાણાં માર્યાં; પણ ઘર છોડીને ચાલ્યા જવાનું તેણે કર્યું નહિ.

શ્યામલીને તેણે ઘણા દિવસ સુધી પોતાની પાસે આવવા દીધી નહિ. તેની બધી વાતની હજી તેને ખબર ન હતી. અનિલે જ કર્તવ્યબુદ્ધિની અતિશયતાને કારણે, રેવા સામે હોય તો તેની સ્મૃતિ તાજી થયા કરે અને દુઃખ થયા કરે એ કારણે રેવાને ધકેલી દીધી છે, એવી કોને ખાત્રી હતી? તેમ છતાં, શ્યામલીને તે વિનાકારણ સહન કરી શકતી નહિ. પરંતુ સલિલની વહુ ઘેર આવ્યા પછી શ્યામલી સાથે એવી રીતે વર્તવું યોગ્ય ન ગણાય એમ સમજી માતા તેને પણ કામકાજ અંગે બોલાવવા લાગી અને શ્યામલીનો નમ્ર મૃદુ વ્યવહાર જોઈ તેની પ્રત્યે તે બહુ લાંબો વખત ક્રોધ જાળવી રાખી શકી નહિ. આ હતભાગી સ્ત્રીનો શો વાંક? અપરાધી જો કોઈ હોય તો પોતાના પેટનો ભીષ્મ જ હતો. અને એથી વધારે દોષ હોય તો તે પોતાના નસીબનો.

એક દિવસ પેલી આજન્મ મૂકબધિર વહુએ જ્યારે માતાને 'મા' કહી બોલાવી ત્યારે તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. વહુ હવે સ્લેટમાં બે ચાર શબ્દો લખવાની સાથે સાથે બોલતી પણ થઈ છે એ વાત તેણે સલિલની પત્નીને મોંએ સાંભળી હતી. પુત્રની એકાગ્ર સાધનાનું—રેવા ગઈ ત્યારથી આ છ મહિના સુધીમાં તે કદી બહાર ફરક્યો સુદ્ધાં નથી, ચંદ્રસુરજનું મોં સુદ્ધાં તેણે જોયું નથી, એનું—ફળ હવે તે જોઈ શકી. અને પુત્રની આ અસાધારણ સાધનાને તેણે સાર્થક માની. પુત્રના ગૌરવમાં ગર્વિત બની ઉઠતાં તે બીજું બધું

દુઃખ ભૂલી ગઈ, એણે એ પણ જોયું હતું કે શ્યામલી સ્વામી પાસેથી કેવળ કરુણા અને દયા જ પામતી ન હતી; પણ તેના મુખ ઉપર તૃપ્તિનું મધુરું સ્મિત, સુખની સલજ્જ આભા સદા પથરાઈ રહેતી, એ ઉપરથી જ સમજાઈ જતું કે તે પતિના પ્રેમથી વંચિત ન હતી. પુત્રની આ શક્તિ જોઈ માતા સૌથી વધારે આશ્ચર્ય પામી. રેવાની યાદ આવતાં તે દીર્ઘ નિશ્વાસ નાખતી.

વહુ માત્ર બે ચાર શબ્દો બોલવાનું શીખીને અટકી ગઈ નહિ. એક વરસની અંદર જ રેવાનું ખાલી આસન—સલિલની વહુ જે લઈ શકી ન હતી—તે આ મૂકબધિર અર્ધમાનવી શ્યામલીએ અનાયાસે લઈ લીધું. રેવાના જેવી જ તત્પરતાપૂર્વક તે કુટુંબનાં સૌનાં સુખ-શાંતિ માટે મથતી હતી. બધાં કામ કુશળતાપૂર્વક કરતી. અનિલની માતાએ રેવાના હાથમાં જે પ્રકારે બધો ભાર નાખી દીધો હતો, એ જ રીતે આ મોટી વહુના હાથમાં પણ સોંપી દીધો. જેઓ શ્યામલી ઉપર પહેલાં દ્વેષ રાખતાં હતાં તેઓ પણ તેના નમ્ર દીન વર્તનથી અને મમતાભરી સેવા અને સરળતાથી ધીમે ધીમે તેનાં પક્ષપાતી બની ગયાં. સલિલની વહુ તો આ સ્નેહમયી દિદિની એક અંધ ભક્ત જ બની ગઈ.

બે એક વરસ બાદ શ્યામલીએ પ્રફૂલ્લકુસુમ સમું એક બાળક જ્યારે માતાના ખોળામાં ધરી દીધું ત્યારે માતાનું રેવાના ગયાનું બધું દુઃખ ધોવાઈ ગયું. બાળકમાં રજ માત્ર ત્રુટિ નથી એવી ખાત્રી થતાં તો માતાના આનંદનો પાર ન રહ્યો.



સમયને જતાં હવે વાર લાગતી નહિ. પાત્રને દિવસે દિવસે મોટો થતો જોઈ અનિલની માતા કેવળ સુખ અનુભવી રહી. સલિલને સારી નોકરી મળી ગઈ છે. મોટો ભાગ એને બહારગામ રહેવું પડે છે. એની વહુ પણ એની સાથે જ રહે છે. તેણે પણ પુત્રરત્નને જન્મ આપી

ઘરને અજવાળવામાં બાકી રાખી નથી. ગૃહસ્વામી અનિલચંદ્રે બહેરાં મૂગાંની એક શાળા ખોલી છે અને પોતાના મોટા ભાગનો સમય એમાં જ વીતાવે છે. હમણાં હમણાં આંધળાઓને પણ જ્ઞાન કેવી રીતે આપવું તેના પ્રયોગમાં તે પડ્યો છે. સ્નાનાહારનો પણ સમય તેને મળતો નથી. માતા કંઈ બોલતી નથી. માત્ર શ્યામલી વિષાદયુક્ત રહે છે. મોઢેથી જેટલું વ્યક્ત કરી શકાય એટલું કરે છે. બાકી લખીને કહે છે–'તમે શું આખી જિંદગી આ બ્હેરામૂગામાં જ ગાળશો ?'

અનિલ હસીને કહે છે, "હા,

શ્યામલી અધિક ખિન્ન બની જતી. અને વિનંતીને સૂરે કહેતી, "બધે જ એનું એ ના ચલાવો. કંઈ વાત કરો, કોઈની સાથે હળોભળો, બેસો ઊઠો–શિશિરદાદાને કદીક કદીક આવીને સાથે રહેવા લખો."

અનિલ હસતે મોઢે કહેતો, " અરે, હવે તો હસવું કરવું ને ગપાટા મારવા ગમતા નથી. એવું બધું સહેવાતું નથી. આ ભાષાહીન શબ્દહીન મૂકબધિરની સૃષ્ટિમાં જ હું સુખી છું."

શ્યામલી ચૂપચાપ રહેતી. તેને કંઈ કેટલું યાદ આવી જતું. આ મહાપુરુષ સ્વામીની મહાનતા આગળ તે દિવસે દિવસે જેમ મુગ્ધ બની ઊઠતી, તેવી જ રીતે કોણ જાણે કંઈ યાદ આવી જતાં ગુનેગારની જેમ તે મૂઢ બની જતી. તેની નીરવ વેદનાની એ કથા શ્યામલીના મુખ ઉપર પથરાઈ જઈ અનિલની આંખે સુદ્ધાં પહોંચી જતી. અને અત્યંત સ્નેહ મમતાપૂર્વક પત્નીનો એ મ્લાનભાવ ભૂંસી નાખી તે તેને કામે ચાલ્યો જતો. સાચે જ જાણે આ અંધ-મૂકબધિર બાળકો તેના ઉપર સંપૂર્ણ અધિકાર જમાવી ચૂક્યા હતા. સ્વજન મિત્રો અકળાઈને પૂછતાં તો તે કહેતો, " આ સિવાય બીજું કશું જ કરવાની શક્તિ મારામાં નથી. સદા–સર્વદા હું તો આ જ કર્યા કરીશ."

આ શબ્દોમાં સત્ય ભારોભાર હતું. યૌવનના પ્રથમ પ્રભાતે, નૂતન જીવનમાં પહેલું પગલું માંડતાં જ ભગવાને તેની ઉપર જે ભાર નાખ્યો

હતો, જેને કારણે તેણે તેનું સર્વસ્વ વિસર્જન કર્યું હતું, એ જ કાર્યને જો તે જીવનના અંત સુધી વળગી રહેવાનો સંકલ્પ કરે તો એમાં આશ્ચર્ય શું છે?

શ્યામલીને અંગે જે કાંઈ શક્ય હતું તે બધું કરી ચૂક્યો હતો. હવે જગતના બીજા અભાગીઓની એવી જ ત્રુટિ દૂર કરવા તે મથી રહ્યો હતો. આથી તો એ પોતાનું જીવન દિવસે દિવસે અંધારામાં વેડરી રહ્યો હતો, એવી ટીકા તેનાં સ્વજનો કરતાં હતાં. ભલે એમ હો—અનિલે તો ભાવનાના આદેશ અનુસાર જ આ જીવનનો સ્વીકાર કર્યો છે. આથી વધારે એણે આ જીવનમાં કશું પાળવાનું પણ નથી.

કેવળ અમિય જ્યારે તેની છાતીને વળગી પડી અર્ધ વાણીમાં 'બાબા' એમ બોલતો હતો ત્યારે અનિલ ક્ષણ વાર માટે બધું ભૂલી જતો.

માતાને થતું હતું કે અમિય જરા મોટો થાય એટલે પોતે તીર્થવાસી બની જશે. વહુ શું અમિયને પોતાની જેમ ઉછેરી શકવાની છે? આ બાબતમાં શ્યામલી તથા અનિલને જરા પણ સંશય ન હતો. પણ માતા અમિયને મોટો કર્યા પછી પણ ચાલી જઈ શકશે કે કેમ એ વિષે તો જરૂર અનિલને સંશય હતો.

માતા હજી રેવાને ભૂલી ગઈ નથી. આટલા દિવસ એણે આત્મગૌરવથી રહી એનું નામ મોઢે આણ્યું ન હતું અને હજીય એની સ્મૃતિને તેણે પોતાના હૃદયમાં ઊંડે ઊંડે છૂપાવી જ રાખી હોત, પણ અમિયને પામ્યા પછી જ્યારે ત્યારે તે લાંબા નિસાસા નાખે છે. અજાણતાં રેવાનું નામ તે બોલી નાખે છે. અમિય જરા મોટો થતાં એને લઈ પોતે હરિદ્વાર જશે, એ વાત પણ તેણે એકવાર અનિલ આગળ બોલી નાખી—અનિલ માથું નીચે નાખી બેસી રહ્યો. પણ અમિયને એટલો મોટો થવાને હજી ઘણો વખત છે. એટલી બધી રાહ જોવાનું નસીબમાં હશે શું? ભગવાન જાણે!

: ૩૨ :

વસંતની પ્રભાતની શોભા ગિરિપ્રદેશમાં અપાર ખીલી ઊઠી હતી. હૃષિકેશથી લક્ષ્મણ ઝોલા સુધીના એ રસ્તા ઉપર કેટલાંક બંગાળીઓ પ્રવાસ આદરી રહ્યાં હતાં. ટોળી નાની અને અસાધારણ હતી. રમણુથી માંડી કિશોર–બાલક પણ સાથે હતો. સૌ એ બાળકમાં જ મસ્ત હતું. કોઈ એને હાથમાં લેતું તો કોઈ ખભે ઉપાડવા આતુર હતું. મોટેરાઓ એને કષ્ટ ન પડે એટલા માટે જ જાણે ચાલતાં હતાં. પણ કિશોર તો એમના આગ્રહને તૃણવત્ ગણી હસતો હસતો દોડતો દોડતો ચઢાણ ઉપર સૌની આગળ ચઢી રહ્યો હતો. સૌ ધીમે ધીમે એની પાછળ ચઢતાં હતાં.

એ ટોળામાં મોખરે એક પુરુષ અને એક સ્ત્રી હતાં. બીજાં સૌ એમનાથી સંકોચાઈને જાણે થોડે દૂર ચાલતાં હોય એમ લાગતું હતું. સ્ત્રી મુગ્ધનયને ચારે બાજુ નજર કરતી ચાલે છે, કવચિત્ પુરુષની ભણી જોઈ પોતાનો આશ્ચર્યાનંદ વ્યક્ત કરવા કંઈ હાવભાવ કરે છે. પુરુષ લક્ષસ્થાને પહોંચવાની ધૂનમાં જ ચાલ્યા કરે છે.

ચઢાણને અર્ધે રસ્તે–જ્યાં જમણા હાથ પર ઊંડી ખીણની અંદર વહી રહેલી હૈમવતી સરિતા કેટલીક પ્રચંડ શિલાઓ ઊપર પછાડ

ખાઈને, ઊછળતાં પાણીમાંથી શ્વેતપદ્મની માલા ગૂંથી તરત જ પાછી ત્યાંને ત્યાં છિન્ન કરી નાખી કલ કલ ઘર ઘર અવાજે નાચતી વહી રહી હતી–એ સ્થળે ચઢાણુ ઉપર ઊભા રહીને અનિલે એકવાર ચારે બાજુ સંપૂર્ણ દૃષ્ટિ નાખી. આટલી વાર તેણે ક્યાંય કશું જોવાની જાણે હિંમત જ કરી ન હતી. સ્વામીની સાથે શ્યામલીએ પણ ત્યાં ઊભીને નીચે નજર નાખી.

નોકરોના હાથમાંથી છટકીને અમિયે તેના બાપનો હાથ પકડ્યો. "બાબા! ચાલો ત્યાં જઈએ–પેલા પાણી આગળ–પણે."

પિતાએ સ્નેહપૂર્વક પુત્રના માથા ઊપર હાથ મૂકી કહ્યું, "ત્યાં તો અહીંથી જવાતું નથી, અમિય. ફરીને બીજે થઈ ને જવું પડે."

"તો ત્યાંથી જઈએ–ચાલો, ત્યાં લઈ જાઓ મને."

"તો પછી, જેને માટે આપણે અહીં આવ્યાં છીએ એ કામ જ રહી જશે."

બાળક સંકોચાઈ ઊભો રહ્યો. "તો જવા દો, કોક દહાડે જઈશું."

શ્યામલીના હાથમાં એક નોટ અને પેનસીલ હતાં. મનના ભાવ એ જરૂર પડયે લખીને ય વ્યક્ત કરતી હતી. પણ અત્યારે તેણે અસ્પષ્ટ જડતાયુક્ત ઉચ્ચાર કરી ઈશારાની મદદ વડે પૂછ્યું, "હજી કેટલ દૂર ?"

"હવે બહુ નથી. થોડે ગયા પછી ડાબે હાથે જ વળજો. તમે જાઓ– હું અહીં જ ઊભો છું."

શ્યામલી વિનંતી અને વેદનાભર્યાં નયને સ્વામી સામે જોઈ રહી. સ્વામીએ એને ઇશારો કરી કહ્યું, "એ વાત તો આપણે પહેલાંથી જ નક્કી કરી છે કે તમે જ એકલાં જશો. હું સાથે નહિ આવું."

શ્યામલી સમજવા ઈચ્છતી ન હતી. હાથ જોડી ઊભી રહી. સ્વામીએ તેના હાથમાંથી કાગળ પેનસીલ લઇ લખ્યું, "તો ચાલો, પાછાં જઇએ."

પણ શ્યામલીની વિનંતી ટળી નહિ. આખરે અનિલે દૃઢભાવે પાછા ફરી હૃષિકેશના રસ્તે ઊતરવા માંડયું અને બોલ્યો, "ચાલ, અમિય."

શ્યામલીએ ક્ષમા યાચતી દૃષ્ટિ નાખી પોતાને જવાને રસ્તે પગલાં માંડયાં–અનિલે એ જોઇ અમિયને કહ્યું, "જા તારી માની સાથે."

બાળકે દોડીને માતાનો હાથ પકડી લીધો. અનુચરવર્ગ પાછળ આવે છે એ જોઈ શ્યામલીએ દૂરથી તેમને હાથ હલાવી મના કરી. તેઓ આમ તેમ છૂટા પડી ફરવા લાગ્યા. પાછળ જવાની કોઇની હિંમત ચાલી નહિ.

અનિલ જો ગયો હોત તો જોઈ શકત કે પહેલાંની જેમ હવે ત્યાં આશ્રમ નથી. વનમાં ઢંકાયેલી એક ઝુંપડી માત્ર શ્યામલીની આંખે પડી. સ્વામી બહુ દૂર નથી એ હિંમત ઉપર જ તે આગળ જઈ રહી હતી, એ ઝુંપડી તરફ એક નાની સાંકડી કેડી જઇ રહી હતી, જે જોતાં જણાતું હતું કે ત્યાં માણસ રહેતાં હોવાં જોઇએ. પણ શ્યામલીની હિંમત હવે તેને આગળ જવા ના પાડતી હતી. તે અનિલનો હાથ પકડી ઝુંપડી તરફ જોતી ઊભી રહી ગઈ.

હાય! તેની જીભમાં સ્વાભાવિક શક્તિ કોણ પૂરશે? પશુની જેમ વર્તીને જેને તેણે કાઢી મૂકી હતી તેને છ પદે ક્ષમાભિક્ષા માગવા તે આજે જઈ રહી છે. પણ હાય રે! તેની શક્તિ કેટલી બધી પરિમિત છે! એ ક્ષમાયાચના પૂરતી ય તેનામાં વાક્શક્તિ નથી!

અમિયે માતા તરફ ભયભીત ભાવે જોતાં માતાએ તેનો હાથ પકડયો અને આગળ ચાલવા પ્રયત્ન કર્યો. કુટિર તરફ આંગળી કરી તે પુત્રને કંઇક કહી રહી. અમિયે ફરી તેના મોં સામે જોયું. બંને જણ મૂકભાવે વાર્તાલાપ કરી રહ્યાં હતાં! બંને ચિરદિનનાં અભ્યાસી હતાં. માતાએ આ વખતે બોલીને પુત્રના પ્રશ્નનો ઉત્તર આપ્યો—
"મા."

અમિયે સંકોચ ભર્યા અવાજે મોટેથી બૂમ મારી "મા!" બે ત્રણ વાર બૂમ મારી–"મા!" શ્યામલી ચૂપચાપ કુટિર ભણી જોઈ રહી.

એ કોણ?–એ જ એ? અત્યંત કૃશ મલિન–ગેરુઆ રંગનું વસ્ત્ર–નક્કી–નક્કી એ જ એ. લાંબા દસ વરસને અંતે! શ્યામલી સાવ બાળકની જેમ દોડતી કુટિર આગળ જઇ પહોંચી. અમિય પાછળ પડી ગયો, એનો ય તેને ખ્યાલ ન રહ્યો.

ઝુંપડીમાંની સ્ત્રી બાળક અને શ્યામલીને આશ્ચર્યપૂર્વક જોઈ રહી. શ્યામલી તેને બે હાથે વળગી પડી બોલી, "દિદિ."

શ્યામલી? આ શ્યામલી કે?—આ તે શું શક્ય છે? અને શ્યામલી આમ બોલે એ ય શું શક્ય છે? રેવા આશ્ચર્યમૂઢ બની ગઈ.

શ્યામલી વળી પાછી બોલી, "દિદિ." રેવા આ જડતાભર્યા ઉચ્ચારની વિશેષતા સમજી ગઇ. રૂદ્ધ શ્વાસે તે બોલી, "શ્યામા?"

શ્યામલી સાંભળી ન શકી પણ રેવાને બોલતી જોઇ તેણે તેની છાતીમાં માથું નાખી દીધું.

રેવા ત્યાં ને ત્યાં બેસી પડી. એનું શરીર એટલું બધું ધ્રુજી રહ્યું હતું કે ઉભા રહેવું તેને માટે શક્ય ન હતું શ્યામલી ચૂપચાપ તેના ખોળામાં મોં છૂપાવી રહી.

થોડી વારે સ્વસ્થ થતાં રેવાએ અમિયને ઊભેલો જોઈ શ્યામલીનું મોં ઊંચું કરી પૂછ્યું, "આ કોણ શ્યામા? 'મા' કહીને કોણ કોને બોલાવતું હતું? બોલ, કોણ છે આ?"

શ્યામલી માથું નીચું નાખી રહી. રેવાનો સવાલ તે સમજી ખરી, પણ શો જવાબ આપવો તેની તેને સુઝ પડી નહિ. રેવા બાળક પાસે ગઈ. તે કંઈ જ બોલી શકી નહિ. શરીર બમણા જોરથી કાંપી રહ્યું હતું. તેમ છતાં ખૂબ સ્વસ્થતાપૂર્વક બાળક પાસે જઈ

ઊભી રહી. સુંદર સુકુમાર મૂર્તિ!–કોની આ કિશોર પ્રતિમૂર્તિ હતી? શું એ એમનો પુત્ર હતો? સાચે જ શું?

અમિય રેવાને પગે નમસ્કાર કરવા જતો હતો ત્યાં રેવાએ તેને ઊચકી લઈ છાતી સરસો ચાંપ્યો. પણ હજી કંઈ બોલી શકી નહિ. બાળક પણ મુગ્ધ બની રેવાને જોઈ રહ્યો હતો. આવો બાળક તો રેવાએ કદી જોયો ન હતો.

બાળકે જરા પણ ભોંઠો પડ્યા વિના હસતાં હસતાં ભાંગ્યે તુટ્યે આવાજે પૂછ્યું, "આપ?"

રેવા તેના ગોરટિયા ખભા ઉપર મોં રાખી જેમ તેમ બોલી "બોલ, તું જ કહે–હું કોણ છું?"

"મને ખબર છે–માં."

રેવા થોડીવાર સ્તબ્ધ રહી શ્વાસ લઈ બોલી, "ના, ના–હું તો તારી ઠાકુરમાની દીકરી છું–મારું નામ રેવા–સમજ્યો?"

"હા. એ નામ તો એ માંદાં હતાં ત્યારે કંઈ કેટલી વાર બોલતાં હતાં! પણ મારી માએ આજે મને 'મા' કહીને તમને બૂમ મારવાનું કહ્યું, એટલે તમે 'મા' કહેવાઓ."

રેવા કંઈ વધારે બોલી શકી નહિ. ધીમેથી તેણે પૂછ્યું, "તારું નામ શું, બાબા?"

"અમિય."

શ્યામલીએ આવીને બંને જણાને કુટિર પાસે લઈ જઈ બેસાડ્યાં. મ્લાન હાસ્ય કરી કાગળમાં કંઈક લખીને તેણે રેવા સામે ધર્યું. રેવા પણ લખતાં વાંચતાં શીખી હતી. વિસ્મયમુગ્ધ રેવા વાંચી રહી હતી–

"હું હજી એવી ને એવી જ છું, દિદિ. મને પહેલાંની જેમ બધું સમજાવો, શીખવો. અને પછી જો જો, પહેલાં મારી સાથે સારી રીતે બોલો."

રેવા અનિલને પાસે બેસાડી શ્યામલીને હાથ પકડી પાસે ખેંચતાં જ તે એકદમ ઉબડક બની રેવાના પગમાં પડી.

"આ શું–આ શું, શ્યામ ?" એમ બોલી હાંફળી બની રેવા તેને ઊભી કરવા લાગી. ઘણા પ્રયત્ને શ્યામલી ઊઠી, પણ વળી પાછી રેવાના ખોળામાં મોં નાખી એવા તો જોરથી રડી રહી કે રેવા અસ્વસ્થ બની ગઈ.

"શું કરે છે, શ્યામા ? ઉઠ, આટલે દિવસે ય જો–આમ જ વખત પૂરો કરવાની છે ? તને પહેલાં સારી પેઠે જોવા તો દે–અમિયને પણ બરાબર લેવા દે પાસે."

પણ શ્યામલી હાલી નહિ. હજી તેના પાપની સફાઇ થઈ ન હતી ! પોતાના અંતરમાં જ્યાં લગી તેને શાંતિ ન વળે ત્યાં લગી રેવાની સામે મોં ઊંચું કરી તે જોઈ શકી નહિ.

શ્યામલી રેવાના માથા ઉપર સાંત્વના અને સ્નેહભર્યો સ્પર્શ કરતાં કરતાં બીજે હાથે બાળકને પોતાની વધુ નજીક ખેંચી પ્રશ્નો પૂછી રહી હતી. એનો સ્પર્શ કરતાં, એની વાતો સાંભળતાં, રેવાને જરાય તૃપ્તિ થતી ન હતી. ઊલટી એ ભૂખ વધારે જાગ્રત બની હતી.

"અમિય ! આ પર્વતમાં તું આવ્યો કેવી રીતે ?"

"અરે, હું તો ચાલતો ચાલતો આવ્યો, કોઈને ખભે બેઠો જ નહિ, બાબા ને મા સૌની આગળ આગળ હું ચાલતો. અરે, રસ્તો જોયો હોત તો ક્યારનો આવી ગયો હોત."

રેવાનો શ્વાસ રૂંધાયા કરતો હતો. તો શું એ પણ આવ્યા છે ! પણ અહીં છેક સામે તો આવ્યા નહિ ! રેવા સમજી ગઇ. તેણે પૂછ્યું, "પણ મારી મા–તારી ઠાકુરમા કેમ આવ્યાં નહિ, અમિ ?"

એકાએક બાળકનું મુખ મ્લાન બની ગયું. "ઠાકુરમા—એ

તો—એ તો સ્વર્ગમાં ગયાં!" અને બાળકની ય આંખોના ખુણામાં આંસુ દેખાયાં.

"મા!" રેવાએ રૂંધાએલે કંઠે એટલો જ ઉચ્ચાર કર્યો. આ જ સ્થળેથી, માતૃહીનાની માતા બની જે તેને લઈ ગઇ હતી, તે જ આજે ન હતી! ઓહ! આવું અસંભવ પણ જો સંભવ બનતું હોય, તોય—એક વાર રેવા તેનાં દર્શન પણ ન પામી શકી! એટલું મળ્યું હોત તો કદાચ રેવાને પછી કશું પ્રાપ્ત કરવા જેવું બાકી રહેત નહિ.

અમિય અનિમેષ નેત્રે રેવાને તેનો આવેગ અટકાવવા મથતી જોઈ ભગ્ન કંઠે બોલ્યો, "કાકુરમા તમારા ઉપર બહુ વહાલ રાખતાં? તમે એમનાં દીકરી થાવ, નહિ?"

"અમિ? કેટલા દિવસ માંદાં રહ્યાં હતાં?"

"બહુ નહિ—બે ત્રણ દહાડા જ તાવ આવ્યો હશે-પણ, તમારું, બાબાનું અને મારું નામ લઈ લઈ કંઇ કંઇ બોલતાં હતાં. બા બાપુ એમને કેટલી વાર બોલાવતાં, પણ કોઇની સાથે કંઈ વાત જ કરતાં નહિ-મારી સાથે ય નહિ. પછી-પછી તો એ સ્વર્ગમાં જતાં રહ્યાં."

આંસુભરી આંખે બાળક મૂગો રહ્યો. શ્યામલી બેઠી થઈ બંને ભણી જોઇ રહી હતી. રેવાએ ધીમે ધીમે બાળકને ખોળામાં લઇ લીધો.

"તમે અમારી સાથે આવશો ને?" બાળકની સંદિગ્ધ દૃષ્ટિ જોઇ રેવા સમજી ગઇ કે તેના મનમાં એ વિષે સંદેહ જન્મ્યો હતો. રેવાનો વેષ અને તેનું રહેવાનું આ સ્થાન જોઇ બાળકના મનમાં શંકા જન્મી હતી. બાળકનાં આ પ્રતિભાયુક્ત મુખચક્ષુ ઉપર બુદ્ધિનું આ તેજ જોઇ રેવા અત્યંત મુગ્ધ બની ગઇ. તે અમિયના

કપાળ ઉપર પોતાનું મોં રાખી મૃદુ સ્વરે બોલી, "મારેય બાપુ છે. એમની પાસે તો મારે રહેવું જોઇએ ને ?"

બાળકે વિસ્મયપૂર્વક પૂછ્યું, "તમારા બાપુ? ક્યાં છે એ ?"

"ગંગાકિનારે ગયા છે એ."

"તમે એકલાં છો, અત્યારે ?"

રેવાએ તેના મસ્તકે ચુંબન કર્યું. વળી શ્યામલી તેના ખોળા ઉપર ઝુકી પડી. વેદના અને આંસુભરી આંખે તે રેવા ભણી બે હાથ જોડી જોઇ રહી. રેવા તેના હાથ પકડવા ગઇ. પણ શ્યામલી ધીમે ધીમે કંઇક બોલી રહી છે, એ સાંભળી રેવાના આશ્ચર્યનો પાર ન રહ્યો. શ્યામલી આટલું બધું બોલતાં શીખી ગઇ હતી? જે વ્યક્તિ જગતના કોઇ પ્રલોભન આગળ ડગી ગયા વિના અસાધ્ય સાધના પ્રાપ્ત કરી શકી હતી તેને ઉદ્દેશી રેવાએ શ્રદ્ધાભક્તિ પૂર્વક મસ્તક નમાવ્યું. પોતાના જીવનને સંપૂર્ણ ન્યોછાવરી દીધા વિના, આ કરુણાના પાત્ર પ્રત્યે આંતરિક અચલ પ્રેમ રેડયા વિના શું આવી સાધના શક્ય હતી ? જગતના બીજા કોઇ માનવી માટે કદાચ આ સિદ્ધિ શક્ય ન હતી. એટલું જ નહિ પણ આ જડ અર્ધોન્માદ શ્યામલીને પહેલાં તો માનવી બનાવી, પછી ધીમે ધીમે તેનામાં આજના જેવું દૈવત્વનું સ્ફૂરણ કરાવ્યું, એ અનિલના જીવન વ્રતની જ સફળ સાધના ગણાય. રેવાની પાસે શ્યામલીનું આ રીતે આવવું, શ્યામલીની આજની આ સ્નેહવ્યાકુલતા તથા પાછલી વાત યાદ કરી લજ્જા અને વેદનાથી આંખોનું આ પ્રકારે ઉભરાવું–આ બધું રેવાને શ્યામલીને વિષે દેવત્વરૂપ જ લાગ્યું. રેવાએ સાંભળ્યું તો શ્યામલી તેને બોલાવી રહી હતી, "દિદિ !"

રેવા પ્રેમપૂર્વક તેને વધારે પાસે ખેંચી, તેના કપાળે ચુંબન કરી બોલી, "દિદિ ?–શ્યામા ?"

" દિદિ–ક્ષમા કરો. "

" ક્ષમા ? શાની ?ઊલટી મને ક્ષમા આપવા તું અમિયને સાથે લઈ આવી છો, એથી વિશેષ શું હોઈ શકે ? " બોલતાં બોલતાં રેવાની આંખના ખૂણા ચમકી રહ્યા. કંઠ રૂંધાયો. શ્યામલી ચૂપચાપ તેની સામે જોઈ રહી છે, એ જોઈ રેવાને યાદ આવ્યું કે, તે તો સાંભળી શકતી ન હતી. આ રૂદ્ધદ્વાર ખોલવાનું માનવીના હાથમાં નથી! માનવીથી જે સાધ્ય હતું, તે તો માનવીએ સાધી લીધું હતું.

અમિય મૃદુ સ્વરે બોલ્યો, " કાગળ ઉપર લખો, મા તો સાંભળી શકતી નથી. " બાળકની એ મુખશ્રી, એનો ધીરકંઠ રેવાને મુગ્ધ કરી રહ્યો. શ્યામલીની કુખે આવા સંતાનનો જન્મ એ જાણે અનિલ ઉપર ભગવાનના આશીર્વાદ જ હોય એમ એને લાગ્યું.

રેવાએ કાગળ પેનસીલની મદદ વિના જ મમતાપૂર્વક ઈશારાઓ વડે જ શ્યામલીને પોતાના મનની વાત સમજાવી દીધી. શ્યામલી જવાબ આપવા લાગી, " તો ચાલો પાછાં, દિદિ. તમારે ઘેર તમે પાછાં પધારો. જે પશુએ એક દિવસ તમારા જેવી દેવીનું અપમાન કર્યું હતું એ આજે તમારી પાસે આવીને ભિક્ષા માગે છે જો. અપરાધ તમે માફ કરી શકયાં હો તો પાછાં ઘેર ચાલો. "

રેવા જરા વાર સ્તબ્ધ રહી કશોક પ્રબળ આવેગ દબાવી દઈ ધીમે ધીમે શ્યામલીને અણુસારા વડે સમજાવી રહી–અશકય છે. એ અશકય છે, શ્યામા.

શ્યામલી આવેગમાં આવી તેના ખોળામાં ઝૂકી પડી અસ્પષ્ટ પણે બોલવા મથી રહી–" શું કામ નહિ ? આવવું જ પડશે. તમને સાથે લઇ ગયા વિના હું પાછી નહિ ફરું. "

રેવા માથું નીચું રાખી શ્યામલીના માથા ઉપર હાથ ફેરવી

રહી. શ્યામલી કવચિત રેડીને, કવચિત્ હાથ જોડીને તો કવચિત્ કાગળ ઉપર લખીને તેના અંતર્ની વેદનાવ્યાકુલતા વ્યકત કરી રહી. રેવા કેવળ વિષાદપૂર્ણ હાવભાવ દ્વારા જ એનો જવાબ આપી રહી.

અમિય બંનેના આ હાવભાવ જોઈ વચ્ચે એકવાર બોલી ઊઠયો, " તમે બાબાની જેમ બધું બતાવતાં નથી, છતાંય માને બધું સમજાવી દો છો! તમે મારી મા ઉપરયે બહુ વહાલ રાખો છો, નહિ?"

રેવાએ બાળકનું મુખ પોતાની છાતીમાં સંતાડી દીધું. બાળક મૃદુ કંઠે બોલ્યો, " તો પછી કેમ એમારી સાથે આવતાં નથી?"

છાતી ઉપર ઢળેલા મોંને વધારે પાસે ખેંચી લઈ રેવા અસ્પષ્ટ સ્વરે કંઇક બોલી–જે ન સમજાવા છતાં પણ અમિય એટલું સમજી ગયા કે એ અશક્ય છે. અને તેણે અબુધની જેમ કંઇ પણ બોલ્યા વિના કેવળ નિશ્વાસ નાખ્યો.

શ્યામલીએ ઊઠીને અમિયને પોતાના ખોળામાં બેસાડયો. અને "તમારા આ અમિય" એમ વારંવાર બોલી તેણે બાળકનું મોં રેવાની સામે ઊંચું કર્યું. એનો ભાવ એ જ હતો કે–' કંઇ નહિ તો આની ખાતર યે ચાલો. "

શ્યામલીએ અમિયને વારંવાર અણુસારો કરતાં તેણે રેવા ભણી જોઈ કહ્યું, " આવશો ને મા?"

વિચલિત રેવા મૃદુ સ્વરે બોલી, " ના, અમિય. "

" કેમ નહિ આવો? તમારા બાબા પણ અમારી સાથે શું કામ નહિ આવે?"

" એ તો બને એવું નથી, અમિય. એ તો સંન્યાસી છે. "

" તે તમે લોકો હંમેશાં અહીં જ રહેશો? "

" ના, પર્વતની ઉપરના તીર્થમાં જઇને રહીશું. "

" પર્વતની ઉપર? કયાં? ત્યાં ય કંઈ રહેવા જેવું હોય છે?"

"હાસ્તો."

"કયે ઠેકાણે જશો આ વખતે?"

"ઉત્તરકાશી કે દેવપ્રયાગ તરફ જઈશું."

"સદ્‌ભાગ્યે અમે આવ્યાં, નહિ તો મેળાપ જ થાત નહિ!"

રેવાએ તેને ચુંબન કર્યું. "ના—અમિય, તમને મળ્યા વિના હું જાત નહિ."

"તમને શું ખબર હતી કે અમે આજે તમારી પાસે આવવાનાં છીએ?"

"કોઈ ને કોઈ દહાડે તો આવશો જ, એટલું જાણતી હતી."

"પણ બાપુની સાથે તો તમારો મેળાપ થયો નહિ!"

"એય એક દહાડો થશે, અમિય."

"ક્યારે?"

"સમય આવશે ત્યારે..."

"એટલે સુધી આવ્યા છતાં બાબા કેમ તમને મળવા આવ્યા નહિ?"

"સમય નથી થયો એટલે જ ન આવ્યા, સમય થયે આવશે જ."

"તમે તો એ વખતે અહીં નહિ હો, તો પછી એ ક્યાં જશે? તમારો મેળાપ ક્યાં થશે?"

"એ તો કોણ જાણે—પણ એટલો ખાત્રી છે કે, ગમે ત્યાં હોઈશ તોય એ આવી પહોંચશે." રેવાએ બાળકના બરડે મુખ ટેકવ્યું.

જરા વાર શાંત રહી કંઈક વિચાર કરી શ્યામલી ભણી જોઈ અમિય બોલ્યો, "બાબા ત્યાં ક્યારના રાહ જોતા ઊભા છે. આપણે હવે જઈએ, મા."

રેવા નીચે મોંએ કંપતિકંઠે બોલી, "હા, જાઓ હવે, અમિય."

"મા બહુ અસ્વસ્થ છે, તમેય સાથે આવો તો—"

એ હાથે મોં ઢાંકી દઈ રેવા બોલી, "તું જ એમને સમજાવી ઉઠાડી લઈ જા, અમિ."

નિસાસો નાખી પ્રણામ કરી બાળક ઊભો થતાં જ રેવાએ તેને ફરી જોરથી છાતી સરસો ખેંચી લીધો. આ સ્પર્શ અને સુગંધ પોતાની છાતીમાં ગાઢભાવે ભરી લઈને રેવા પોતાની સામેના ભાવિપંથનું ભાથું બાંધી લેવા મથી રહી હતી.



એ જ રસ્તે વળી પાછાં એ સૌ ઊતરી રહ્યાં છે. અમિય નિસ્તેજ નિરુત્સાહ બની નોકરની પીઠે રડતો પડ્યો છે. શ્યામલી આંખો લૂછતો લૂછતી ઠોકરો ખાતી ચાલે છે. અને અનિલ તેનો હાથ પકડી તેના ઉતરવામાં મદદ કરતો એવાને એવા મૂકભાવે ચાલી રહ્યો છે.

: ૩૩ :

કાલ સ્રોત એકજ ભાવે વહી ગયો. એક દિવસ ટેહરીગઢ-વાલને રસ્તે એક પથિક જતો દેખાય છે. છે. ચારે બાજુના હિમાચ્છાદિત પર્વતશીખરોની જેમ તેનું માથું પણ દૂધ જેવા સફેદ વાળથી આચ્છાદિત છે. વૃદ્ધાવસ્થાની એ અસર તેના આખા દેહ ઉપર પથરાઈ રહી છે. પણ તેમ છતાં, ચાલતા પર્વત શૃંગની જેમ આખો દેહ અને માથું ટટાર રાખી તે મુશ્કેલ માર્ગે ચઢી રહ્યો છે. કયાં? કઇ દિશાએ તેણે જવાનું છે, એનીય એને પૂરી ખબર નથી. કેવળ જવાનું છે, એટલું જ એ જાણે છે. દૂર સુદૂર કોક તેની પ્રતીક્ષા કરી બેઠું છે—વાટ જોઈ રહ્યું છે—પછી એ આ પર્વત ઉપર હો, આ લોક કે પરલોકમાં હો, પણ અનિલે એની પાસે પહોંચ્યા વિના છૂટકો નથી.